# સ્નેહાર્પણ

卐  卐

શ્રીમાન્ ધર્મવીર,

શેઠશ્રી કોરશીભાઇ વીજપાલભાઈ

રગુન.

આપના પરિચયથી આપનુ ઉચ્ચ ચારિત્ર, સરલતા અને ધર્મપ્રેમ જોઇ શકયો છુ આપની મારા પ્રત્યે વધતી લાગણી માટે આભારી છુ આપના સ્વ૦ ધર્મપત્નિ રતનબાઇની યાદગીરી નિમિત્તે આપે મારા સાહિત્યના ચાર પુસ્તકો પ્રગટ કરાવી મારા કાર્યને સહાનુભુતી આપી છે આવો આપનો સાહિત્ય પ્રેમ જોઇ સૌ કોઇને આનદ થાય છે આપ જેવા ચારિત્રવાન મહાશયને આ પુસ્તક પ્રમભાવે સમર્પી કૃતાર્થ થાઉ છુ

લી૦ આપનો

અચરતલાલ.

ભારત પ્રેસ ભાવનગર



# પ્રસ્તાવના.

શ્રીમાન્ મહાવીરપ્રભુના જૈન શાસનમાં કોટીગણ, વજ્રશાખા અને ચંદ્રગચ્છ વિસ્તાર પામ્યો. ચંદ્રગચ્છના નાયક શ્રીચંદ્રપ્રભસૂરિની પાટે ધર્મઘોષસૂરિ થયા. ધર્મઘોષસૂરિની પાટે ચક્રેશ્વર સૂરિ, ચક્રેશ્વરસૂરિની પાટે ત્રિદશપ્રભસૂરિ, ત્રિદશપ્રભસૂરિની પાટે તિલકસૂરિ, તિલકસૂરિની પાટે ધર્મપ્રભસૂરિ, ધર્મપ્રભસૂરિની પાટે અભયપ્રભસૂરિ અને અભયપ્રભસૂરિની પાટે રત્નપ્રભસૂરિ થયા. તે રત્નપ્રભસૂરિના શિષ્ય કમળપ્રભસૂરિ ચૌદમા સૈકામાં થયા, જેમણે આ પદ્યબંધ મૂળગ્રંથની રચના વિક્રમ સંવત ૧૩૭૨ માં પોળકા ગામમાં કરી.

આ મૂળ ગ્રંથના રચનાર મહાન્ ધુરંધર આચાર્ય થઇ ગયા. તેમનો સસ્કૃત ભાષા ઉપર અલૌકિક કાબુ હોવો જોઇએ, કારણકે તેમનું બનાવેલું આ મહાકાવ્ય વિવિધ પ્રકારના અલંકારો અને ઉપમાથી વ્યાપ્ત છે, એટલુજ નહિ પણ કેટલાક અલંકારો અને ઉપમાઓ તો વિચિત્ર અને અલૌકિક રીતે ઘટાવ્યા છે, કવિઓ જે કહે છે કે 'સચું અમૃત કાવ્યરસજ છે' તેને આ મૂળ ગ્રંથ પૂરેપૂરી પુષ્ટિ આપે છે. સંસ્કૃત જાણનારને આ ગ્રથ અવશ્ય વાંચવા લાયક અને ઘણુંજ જ્ઞાન આપવાવાળો છે. ઠેકાણે ઠેકાણે બીજે સ્થળે દષ્ટિમા ન આવે તેવા પ્રસ્તાવિક શ્લોકો પણ આ કાવ્યમા ઘણા આવે છે. આ ગ્રંથ વાંચવાથી અને વાંચ્યા પછી તેનું મનન કરવાથી કર્તાએ કાવ્યમા ગુંથેલી ચમત્કૃતિનો પ્રકાશ થાય છે. વાચનારને એકંદર આનંદરસ ઉપજાવનારૂં અને એક વખત વાચ્યા પછી ફરીથી તેનું તેજ પુસ્તક વાંચવાની પ્રેરણા કરનારૂં

આ પુસ્તક છે.

આ સંસ્કૃત કાવ્ય મહાકાવ્ય છે. કર્ત્તાએ જો કે તેની અંદર અનેક ચમત્કારો અને ભાવો પ્રગટપણે તેમજ ગૂઢપણે રાખેલા છે છતાં તેને અત્યંત કઠણ થવા દીધું નથી, સંસ્કૃત ભાષા અત્યંત કોમળ છટાદાર અને આનંદદાયક છે. વાંચનારને સંસ્કૃતનો તેમજ જૈનશાસ્ત્રનો સારો બોધ આપનારૂં આ કાવ્ય છે.

આજ સુધી શત્રુંજયના દીપકતુલ્ય પુંડરીકસ્વામી જેવા મહાપુરૂષનું ચરિત્ર સંપૂર્ણપણે બહાર નપડવાનું કારણ એજ દેખાય છે કે-કમળપ્રભસૂરિએ રચેલા આ કાવ્યની નકલો જોઇએ તેટલા પ્રમાણમાં લખાયેલી નહિ હોય, કારણકે આ ચરિત્રની પ્રત અમને ફક્ત એકજ મળી શકી અને તે પણ પડીમાત્રાની, અને અત્યંત જુની હોવાથી જીર્ણપ્રાય હતી. આ ગ્રંથ અત્યંત ઉપયોગી તેમજ પ્રસિદ્ધ કરવાની આવશ્યકતાવાળો જણાવાથી અમે એક સારા પંડિત તરીકે ગણાતા શ્રી.બેચરદાસ પાસે સુશુદ્ધ તે સંશોધન કરાવીને બહાર પાડ્યો છે. વાંચનારને સરળ થવા વાસ્તે તેમાં પર્યાય શબ્દો અને નોટ પૂરતા પ્રમાણમાં આપેલી છે.

આ ગ્રંથમાં આઠ સર્ગ અને છેવટે એક સર્ગ જેટલી સમાપ્તિ કરેલી છે. તેમાં વિસ્તારથી પુંડરીકસ્વામીનું ચરિત્ર આપવા ઉપરાંત પ્રથમ ચક્રવર્તી ભરતમહારાજનું અને પ્રથમ જિનપતિ ઋષભદેવનું વર્ણન પણ આપેલું છે. સિદ્ધાદ્રિ-શત્રુંજયનું વર્ણન પણ સારા પ્રમાણમાં આપી ઘણો પ્રકાશ કર્યો છે.

વિષયાનુક્રમણિકા—

સર્ગ ૧ લો—આ સર્ગમાં કર્ત્તાએ માંગળિક કરીને યુગાદિનાથને કેવળજ્ઞાનના પ્રસંગમાં અયોધ્યા નગરીથી શરૂઆત કરીને ઋષભદેવ રાજા, તેમની પત્નિઓ, તેમના પુત્રોના પૂર્વભવની સાથે જન્મ અને નામો, પુંડરીકસ્વામીનો જન્મ, ઋષભદેવની દીક્ષા તથા તેમને ભિક્ષાની અપ્રાપ્તિ, કચ્છ મહાકચ્છ, નમિ અને વિનમિ, શ્રેયાંસકુમારનું દાન, તક્ષશિલાના

ઉદ્યાનમાં બાહુબલિને પ્રભુનો સમાગમ ન થયો, પ્રભુને કેવળજ્ઞાન થયા પછી મરૂદેવા માતાને લઇને ભરતરાજાનું વંદન માટે જવું, મરૂદેવા માતાનું સિદ્ધિ ગમન, પુંડરીકસ્વામીની દીક્ષા અને ગણધરપદની સ્થાપના વિગેરે વર્ણવેલા છે.

સર્ગ ૨ જો—ભરતરાજાનો દિગ્વિજય, ભરતચક્રીના અઠ્ઠાણું ભાઈઓની દીક્ષા, બાહુબલિ સાથે યુદ્ધની તૈયારીનું વર્ણન આપેલું છે.

સર્ગ ૩ જો—ભરત અને બાહુબલિનું યુદ્ધ, બાહુબલિને કેવળજ્ઞાન, ઋષભદેવનું સ્ફટિકાચળ ઉપર ગમન, ભરતમહારાજે કરેલું સાધર્મિક વાત્સલ્ય, ભરતરાજાએ કરેલા ચાર વેદો, ભરતપુત્ર મરીચિનો મદ, ભરતમહારાજનું ચોવીશ જિનના નામવાળું બાર શ્લોકનું વીતરાગ સ્તોત્ર, પુંડરીકસ્વામીએ પોતાને કેવળજ્ઞાનના સંબંધમાં પ્રભુને કરેલો પ્રશ્ન અને પ્રભુની આજ્ઞાનુસાર પુંડરીકસ્વામીનું વિમળાચળ પ્રત્યે ગમન.

સર્ગ ૪ થો—વિહાર કરતાં પુંડરીકસ્વામીનું પોતનપુરના ઉદ્યાનમાં આગમન, ત્યાં મૌન રહેલ રત્નચુડરાજા સાથે મુનિચંદ્ર નામના મંત્રીનું આગમન, મંત્રીએ રાજાના માન થવાના સંબંધમાં કરેલ પ્રશ્ન, પુંડરીકસ્વામીએ કહેલ દાન મહિમા યુક્ત રાજાનો પૂર્વભવ, રત્નચૂડરાજાનું પાંચ હજાર મંડળિક રાજાઓ સાથે દીક્ષા ગ્રહણ.

આ ચરિત્રની અંદર લક્ષ્મીધરરાજાનો જીવ પૂર્વભવમાં મેઘનાદ નામનો રાજપુત્ર હતો જે અર્થી જનોને અત્યંત દાન દેતો હતો અને તે દાનવ્યસન વધી જવાથી એક દિવસે અઢાર સુવર્ણ કોટીનું દાન આપવા લાગ્યો. અભયદાનના પ્રસંગમાં આ કુમારની પાસે દૈવકૃત હરિણી ભય પામતી આવી અને પાછળથી સિંહ આવ્યો. કુમારે સિંહથી હરિણીનું રક્ષણ કર્યું અને પોતાનો દેહ સિંહને ભક્ષણ કરવા આપ્યો. બીજે પ્રસંગે યાચનાભંગના પાપથી ભય પામતો આ કુમાર દિવ્યાગ્નિમાં પડી ગયેલ દેવીની ચિંતામણિથી વિભુષિત વીંટી કાઢવા અગ્નિકુંડમાં પડે છે, જે વખતે કુંડમાં અગ્નિ જળ-

રૂપ થઈ જાય છે. વળી દેવીની સહાયથી આ કુમાર ત્રૈલોક્યસુંદરીને સ્વયંવરમાં પણે છે અને ત્રણ ખંડનો સ્વામી થાય છે. તે સિવાય આ કુમારની પિતૃભક્તિ અને ત્રૈલોક્યસુંદરીની પતિભક્તિ રોમાંચ ખડા કરે તેવી રીતે બતાવી છે આ ચરિત્રમાં તીર્થયાત્રાનો પ્રભાવ પણ દેખાડ્યો છે સ્રી તથા પુરૂષ બંનેને આ ચરિત્ર અત્યંત ઉપયોગી અને જીવન નિર્મળ કરવામાં કારણભૂત થઇ પડે તેવું છે.

સર્ગ ૫ મો—પુંડરીકસ્વામીનું ચંપાપુરીમાં આગમન, લક્ષ્મીધરરાજાનું ચંદ્રના છત્ર સહિત પ્રભુને વંદન કરવા આવવું, હરિણગમેષી દેવે તે રાજાને ચંદ્રનું છત્ર પ્રાપ્ત થવાનું પૂછેલું કારણ, પુંડરીકસ્વામીએ કહેલ શિયળ અને તપનો મહિમા પ્રદર્શિત કરનાર લક્ષ્મીધરરાજાનો પૂર્વભવ, એંશી લાખ મંડળિકરાજા સાથે લક્ષ્મીધરરાજાએ લીધેલી દીક્ષાનું વર્ણન.

આ ચરિત્રની અંદર પરસ્રીથી ભય પામતો રાજા સુરેન્દ્રદત્ત સમીપ આવતી સ્રીનું કેવી રીતે નિવારણ કરે છે અને નિવારણ કરતાં તે સ્રીને થયેલ દુઃખ ઉપજાવવાના પાપનું અરણ્યમાં પ્રતિક્રમણ કરી તે આલોચના કરે છે. અમરશેખર કુમાર અને વસંતસેન મિત્રના સંબંધમાં મિત્રો કેવા હોય છે તે દેખાડે છે, યતિ પાસેથી પ્રાપ્ત થયેલ નવકારમંત્રનો પ્રભાવ ઘણી સારી-રીતે દેખાડ્યો છે. પરોપકાર, સત્વ, પિતૃભક્તિનો પણ સારી રીતે ચિતાર આપ્યો છે તે ઉપરાંત આચામ્લચંદ્ર તપ કરવાનો વિધિ તથા તે તપનું ઉદ્યાપન અને પારણાનો વિધિ આપેલો છે તે ખાસ જાણવા જેવો છે. તે તપના પ્રભાવથી લક્ષ્મીધરરાજાને ચંદ્રદેવે તુષ્ટમાન થઇને પોતાનું છત્ર મોકલ્યું, તે હકીકત આકર્ષક છે. પ્રેમની શ્રેષ્ઠના દૃષ્ટાંત આપવા પૂર્વક સમજાવેલ છે, જિનેશ્વરની આજ્ઞા લઇને ચંદ્રદેવ અમરશેખર મુનિ તથા વસંતસેન મુનિને જ્યોતિષ્કલોકમાં શાશ્વત બિંબોને વંદન કરવા માટે લઇ જાય છે. સૂર્યના ઉદય વખતે ચંદ્રનું વિમાન નિષ્પ્રભ દેખાય છે, તેનું ચંદ્રદેવે કરેલ સમાધાન પણ આપેલ છે. વૈરાગ્ય તથા પ્રવ્રજ્યાનું

મહાત્મ્ય, ચંદ્રદેવની પુંડરીકસ્વામી પ્રત્યે ભક્તિ વિગેરે ઘણી ઉપયોગી હકીકતનો સમાવેશ કર્યો છે.

સર્ગ ૬ ઠો—પુંડરીકસ્વામીનું ગજપુરનગરમાં આગમન, ત્યાં સોમયશારાજાનું વિજયસેન મંડળિકરાજા તથા ગુણારામ શ્વાનની સાથે આવવું, શ્વાનની ધર્મભાવનાના સંબંધમાં પુંડરીકસ્વામીએ કહેલ ભાત્રધર્મના મહિમા યુક્ત વિજયસેનરાજાનો પૂર્વભવ અને દેવદ્રવ્ય ભક્ષણ ઉપર ગુણારામ શ્વાનના પૂર્વભવનું વર્ણન, વિજયસેનરાજાનું દીક્ષા ગ્રહણ.

આ ચરિત્રની અંદર ભુવનભાનુનું કળાકુશળપણું, વિદ્યાગુરૂનો સત્કાર, વિદ્યાગુરૂની શિક્ષા બતાવવા ઉપરાંત લક્ષ્મી અને અલક્ષ્મીનું સ્વરૂપ તથા અલક્ષ્મીએ દેખાડેલ લક્ષ્મી કરતાં વધી જતી પોતાની શ્રેષ્ઠતાનું સ્વરૂપ બતાવ્યું છે, તે ખાસ જાણવા યોગ્ય છે. સત્વની પરીક્ષામાં ભુવનભાનુ કુમારનું અડગ પણે રહેવું અને અલક્ષ્મીનું આમંત્રણ કરવું એ ચિતાર રોમાંચ ઉભા કરે તેવું છે. ભુવનભાનુ કુમારે ઋણ રહિત થવા વાસ્તે ચંડાળનું દાસત્વ અંગીકાર કર્યું તે ઋણથી મુક્ત થવાની ઉગ્ર ભાવના આકર્ષક અને ધડો લેવા લાયક છે. આ કુમારે રાક્ષસને પોતાનો દેહ અર્પણ કરી એક યોગીની રક્ષા કરી, રાક્ષસથી ભક્ષણ કરાતા કુમારની નિર્મળ ભાવના આકર્ષક છે. તે સિવાય કુમારની જિનબિંબ પ્રત્યે ભક્તિનું સ્વરૂપ આપેલું છે. નાગરાજ તુષ્ટમાન થઇ કુમારને પાતાળમાં લઇ જાય છે તે પ્રસંગમાં નાગનગરમાં ઉત્સવ, નાગદેવીએ તથા ધરણેંદ્રે કરેલું ભુવનભાનુનું બહુમાન વર્ણવ્યું છે. કુમારની નરકપૃથ્વી જોવાની ઇચ્છા થવાથી નરકપૃથ્વીનું વર્ણન આપેલું છે અને કેટલીક નરકપૃથ્વી કુમારને બતાવી છે. ધરણેંદ્રની સાથે ભુવનભાનુનું ભોજન, પછી ભુવનભાનુને ધરણેંદ્ર પૃથ્વી ઉપર મૂકે છે. કુમાર રાધાવેધ કરી સ્વયંવરમાં કર્પૂરમંજરીને પરણે છે, કર્પૂરમંજરીને સૂર્યવિમાનમાં રહેલા જિનબિંબોને નમસ્કાર કરવાનો દોહદ થાય છે. ભવ-

મેળાનુ તથા કર્પૂરમંજરીનું સૂર્યવિમાનમાં જવું, સૂર્યવિમાનમાં રહેલા જૈનપ્રસાદનું વર્ણન વિગેરે ઉપયોગી હકીકતનો સમાવેશ કર્યો છે. દિવાકર વિપ્રનું દેવદ્રવ્ય ભક્ષણ કરવાથી ભવ ભ્રમણ અને શ્વાનના અવતારનું પ્રાપ્ત થવું. સિદ્ધાચળનો મહિમા, શુભંકર શ્વાનનું અનશન કરી પંચત્વ પામવું વિગેરે વર્ણન આપેલું છે.

સર્ગ ૭ મો—પુંડરીકસ્વામીનું મથુરાપુરીમાં આગમન, ત્યાં ધનશ્રેષ્ઠીનું પોતાના પુત્ર દેવદત્તને લઈને આવવું, શ્રેષ્ઠીએ દેવદત્તની સ્ત્રી વિમળાના દુરભિગંધપણાનો કરેલો પ્રશ્ન, પુંડરીકસ્વામીએ કહેલ મુનિની દુગંચ્છા, મંદિરની આશાતના અને પ્રાણિઓનો વિયોગ કરવાના ફળને પ્રદર્શિત કરનાર દેવદત્ત અને વિમળાના પૂર્વભવનું વૃત્તાંત અને દેવદત્તનું ત્રીશ હજાર વણિકોની સાથે દીક્ષા ગ્રહણ.

આ ચરિત્રમા દુરભિગંધવાળી વિમળાનું દુરભિપણું હરિણગમેષીદેવે લાવી આપેલા પુંડરીકસ્વામીના ચરણપ્રક્ષાલનના નીરથી દૂર થાય છે તેના પૂર્વભવમાં નિર્ધન કુટુંબમા ઉત્પન્ન થયેલ પ્રતાપી ગજકુમારના પ્રભાવને જ્યેષ્ઠબંધુઓ સહન કરતા નથી. ગજ તેમના પરત્વે ઉદાર ભાવના રાખે છે ગજ પોતાના પિતાનું કાર્ય કરી ધન ઉપાર્જન કરવા દેશાતર જવાની ઈચ્છા બતાવે છે, તેના પિતા ધનશેઠ શ્રીધર નામના મિત્રે કરાવેલ જિનમંદિરનો જીર્ણોદ્ધાર કરવા ઇચ્છા બતાવે છે, ગજ પિતાની ઈચ્છાનુસાર જીર્ણોદ્ધાર કરે છે ધનશેઠ એકઠા આઠ ઉપવાસ કરે છે ત્યારે ગજ તેના પારણાને દિવસે ઉત્સવ કરી ધર્મિષ્ઠ અને સ્વજનવર્ગને જમાડે છે, તે દિવસે દ્વેષથી યુકત તેના જ્યેષ્ઠબંધુઓ ગજને ઝેર આપે છે અને ગજ મૂર્છા પામે છે, ત્યા એક દિવ્ય મયૂર આવી તેને નિર્વિષ કરે છે, મહસેનરાજા બંને જ્યેષ્ઠ બંધુઓનો વિનાશ કરવાનો હુકમ કરે છે, ગજ તેમને બચાવવા પોતાની ઉદાર વૃત્તિ બતાવે છે. છેવટે રાજા તેમને જીવતા રાખી દેશનિકાલ કરે છે, ગજનો પિતા એક પુષ્પ સુંઘવાથી અને સર્પ

ડ'શથી કાળધર્મ પામે છે, તે સાંભળી રાજા ગજકુમારને રાજ્ય આપી વૈરાગ્ય પામવાથી દીક્ષા લે છે. એકદા ગજ અને તેની પત્ની પ્રિયમિત્રા જળક્રીડા કરવા જાય છે ત્યાં ગજરાજે ચક્રવાકના યુગલને પકડ્યું, તેમાંથી રાણીએ ચક્રવાકીને પોતાના હાથમાં રાખી અને કુતુહળથી બંનેને જુદા જુદા પાંજરામાં રાખ્યા. રાણી એક મુનિરાજની દુગંછા કરે છે અને આઠ ઘડી સુધી રજસ્વલા સ્થિતિમાં જિનમંદિરમાં રહે છે. જિનપૂજા કરવા વિષે અને વૈરાગ્યને સ્ફુરાવનારૂં આ ચરિત્ર વાચકને અત્યંત નિર્મળ ભાવ કરાવનારૂં છે. શત્રુંજયનું વર્ણન પણ સારી રીતે આપેલું છે.

સર્ગ ૮ મો—ભરતચક્રવર્તી પ્રથમ તીર્થપતિને વાંદવા જાય છે. તે વખતે તેમની સાથે પુંડરીકસ્વામીને નહિ દેખવાથી પ્રભુને તેનું કારણ પૂછે છે. પ્રભુ કહે છે કે પુંડરીકગણધર વિમળાચળ પ્રત્યે જાય છે અને ત્યાં તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થવાનું છે. ભરતરાજાની તે વખતે સંઘ કાઢીને સિદ્ધાચળ જવાની ઇચ્છા થાય છે અને પ્રભુને સાથે પધારવા વિજ્ઞપ્તિ કરે છે. પ્રભુ તથા સંઘ સહિત ભરતરાજા અયોધ્યાથી નીકળી મથુરામાં પુંડરીકસ્વામીની સાથે મળે છે. સંઘ સિદ્ધાચળની તે વખતની તળાટીરૂપ વણારસીપુરીમાં પહોચે છે. ભરતરાજા અહિં વિમળાચળના દર્શનનો અપૂર્વ ઉત્સવ કરે છે. ચૈત્રી પૂર્ણીમાને દિવસે પુંડરીકસ્વામી પાંચ ક્રોડ મુનિઓ સાથે અનશન કરી કેવળજ્ઞાન પામી મોક્ષે જાય છે. ભરતરાજા સિદ્ધાચળ ઉપર જિનપ્રાસાદ કરાવે છે. પ્રાંતે આદિજિનનો પરિવાર બતાવી અષ્ટાપદ ઉપર આદીશ્વરપ્રભુના નિર્વાણનું વર્ણન અને અષ્ટાપદ ઉપર ભરતરાજાએ કરાવેલ જિન મંદિરનું વર્ણન આપેલું છે.

છેવટે સમાપ્તિમાં—ભરતરાજાને અરિસાભુવનમાં કેવળજ્ઞાન અને અષ્ટાપદ ઉપર તેમના નિર્વાણની હકીકત સવિસ્તર આપેલી છે. પ્રાંતે ગ્રંથકારની ગુરૂ પરંપરાનું વર્ણન આપી ગ્રંથ સમાપ્ત કરેલ છે.

આ ગ્રંથમાં પહેલા ત્રણ સર્ગમાં અને આઠમા સર્ગમાં જે આદીશ્વર ભગવાનનું ચરિત્ર, ભરતમહારાજનું ચરિત્ર તથા શત્રુંજયની હકીકત આપેલી છે તે જો કે ઘણે ઠેકાણે આવી ગયેલી છે છતાં આ ગ્રંથમા તેજ હકીકતનું કર્ત્તાએ ઘણી ખુબીથી વર્ણન કર્યું છે. સર્ગ ચોથા, પાંચમા, છઠ્ઠા અને સાતમામાં આપેલા ચાર ચરિત્રો તદ્દન અપ્રસિદ્ધ છે. તે ચરિત્રો ખાસ મનન પૂર્વક વાંચવા જેવા છે અને જીવનમાં ઘણોજ સુધારો કરવાવાળા છે. આ ગ્રંથ હાથમાં લીધા પછી સાદ્યંત વાંચવાની રૂચી થયા વિના રહેની નથી. આ ગ્રંથનું જો વિસ્તારથી વિવરણ કેરવા બેસીએ તો ગ્રંથ કરતાં પણ મોટું પુસ્તક થઈ જાય તેમ છે. વાસ્તે સાદ્યંત વાંચી જઇ કર્ત્તાનો અને પ્રસિદ્ધ કર્ત્તાનો શ્રમ સફળ કરશો એવી આશા છે.

સંસ્કૃતના અભ્યાસીઓ સર્વે હોતા નથી તેથી તેમજ ગ્રંથ વાંચવા ભણવા યોગ્ય હોવાથી અમે આ ગ્રંથનું ભષાંતર મૂળની સાથેજ બહાર પાડેલ છે આ ભાષાંતર બહાર પાડવામાં રા રા કુંવરજીભાઇ આણંદજીભાઇએ પ્રુફો તપાસી આપી શુદ્ધ કરી આપ્યો છે તેને વ રતે તેમનો આભાર માનુ છું. આ ભાષાંતરમાં મતિદોષથી અથવા દૃષ્ટિદોષથી કાંઇ સ્ખલના થઇ હોય તો તેનો મિચ્છામિ દુક્કડ આપું છું.

આ પુસ્તકનું ગૌરવ વધારવા તેમાં આવતા પ્રસંગને લગતા તેર આકર્ષક ચિત્રો નાખવામાં આવ્યા છે.

આ ગ્રથમાં દરેક પારામાં આવતી હકીકતના હેડીંગ શરૂઆતમાં બ્લાક ટાઇપમાં આપી નવી સ્ટાઇલ દાખલ કરી છે અને વાંચનારની સુગમતા ઉપર પૂરતું લક્ષ આપ્યું છે.

આ મૂળ ગ્રથ પત્રાકારે સારા એન્ટિકપેપર ઉપર સુપરરોયલ આર પેજી પૃષ્ટ ૩૧૪નો ૧૩ ચિત્રો સાથે અમે પ્રગટ કરેલ છે. તેની કિંમત રૂ ૧૦) રાખી છે.

| | |
|---|---|
| સંવત ૧૯૮૦ | સંઘવી મોહનલાલ ગીરધર |
| ચૈત્ર શુદિ ૧૫ | ભાવનગર. |



આદીશ્વર ભગવાનના મુખ્ય ગણધર.

# શ્રી પુંડરીકસ્વામી ચરિત્ર.

## ભાષાંતર.

## સર્ગ ૧ લો

### મંગળ.

**પ્રવચન**--લક્ષ્મી, કીર્તિ, ઐશ્વર્યતા અને આત્મોલ્લાસના ગઢિરૂપ, દુષ્ટ કર્મોનું નિકંદન કરનારૂં, સ્થિરતા ઉદારતા અને વિવેકને વિકસાવનારૂં, સર્વ મનુષ્યો તથા દેવોને હર્ષ ઉપજાવનારૂં તથા [1]સાત નયના સ્વરૂપને સ્ફૂરાવનારૂં, સુંદર હેતુઓના સમૂહરૂપ ત્રણ જગતના સ્વરૂપને દેખાડનારૂં પવિત્ર અને અદ્વિતીય મંગળરૂપ અને જ્ઞાનમય એવું **પ્રવચન** (આગમ) તમારૂં રક્ષણ કરો.

**શ્રી ઋષભદેવ**--ત્રણ જગતના જીવોને છાયા કરનાર, મનોહર રીતિ આદિ ચતુરતારૂપ માંજરના સ્વાદને દઇને સુકવિરૂપ પુંસ્કોકિલાઓની વાણીને ઉંચા પ્રકારની બનાવનાર, કલ્પપર્યંત સ્થિર રહે તેવા, અતુલ રસથી યુક્ત ફળોને દેવાવાળા સદ્વિવેકરૂપ આમ્રતરૂને જેણે સ્થાપિત કર્યો છે એવા પહેલા જિનપતિ **શ્રી ઋષભદેવ પરમાત્મા** તમારા મનવાંછિતને આપો.

**શ્રી શાંતિનાથ**--પારાપતના (પારેવાનો) માત્ર અલ્પ સમયના

---

૧ સાતનય—નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત.

સેવનથકી પોતાનો સમસ્ત દેહ આપીને (તુલામાં મૂકીને) રક્ષણ કર્યું તેથી ત્રણ ભુવનની પ્રભુતારૂપ જિનેંદ્રલક્ષ્મીનું સમીપપણું મને કરાવશે એમ બે જન્મથી સાથે રહેલી ચક્રીકમળાને જેમણે પ્રમુદિત કરી છે તે શ્રી શાંતિનાથ પ્રભુ તમોને પ્રભાશાળી બનાવો.

**શ્રી નેમિનાથ**-વિવાહના મિષથી જઇને આઠ જન્મની પ્રિયા રાજીમતીને મોહરૂપી શત્રુથકી મૂકાવીને દીક્ષારૂપી ભાજન તેના હાથમાં આપી હાથ ધોવાના બ્હાનાથી નિર્મળ જ્ઞાનરૂપ જળ આપીને જેમણે સિદ્ધિસુખરૂપ ભોજન કરાવ્યું અને પોતે પાછળથી તે ભોજન કર્યું એવા શ્રી નેમિનાથ પ્રભુ તમને કલ્યાણ માટે થાઓ.

**શ્રી પાર્શ્વનાથ**--કમઠની જળવૃષ્ટિ સમયે ધરણેન્દ્રે જે પ્રભુના ઉલ્લસાયમાન થતા દેહને ઉંચો કર્યો છે અને જેમને કલ્પવૃક્ષની જેમ વિસ્તાર પામતા ફણારૂપી પલ્લવો છે, વિકસ્વર મનરૂપી પુષ્પો છે, શ્યામ કિરણોરૂપી પત્રો છે અને તેજ વખતે જેમને કેવળજ્ઞાનરૂપ ફળ ઉત્પન્ન થયું છે તે શ્રી પાર્શ્વનાથ તમને પાસે રહેનારી એવી (શાશ્વત)લક્ષ્મી આપો.

**શ્રી વર્ધમાનસ્વામી**-આ જગતમાં જેમણે ત્રિશલામાતાના ઉદરમાં રહી પોતાનું અતિ લઘુપણું દેખાડયું અને જન્મસ્નાત્રને વખતે અંગુઠાના અગ્રભાગથી મેરૂપર્વતને નચાવી પોતાનું ગુરૂપણું બતાવ્યું, તેમજ માતાના ઉંચા પ્રકારનાં ગૌરવને સૂચવ્યું એવા અને ધ્યાનવડે કરીને વધતા મહિમાવાળા ગર્ભયોગી જિનેશ્વર શ્રી વર્ધમાનસ્વામી તમને કલ્યાણને માટે થાઓ.

**શ્રી પુંડરીકસ્વામી**--શ્રી ઋષભપરમાત્માના આદેશથી "કેવળરત્નકોશ" (શત્રુંજયનું પહેલાં કેવળરત્નકોશ નામ હતું) પર્વતે જઇને તે પર્વતનું "શત્રુંજય" નામ પ્રગટ કરી જેઓએ ક્રોધાદિ શત્રુઓને જીત્યા છે એવા યોદ્ધારૂપ મુનિઓને અક્ષીણ લક્ષ્મી (કેવળજ્ઞાન) યુક્ત કર્યા તે શ્રી પુંડરીક ગણધર તમારૂં રક્ષણ કરો.

**શ્રી ગૌતમસ્વામી**-પોતાની પાસે રહેલી પોતાના ભોગની અવધિવાળી અક્ષીણમહાનસી નામની લબ્ધિ બીજાઓને ઉપયોગી

ક્યારે થાય ? એ પ્રમાણે વિચારીને તેનો ઉપયોગ કરીહાથમાં રહેલી (જેના માથાપર હાથ કરે તેને કેવળજ્ઞાન થાય તેવી) જ્ઞાનઋદ્ધિ પહેલાં બીજા મુનિઓના સમૂહને આપીને પછી પોતે ભોગવી તે ગુરૂ **શ્રી ગૌતમસ્વામી** મારી વાણીના દોષોનું હરણ કરો.

**અતિમુક્તક મુનીશ્વર**—નારદમુનિ પાસે અતિ અદ્ભુત એવો સિદ્ધાચળનો મહિમા જેમણે પહેલાં વર્ણવ્યો છે એવા પુણ્યરૂપ કીર્તિથી અલંકૃત **અતિમુક્તક મુનીશ્વર** તમારૂં રક્ષણ કરો.

**આચાર્યો**—પાંચ પ્રકારના આચારથી યુક્ત, સિદ્ધાન્તસમુદ્રના પારને પામેલા અને જ્ઞાનરૂપ કાન્તિવડે કરીને અગ્રદીપક સમાન **આચાર્યોનો સમૂહ** બોધિરત્નને દેવાવાળો થાઓ.

**ગ્રન્થકર્ત્તા પોતાનું લાઘવપણું દેખાડતાં કહે છે કે**—સૂર્યના મંડળ સમાન અતિ દેદિપ્યમાન પુંડરીકસ્વામીના ચરિત્રનું નિરીક્ષણ કરવામાં સ્વલ્પમતિ એવો હું શું સમર્થ હોઇ શકું ? અર્થાત્ નજ હોઇ શકું; પણ પૂજ્ય મુનિઓની પ્રેરણાથી સ્વલ્પ બળવાળો હું બાળક હોવા છતાં પણ પદના ઉચ્ચારને કરીશ.

**ગ્રન્થકર્ત્તાએ લક્ષમાં રાખેલાં ગ્રંથો**—શ્રી શત્રુંજયપર્વતનું મહાત્મ્ય ભદ્રબાહુસ્વામીએ રચેલું છે, તેને વજસ્વામીએ સંક્ષેપથી ઉદ્ધર્યું છે અને શ્રી પાદલિપ્તસૂરીએ સંક્ષેપથી તેના સારને પોતે રચેલા શ્રી શત્રુંજયકલ્પની અંદર સંકલિત કર્યો છે તે ગ્રંથોને હું લક્ષમાં રાખીને મારૂં આ કાર્ય કરીશ.

**શ્રી પુંડરીકસ્વામી ચરિત્ર સંગત કથાઓ**—ધર્મમાં ધીર, અને સુંદર સૌભાગ્યથી યુક્ત **પ્રથમ ચક્રવર્તિની**, વિવેકરૂપી લોચનને સૂર્ય સમાન **શ્રી ઋષભદેવની** તથા સિદ્ધાદ્રિ–શત્રુંજયની ચિત્તને આનંદ ઉપજાવનારી કથાઓથી યુક્ત પવિત્ર શ્રી પુંડરીકસ્વામીની કથા હે મનુષ્યો ! પુણ્યને માટે સાંભળો. સત્ પંડિતો કૃપા કરી પાણીમાં કતકચૂર્ણની જેમ પોતાનું મન મારી વાણીના વિસ્તારને નિર્મળ કરવાને માટે સ્થાપન કરશો એવી પ્રાર્થના છે.

## યુગાદિનાથને કેવળજ્ઞાનની પ્રાપ્તિ.

**અયોધ્યા નગરીનું વર્ણન**--ઉચ્ચ પ્રકારની સંપદાના સ્થાનરૂપ અયોધ્યા નામની નગરી છે. તે નગરીના સ્વામી અરિહંત હોવાથી દેવમંદરની ફરકતી ધ્વજારૂપ ભુજાઓવડે કરીને જાણે નાચતી હોય તેવી તે દેખાતી હતી. આ નગરીમાં મણિમય કોટમાંથી સ્ફૂરાયમાન થતા તેજરૂપી જળની અંદર રહેલા પ્રાસાદરૂપી કમળો હતા અને તેમાં પ્રવેશને પામેલો એવો મધ્યાહ્નનો સૂર્ય રાજહંસની જેવો શોભતો હતો આ નગરીની અંદર મનુષ્યો પ્રિય વાણી સહીત દાન દેતા હતા તેથી મૂકપણાવડે (મૂંગાપણાવડે) લજ્જિત થયેલા કલ્પવૃક્ષો અદૃશ્ય થઇ ગયા; વળી હમેશાં પુત્રો પિતાઓનો અત્યંત સત્કાર કરતા હતા તે જોઇનેજ જાણે પુત્રતુલ્ય કામ અને અર્થ પિતાતુલ્ય ધર્મને આ નગરીની અંદર પીડા કરતાજ નહોતા.

**રાજા ઋષભદેવ**-સુર અને અસુરના મુકુટોએ કરી છે આરતિની રચના જેમની એવા અરિહંત શ્રી ઋષભદેવ રાજા અહિંની પ્રજાનું રક્ષણ કરે છે. આચાર અને ચતુરાઇ બતાવીને તેમણે સમગ્ર જગતને કાર્યકુશળ બનાવ્યું છે તેથી પુરૂષોત્તમ એવા નાભિરાજાથી ઉત્પન્ન થયેલા આ સ્રષ્ટા (બ્રહ્મા) છે એમ લોકો તેમને કહે છે. અયોધ્યા નગરીમાં તે વખતે અતિ કુટિલપણું બીજના ચંદ્રમાની અંદરજ હતુ, ચંચળપણું વાયુની અંદરજ હતુ, અતિદાહપણુ ફક્ત અગ્નિમાજ હતું, પણ નગરજનોમા તેવા પ્રકારનું કાઇ નહોતું. આ નગરીમાં રાજા સુંદર વાણીના રસવડે કરીને ખુશી થતા અને ગોવાળીયા દહિં માખણ આદિ રસોવડે કરીને ખુશી થતા હતા હસ્તિઓ મદ સહિત તથા સદ્ગતિ ( મંદગતિ ) વાળા હતા અને મનુષ્યરૂપી હસ્તીઓ દાન દેવાવડે કરીને સદ્ગતિને પ્રાપ્ત કરવાવાળા હતા લોકોમા માર ( કામદેવ ) ફક્ત હૃદયમાં સ્રીના જોવા થકીજ હતો અને બંધ ફક્ત પ્રેમથીજ હતો; મનુષ્યો મન, વચન અને કાયાનીજ ગુપ્તિ ( કેદખાનું ) કરતા પણ વાસ્તવિક માર, બંધ તથા કેદ-



સુમંગળા—( આદીશ્વર ભગવાનને કહે છે કે ) હે પ્રભુ ! મે આજે સ્વપ્નમા ચૌદ મહા સ્વપ્નાઓ દીઠા છે

સુનંદા—હે પ્રભુ ! મેં આજે સ્વપ્નમા જેણે પોતાના પંજામા ઐરાવણ હાથીને આક્રમણ કર્યો છે એવો મૃગેન્દ્ર જોયો છે

ખાનાનો ઉપયોગ આ નગરીની અંદર કરવો પડતો નહોતો. તે વખતે ધર્મીષ્ઠ, ન્યાયી તથા દાની રાજાઓ હોવાથી સમગ્ર પૃથ્વી પવિત્ર, સુંદર અને રસાળ બની હતી પ્રભુ ઉપર અતિ રાગવાળી તેની કીર્તિએ સર્વ સ્થળે પ્રસરીને સુર, અસુર અને રાજાઓને નમાવ્યા હતા તેથી પ્રભુને ધનુષ્ય ચડાવવાનો વખતજ આવ્યો નહોતો, વધારે શું કહેવું પણ ધાન્ય નિષ્પત્તિ આદિ કળાઓ બતાવીને જિનેશ્વરરૂપી સૂર્યે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કર્યો પણ કરવડે કરીને [વેરા લઇને] લોકોને સંતાપ પમાડ્યો નહોતો. આવા પ્રભુના મહોત્સવોમાં જેપણે નેત્રકમળવડે આશ્ચર્ય ઉપજાવે તેવા રસનું પાન કર્યું તેજ લોકો ધન્ય અને પુણ્યશાળી છે.

**ઋષભદેવની પત્નીઓ**—સ્વરૂપવડે કરીનેજ દૃષ્ટિમાં સ્થિત રહેલા છે મંગળો જેને એવી **સુમંગળા** અનેણીજી સર્વદા આનંદકારી એવી **સુનન્દા** નામની બે સ્ત્રીઓ પ્રભુને હતી. સ્વામી અનાસક્ત મનવાળા હોવા છતાં પણ તેમની સાથે સુખને ભોગવતા હતા, કારણ કે ભોગાવળી કર્મોનો બીજી કોઈ રીતે પાર પામી શકાતો નથી. છ લાખ પૂર્વમાં કાંઇક ઓછો કાળ વીત્યા પછી મેઘથકી છીપ મોતીને ધારણ કરે તેવી રીતે પ્રભુથકી સુમંગળાદેવીએ ગર્ભને ધારણ કર્યો અને આનંદકારી હૃદયવાળી એવી સુનંદા દેવીએ પણ પ્રભુની સેવાના પ્રભાવથી ભવ્ય જીવ જેમ સંપૂર્ણ સદ્ધર્મને ધારણ કરે તેવી રીતે ગર્ભને ધારણ કર્યો. જે રાત્રીએ સુમંગળા દેવીએ ગર્ભને ધારણ કર્યો તે રાત્રીએ તેણે હાથી, ઋષભ, સિંહ, લક્ષ્મી, પુષ્પની માળા, ચંદ્ર, સૂર્ય, કળશ, ધ્વજ, પદ્માકર, વિમાન, સમુદ્ર, રત્નપુંજ અને અગ્નિ એ પ્રમાણે હર્ષને ઉપજાવનારા ચૌદ મહા સ્વપ્નાઓ દીઠા. ત્યારપછી જાગેલી, કાન્તિથી યુક્ત તે મહાસની સુમંગળાદેવી પ્રભાતે હર્ષથી યુક્ત થઈ પ્રભુ પાસે પૂછવાને આવી. સુનંદા દેવીએ પણ સ્વપ્નમાં પોતાના બે પંજામાં આક્રમણ કર્યો છે ઐરાવણ હાથીને જેણે એવો સંપૂર્ણ કાન્તિવાળો મૃગેન્દ્ર પોતાના ઉત્સંગની (ખોળાની) અંદર પ્રાપ્ત થયેલો જોયો હતો તેથી તે પણ તેજ વખતે

પ્રભુ પાસે આવી. તે બંને દેવીઓના સ્વપ્નાઓને સાંભળીને પ્રભુએ અતી કોમળ વાણીથી સુમંગળા દેવીને કહ્યું કે-'તમને સ્વપ્નના પ્રભાવથી ચક્રવર્તિપુત્ર પ્રાપ્ત થશે.' સુમંગળા દેવીએ ફરીથી પૂછ્યું કે-'મારો પુત્ર કયા કર્મવડે કરીને ચક્રવર્તિ થશે તે હે પ્રભુ! કૃપા કરીને કહો.' ત્યારપછી ત્રણ જ્ઞાનવડે કરીને પવિત્ર વાણી છે જેમની એવા જગતસ્વામી બોલ્યા કે-'હે દેવીઓ! તમે બંને હું કહું તે પૂર્વભવની વાત સ્થિર ચિત્તે સાંભળોઃ—

ઋષભદેવના પુત્રોના પૂર્વ ભવો—મહાવિદેહ ક્ષેત્રની અંદર પુંડરીકિણી નગરીના સ્વામી અરિહંત વજ્રસેન હતા. તેમને વજ્રનાભ, બાહુ, સુબાહુ, પીઠ અને મહાપીઠ નામના પાંચ પુત્રો હતા. તેમાં પહેલા પુત્ર વજ્રનાભ લાંબો વખત સુધી ચક્રી રહ્યા. કેટલોક કાળ વીત્યા પછી સંસારને અસાર સમજનારા એવા તે પાંચે પુત્રોએ પોતાના પિતા વજ્રસેન જિનેશ્વરની પાસે દીક્ષા લીધી. ગણધરપદને પ્રાપ્ત થયેલા વજ્રનાભ મહામુનિએ અરીહંત પરમાત્માની ભક્તિ આદિ સ્થાનકોવડે કરીને તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. બીજા પુત્ર બાહુએ સાધુઓને ભાતપાણી લાવી આપી અત્યંત ભક્તિ કરી તેથી ઘણા ભોગની વિભૂતિને દેવાવાળું ચક્રીપણું ઉપાર્જન કર્યું. કહ્યું છે કે—

धर्मोपदेशे गुणसंनिवेशे चित्तप्रसादे शुचिशास्त्रवादे ।
अत्र हि हेतुर्दुरिताब्धिसेतुर्देयं यतिभ्यः शम-सम्मतिभ्यः ॥

ધર્મનો ઉપદેશ કરવામાં, જ્ઞાન દર્શન અને ચારિત્ર ગુણોને પ્રાપ્ત કરવામાં, ચિત્તની પ્રસન્નતા કરવામાં અને પવિત્ર એવા શાસ્ત્રનું અવગાહન કરવામાં દુરિતરૂપી અબ્ધિ (સમુદ્ર)ને ઓળંગવામાં સેતુ ( પાળ ) સમાન ફક્ત અન્નદાનજ એક હેતુ છે, તેથી મનુષ્યોએ શાંત અને સુંદર મતિવાળા સાધુઓને અન્નદાન આપવું જોઇએ. શાસ્ત્રમાં કહ્યું છે કે :—

' तीहिं ठाणेहिं जीवा सुहदीहाउयत्ताए कम्मं पगरेंति. तं जहा—पाणे नो अइवाइत्ता, नो मुसं वइत्ता, तहारूवं वा समणं वा माहणं वा वंदित्ता नमंसित्ता सक्कारित्ता संमाणित्ता कल्लाणं मंगलं देवयं चेइयं पज्जुवासित्ता मणुन्नेणं, पीइ-कारएणं, असण-पाण-खाइम-साइमेण पडिलाभित्ता भवइ-इच्चेएहिं तीहिं ठाणेहिं जीवा सुहदीहाउयत्ताए कम्मं पगरेंति.

ત્રણ સ્થાનોવડે કરીને એટલે-પ્રાણાતિપાતનો ત્યાગ કરવાથી, મૃષાવાદનો ત્યાગ કરવાથી અને શુદ્ધ આચારવાળા સાધુને નિર્દોષ, લેવા યોગ્ય, મનોજ્ઞ, અને પ્રીતિના કારણરૂપ અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ એ ચાર પ્રકારનો આહાર દેવા વડે જીવો લાંબા કાળનું શુભ આયુઃકર્મ ઉપાર્જન કરે છે.

સુબાહુ નામના ત્રીજા પુત્રે સાધુઓના શરીરની સર્વદા વૈયાવચ્ચ કરી તેના પ્રભાવે તેણે ચક્રવર્તિથી પણ અધિક વીર્યને પ્રાપ્ત કરવાવાળું કર્મ ઉપાર્જન કર્યું. કહ્યું છે કેઃ—

तपःयुपा ग्लानिमुपेयुषा यो, जराजुषा देहमयो गुरूणाम् ।
विश्रामणाद्यैः कुरुते बलाढ्य, बलाधिकः स्यात् स कथं न विश्वे ? ॥

'તપથી યુક્ત, ગ્લાનિવાળા અને વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયેલા એવા ગુરૂના દેહને વૈયાવચ્ચ આદિથી બળવડે યુક્ત જે કરે છે તે જગતની અંદર અધિક બળવાળો કેમ ન થાય?'

શ્રી વજ્રનાભમુનિના મુખથી સુબાહુ અને બાહુની પ્રશંસા સાંભળીને ઇર્ષાવડે કરીને પીઠ અને મહાપીઠમુનિ કલુષિત અંતઃકરણવાળા થયા અને તેથી કરીને ઉગ્ર તપસ્યાને કરવાવાળા હોવા છતાં પણ ઇર્ષાવડે કરીને સહેજ માયાથી યુક્ત એવા તે બે મુનિઓએ સ્ત્રીપણાને યોગ્ય કર્મને ઉપાર્જન કર્યું. પાંચે ઇંદ્રીયો વશ છે જેમને અને કર્યો છે પંચપરમેષ્ઠી નમસ્કાર જેમણે એવા જીતેન્દ્રિય પાંચે મુનિઓ સુખપૂર્વક કાળધર્મ પામીને સર્વાર્થસિધ્ધ નામના વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા રાજા ઋષભદેવ કહે છે કે-શ્રી વજ્રનાભનો જીવ ત્યાંથી ચ્યવીને મરૂદેવાના ઉદરમાં હું નાભિરાજાના પુત્રપણે ઉત્પન્ન થયો છું. બાહુ અને પીઠના જીવો ત્યાંથી ચ્યવીને હે સુનન્દાદેવી ! તમારી કુક્ષિને વિષે યુગ્મરૂપે આવેલા છે તથા મહાપીઠ અને સુબાહુના જીવો દેવલોકને ભોગવીને હે સુનન્દાદેવી ! તમારી કુક્ષિમાં યુગ્મરૂપે ઉત્પન્ન થયેલા છે.' આ પ્રકારે સ્વામીની વાણી સાંભળીને સુનંદાદેવી બોલી 'હે નાથ ! પીઠ તથા મહાપીઠને માયાના ફળરૂપ સ્ત્રીપણું તો પ્રાપ્ત

થયું પણ તેમણે પૂર્વભવમાં કરેલા ઉગ્ર તપનું શું ફળ પ્રાપ્ત થશે ?' સ્વામી બોલ્યા-'હે દેવી ! તે પીઠ અને મહાપીઠ કરેલાં તપના ફળથી મહાનંદપદ ( મોક્ષપદ )ને દેવાવાળું કેવળજ્ઞાન પ્રાપ્ત કરશે.' એ પ્રમાણે સ્વામીની કોમળ, સ્નેહયુક્ત, મધુર, અને સુંદર વાણી સાંભળીને આનંદિત થયેલી તે બંને દેવીઓ પોતાના આવાસમાં ગઈ.

**ઋષભદેવના પુત્રોનો જન્મ અને નામ**-ત્યારપછી અત્યંત સુખથી ભરેલા હૃદયવાળી સુમંગળાદેવીએ અત્યંત તેજસ્વી ભરત નામે પુત્ર તથા બ્રાહ્મી નામે પુત્રીના યુગ્મને જન્મ આપ્યો અને તે વખતે સુનંદાદેવીએ બાહુબલી નામે પુત્ર અને સુંદરી નામે પુત્રીના નિર્મળ યુગ્મને જન્મ આપ્યો. ત્યારપછી અત્યંત ભાગ્યથી પ્રાપ્ત થયા છે સર્વ મંગળો જેને એવી સુમંગળા દેવીએ ક્રમે કરીને ઓગણપચ્ચાસ પુત્રના યુગ્મને જન્મ આપ્યો. તેમના નામો આ પ્રમાણે-કાંબોજ, કીર, કાશ્મીર, કામ્બોજ, કમલ, ઉત્કલ, કરહાટ, કુરૂ, કવાણ, કૈશિક, કથ, કોશલ, કારૂ, કેશક, અરૂપ, કચ્છ, કર્ણાટ, કીટક, કેકિ, કોલ્લગિરિ, કામરૂપ, કુંકુણ, કુંતલા, કલિંગ, કલકૂટ, કેરલ, કલકંઠક, ખર્પર, ખસ, ખેટ, ગોપ્ય, અંગ, ગૌડ, ગાંગક, ચૈદ્ય ચૈવર, ચૂડ, જાલંધર, કટંકણ, ટક્કોડીઆણ, ડાહાલ, ભંગ, તાયક, તોસલ, દશાર્ણ, દંડક, દેવસભ, નેપાલ, નર્તક, પંચાલ, પલ્લવ, પુંડ્ર, પાંડ્ય, પ્રત્યગ્રથ, અર્બુદ, બર્બર, ભીર, ભટ્ટીય, માહિષ્મક, મહોદય, મરૂંડ, મરૂલ, મેદ, મરૂ, મદ્દગુરૂ, મકન, મલ્લવર્ત, મહારાષ્ટ્ર, યવન, રામ, રાટક, લાટ, બ્રહ્મ, ઉત્તર બ્રહ્માવર્ત, બ્રાહ્મણવાહક વિરાટ, વંગ, વૈદેહ, વનવાસ, વનાયુજ, વાલ્હીક, વટલવ, અવન્તિ, વન્હિ, શક, સિંહલ, સુહ્મ, સૂર્પાર, સૌવીર, સુરાષ્ટ્ર, સુહડ, અશ્મક, હૂણ, હૂરક, હમ્બોજ, હંસ, હુહુક, અને હંહક એ પ્રમાણે ઉત્સવપૂર્વક અપાયેલા નામવાળા, ઇંદ્ર સમાન કાંતિવાળા સ્વામીના પુત્રો શોભતા હતા. હમેશાં પ્રભુના આ નવાણું પુત્રો પાંચ સમીતિવડે કરીને શીયળના અંગો જેમ પાલણ કરવામાં

આવે તેવી રીતે પાંચ પાંચ ધાત્રીવડે કરીને લાલન પાલન કરાતા હતા. સો પુત્રરૂપી સ્ફૂરાયમાન પત્રો છે જેને એવા, કમળના સદૃશ કાંતિવાળા પ્રભુ યશરૂપી રસ છે જેમાં એવી પૃથ્વીપીઠ ઉપર રાજ્યલક્ષ્મીવડે કરીને યુક્ત રાત્રિદિવસ શોભતા હતા. સુવર્ણ કાંતિવાળા પ્રભુ મનોહર કાંતિવાળા પોતાના પુત્રો સહિત મનોહર કલ્પવૃક્ષથી યુક્ત સુવર્ણાચલ (મેરૂપર્વત) ની જેવા શોભતા હતા.

**ઋષભદેવના પુત્રોના વિવાહાદિ**—આ સમયે તે અયોધ્યા નગરીમાં પ્રશસ્ય બુદ્ધિવાળો અને બાળપણાથી આદિનાથનો મિત્ર દેવયશા નામનો રાજા વસતો હતો. તે રાજાને નિર્મળ કળાના સમૂહથી યુક્ત અને ગુણોથી શોભતી ઋષભશ્રી નામની પુત્રી હતી. આ કુમારીકાને જોયા પછી કામદેવની સ્ત્રી રતી પણ ચક્ષુને સુખ દેવાવાળી થતી નહોતી અને તે કુમારીકા જ્યારે બોલતી ત્યારે તેની પાસે વીણા પણ કાનને કઠોર લાગતી હતી. આ કન્યાને જોઇને સુંદર લક્ષણોથી યોગ્ય જાણીને પ્રભુએ તે કન્યાની દેવયશા રાજા પાસે પોતાના પુત્ર ભરત વાસ્તે માગણી કરી. તે સાંભળીને શ્રેષ્ઠ મતિવાળા દેવયશા રાજાએ જગતપતિ આદિનાથને નમસ્કાર કરી બંને હાથ જોડીને કહ્યું–' હે જગદીશ ! દેવથી પણ અધિક કાંતિવાળો આપનો પુત્ર ભરત કયાં અને આપના ચરણકમળની ઉપાસના કરનાર એવા મારી મુગ્ધ બાળિકા કયાં. છતાં પણ મારી પુત્રી આપના પુત્રની સરખી વયવાળી છે તો મારા ઉપર પ્રસાદ કરીને તે મનોરથ પૂર્ણ કરો.' એ પ્રમાણે જ્યારે દેવયશા રાજાએ કબુલ કર્યું ત્યારે પ્રભુએ પોતાના પુત્ર ભરતનો તે ઋષભશ્રી કન્યા સાથે વિધિપૂર્વક વિવાહ કરાવ્યો. વન, વાપી આદિમાં મુગ્ધ ભરતકુમારને ક્રીડામાં રક્ત થયેલા જોઇને સ્વજનવર્ગ કુતુહળથી યુક્ત થયો. સ્નેહવાળા યૌવનવડે કરીને, કટાક્ષવાળા વચનોથી અને હસ્તની ચેષ્ટાપૂર્વક આલિંગનથી તે દંપતીની લજ્જા તથા મુગ્ધતા ઓછી થઇ ગઈ. બાલ્યાવસ્થાને ઉલ્લંઘન કરીને પૂર યૌવનમાં આવેલા તે બંને જણા નવીન સુખરૂપી અમૃતને પીવા લાગ્યા.

**ભરત મહારાજાના પુત્ર પુંડરીકનો જન્મ**—આ પ્રમાણે

કેટલોક કાળ ગયા પછી તે ઋષભશ્રી દેવીએ પુંડરીક (કમળ) સ્વપ્નથી સુચિત ઋષભસેન નામના પુત્રને જન્મ આપ્યો. આ પુત્ર ગર્ભમાં આવ્યો ત્યારે માતાએ સ્વપ્નમાં પુંડરીકકમળ જોયું હતું તેથી અને પુંડરીકના સરખો અંગનો સુગંધ હોવાથી લોકો તેને પુંડરીકના નામથી બોલાવવા લાગ્યા, અને તે બાળક વૃદ્ધિ પામવા લાગ્યો.

**ઋષભદેવની ભાવના**—હવે જગતના નાથ ઋષભદેવસ્વામી ભવસમુદ્રમાં પ્રસરતા મોહતરંગોનો ઉદાસીનપણે આત્મા સાથે વિચાર કરવા લાગ્યા કે–' હે આત્મા ! પાપને દૂર કરીને જો તારે મોક્ષમાં જવાની ઇચ્છા હોય તો સાર રહિત સંસારની અંદર જડની જેમ કેમ લુબ્ધ બની ગયો છે. ' આત્મા કહે છે—'બીજા પણ ઘણા રહેલા છે હું કાંઇ એકલો નથી. ' પ્રભુ કહે છે—' પંચેન્દ્રિયરૂપી ઘડાની અંદર નાખેલા સંસારના સુખરૂપી વિષનુ જેમ જેમ જીવો પાન કરે છે તેમ તેમ મૂર્છાને પામે છે.' આત્મા કહે છે–'હું તો અહિં રાજા છુ.' પ્રભુ કહે–'સ્ત્રી, પુરૂષ અને નપુંસક, રાજા અને રંક આદિ રૂપોને આપતા મોહના નાટકથી હે મૂઢ ! હજુ પણ તને શું ખેદ નથી થતો ? વધારે શું કહું પણ જે જીવ સંસારના વિષયોને ભોગવવાવડે કરીને સુખો પ્રાપ્ત કરવાની આશા રાખે છે તે આશા ઝાંઝવાના પાણીમાં નહાવાના મનોરથ સમાન છે, આંતરડાથી વણેલા વસ્ત્રોને પોતાના શરીર ઉપર ધારણ કરવાની ઇચ્છા રાખવા સમાન છે અને આકાશપુષ્પની માળા પોતાના કંઠમાં ધારણ કરવાની ઉત્કંઠા રાખવા જેવી છે.' આત્મા પૂછે છે-'ત્યારે મારે શું કરવું યોગ્ય છે ?' સ્વામી કહે-' સ્ફૂરાયમાન નિયમોની તીવ્રતાવાળા વ્રતનો આશ્રય કરીને આત્માને તેમજ આ જનને (આ લોકને) શીઘ્ર ભવશત્રુથકી મુકાવવા યોગ્ય છે.'

**ઋષભદેવ પ્રભુની દીક્ષા**—આ પ્રમાણે પ્રભુએ આત્મા સાથે નિશ્ચય કર્યો તે વખતે લોકાંતિક દેવોએ પ્રભુ પાસે આવી હાથ જોડીને 'હે સ્વામિન્ ધર્મતીર્થ પ્રવર્ત્તાવો' એ પ્રમાણે કહ્યું.

ત્યારપછી સ્વામીએ બાહુબલિપ્રમુખ સર્વે ભાઈઓ સાથે ભરતને બોલાવ્યો એટલે તે પણ પ્રભુ પાસે આવ્યો. પછી પ્રભુના પ્રસાદરૂપ હસ્તિમાં આસક્ત, નીતિઓને જાણવાવાળા અને નમીને સમીપમાં રહેલા ભરતને સ્વામીએ કહ્યું-' હે વત્સ ! આ સંસારના શત્રુને જીતીને મોક્ષે જવાની મારી ઇચ્છા પ્રવર્તે છે તો તું આ પૃથ્વીના સ્વામીપણાને અંગીકાર કર; કારણ કે તું ઘણા પરાક્રમથી યુક્ત છે.'

આ પ્રમાણે પિતાનો આદેશ સાંભળીને સ્નેહવડે સ્ખલના પામતી છે વાણી જેમની એવા તથા ઉચિતને જાણવાવાળા ભરતકુમાર અત્યંત કોમળ વાણીથી બોલ્યા કે-'હે પિતાજી ! આપના ચરણકમળની રજથી મારૂં મસ્તક જેવું પવિત્ર થાય છે તેવું રાજ્યાભિષેક થતી વખતે સર્વે તીર્થોના જળવડે પવિત્ર થાશે નહિ; વળી મારા કર્ણપ્રદેશ ઉપર આપ લીલાપૂર્વક હસ્તકમળને ફેરવતા ત્યારે મારા કર્ણોને જે આનંદ ઉપજતો તેવા પ્રકારનો આનંદ માગધોની ચાટુ વાણી સાંભળવાથી નહિ થાય.' સ્વામી આ પ્રકારના ભરતના ઉદ્‌ગારો સાંભળીને ભરત પ્રત્યે હર્ષદ્રુમના પુષ્પરૂપ સ્મિતથી સુગંધિત વાણીવડે બોલ્યા કે--' આ જગતની અંદર વાસ્તવિક રીતે તેજ પુત્રો છે કે જે પોતે ગૃહભાર ઉપાડી લઇને ધર્મકર્મને અંગીકાર કરવા માટે પિતાને રજા આપીને પવિત્ર બનાવે છે; વાસ્તે હે ભાઇ ! તું વિશાળ રાજ્યને ધારણ કર અને હું દીક્ષાને અંગીકાર કરીશ. આ જગતની અંદર વૃદ્ધોને ધર્મકાર્યની અંદર સંપૂર્ણ પ્રેરણા કરવી તેજ તેમની ખરી ભક્તિ છે.' એ પ્રમાણે પિતાની ઇચ્છા સમજીને ભરતકુમારે વિચાર્યું કે—'પિતાની આજ્ઞા દેવોને પણ માન્ય છે તો મારે માન્ય હોયજ તેમાં કહેવું શું ?' તેથી નીચું મુખ રાખીને રહ્યા. કારણ કે વિનીતોની એવીજ સ્થિતિ હોય છે.

યુગાદિનાથની આજ્ઞાથી તે વખતે પ્રધાનમંડળે ધવળમંગળપૂર્વક શ્રેષ્ઠ તીર્થજળોવડે ભરતમહારાજનો રાજ્યાભિષેક કર્યો તથા પ્રભુએ બળવાન્ એવા બાહુબલિ પ્રમુખ સર્વ પુત્રોને લાયકાત પ્રમાણે પૃથ્વીના ભાગ પાડીને વહેંચી આપ્યા. ત્યારપછી

નિર્મળ અંતઃકરણવાળા પ્રભુએ એક વર્ષપર્યંત દાન દીધું અને ચૈત્રમાસની કૃષ્ણ અષ્ટમીને દિવસે ચોથે પ્રહરે ઉત્તરાષાઢા નક્ષત્રમાં ચંદ્રનો યોગ પ્રાપ્ત થયો તે વખતે સુર અસુર અને રાજાઓવડે કરીને પવિત્ર જળથી સ્નાન થયું છે જેમનું એવા પ્રભુ રત્નશિબિકા (પાલખી) ઉપર આરૂઢ થયા. આકાશમાં દેવાંગનાઓના અને ભૂમિ ઉપર સ્ત્રીઓના ગવાતા ગીતપૂર્વક સમ્યગ્રીતે સિદ્ધ થયા છે મનોરથ જેમના એવા અને દેહધારીઓને પવિત્ર કરવાવાળા પ્રભુ સિદ્ધાર્થવનમાં આવ્યા. પછી રત્નશિબિકાથી ઉતરીને અશોકવૃક્ષની નીચે નાશ થયો છે સમસ્ત શોક જેમનો એવા તથા ત્રણ લોકના અલંકારરૂપ પ્રભુએ અલંકારોને ઉતાર્યા અને વિશ્વની શ્યામતાને ભેદી નાખનાર પ્રભુ યુગાદિનાથે પોતાના શ્યામ કેશોનો તત્કાળ ચાર મુષ્ટિવડે લોચ કર્યો. 'કલ્યાણકુંભરૂપ સ્કંધના ઉપર સ્ફુરાયમાન પલ્લવની સરખા શોભતા બાકી રહેલા કેશો પ્રભુને રહો.' એ પ્રમાણે કહીને ઇંદ્રે પ્રભુને પંચમી મુષ્ટિના લોચથકી રોક્યા. ત્રણ લોકના શૃંગારરૂપ પ્રથમ જિનેશ્વરે પ્રાસાદ (મહેલ)ના અગ્રભાગના આભુષણ સદશ ઇંદ્રે તે વખતે આપેલું દેવદુષ્ય વસ્ત્ર સ્કંધ ઉપર ધારણ કર્યું; પછી પ્રભુના કેશને ક્ષીરસમુદ્રમાં નાખી ઇંદ્રે હાથની સંજ્ઞાવડે મનુષ્યોના ઘોઘાટને બંધ કર્યો. છઠ્ઠના તપને અંગીકાર કરેલા પ્રભુએ સિદ્ધને નમસ્કાર સ્મરણમાં લાવવાપૂર્વક ત્રણ પ્રકારના સર્વ સાવદ્ય યોગોને ત્રણ પ્રકારે રોકયા. તે વખતે દીક્ષાને ધારણ કરેલા પ્રભુને કેળવજ્ઞાનરૂપ સૂર્યના પ્રાતઃકાળના પ્રકાશસમાન મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થયું. પ્રભુની સાથે તે વખતે કચ્છ, મહાકચ્છ પ્રમુખ ચાર હજાર રાજાઓએ દીક્ષા ગ્રહણ કરી.

**શ્રી ઋષભદેવને વિહારમાં ભિક્ષાની અપ્રાપ્તિ**—દેવતાઓ અને સર્વ પુત્રો સ્તવના અને નમન કરીને ગયા પછી મૌનપણું ધારણ કરીને પ્રભુ પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા. એક વર્ષપર્યંત પ્રભુએ દાન દઇને સર્વ ઘરથી ભિક્ષાને દૂર કરી હતી તેથી કરીનેજ પ્રભુને એક વર્ષપર્યંત ભિક્ષા પ્રાપ્ત થઇ

નહિ. પ્રભુ ભિક્ષા લેવા જતા ત્યારે મનુષ્યો કેટલાક રૂપવતી કન્યાઓ, કેટલાક મદોન્મત્ત હસ્તિઓ અને કેટલાક પોતાની સમથ ઋદ્ધિને હર્ષપૂર્વક ધરવા લાગ્યા, પણ અતિ ઉદાર દેવોથી પૂજાતા, ઉચ્ચ વિભૂતિના ઇચ્છક અને નાશ થઈ ગઈ છે ઇચ્છાઓ જેમની એવા પ્રભુએ દારા (સ્ત્રી) ને કારા (કેદખાના) ની જેમ સમજીને હસ્તિઓને સર્પસમાન સમજીને અને ભૂતિ (ઋદ્ધિ) ને ભસ્મ તુલ્ય સમજીને ગ્રહણ કરવાની ઇચ્છા કરી નહિ.

**કચ્છ મહાકચ્છ આદિની ગંગાતટ ઉપર સ્થિતિ**–દુઃસહ પરીષહોને સહન કરતા એવા સ્વામીની સાથે વિહાર કરવાને અશકત કચ્છ આદિ વિચાર કરવા લાગ્યા કે સ્વામી સાથે આપણે વ્રતનું પાલન કરવું તે ગરૂડની સાથે સમુદ્ર તરવાનો અને વાયુની સાથે વેગ કરવાનો આરંભ કરવા જેવું છે. મનમાં આ પ્રમાણે વિચાર કરીને અલ્પ શક્તિવાળા કચ્છ પ્રમુખ સર્વે ગંગાતટ ઉપર સ્વસ્થ મન કરીને રહ્યા.

**નમિ અને વિનમિનો કચ્છ અને મહાકચ્છ સાથે મેળાપ**–સ્વામીના કાર્ય પ્રસંગે ગયેલા નમિ અને વિનમિ જ્યારે પાછા ફર્યા ત્યારે તેઓ પોતાના પિતા કચ્છ અને મહાકચ્છ પાસે આવ્યા અને પૂછ્યું કે–'હે પિતાઓ ! આહારને નહિ કરતા એવા આપની આ પ્રકારની દશા કેમ થઈ? કારણકે ઋષભસ્વામીની ભક્તિ તો પરભવ તેમજ આ ભવમાં સુખને દેવાવાળી છે.' કચ્છ મહાકચ્છ બંનેએ તેમને જવાબ આપ્યો કે–'પ્રભુનું વ્રત તીવ્ર છે અને અમે અલ્પ શક્તિવાળા છીએ, તેથી રાજ્યને ગ્રહણ કરવાને નહિ ઇચ્છતા અમે અહિં આ સ્થિતિમાં રહેલા છીએ.' પિતાઓનું તેવા પ્રકારનું સ્વરૂપ સાંભળીને ક્ષત્રીમાં ઉત્તમ તેઓ બોલ્યા કે-'સ્વામીને તમે છોડયા તે ઠીક કર્યું નથી.'

**નમિ અને વિનમિની પ્રભુ પરત્વે ભક્તિ**–'ત્રણ જગતના હિતને કરવાવાળા અને સેવકોને કલ્પવૃક્ષ સમાન પ્રભુએ એક વચન આપણને આપ્યું છે કે તમારો મહાન્ ઉદય થશે. તેથી કરીને હવે આપણે એક ચિત્તથી પ્રભુની સેવા કરીએ અને

સામ્રાજ્ય આપે તો પણ ભરતને મનથી પણ સેવીએ નહિ' આ પ્રકારની પ્રતિજ્ઞા કરી તે બંને નમિ અને વિનમિ પ્રભુની પાસે જઇને સ્થિર ચિત્તથી ખડ્ગ ધારણ કરીને સેવા કરવા લાગ્યા. પોતાના મનની જેમ પ્રભુની નજીકની ભૂમિને સાફ કરીને ફળની ઇચ્છાથી જાણે હોય તેમ સુગંધી પાણીથી સિંચતા હતા. આ વખતે ધરણેન્દ્ર પ્રભુને નમસ્કાર કરવા આવ્યા ત્યારે આ બે વીરને પ્રભુની સેવામાં દૃઢ નિશ્ચયવાળા જોઇને આશ્ચર્ય પામેલા તેણે પૂછ્યું કે—'હૃદયમાં સ્થાપન કરેલા પ્રભુને ખડ્ગમાં રહેલા પ્રતિબિંબદ્વારા દેખાડતા ક્ષત્રીમાં ઉત્તમ તમે કોણ છો! અને શા કારણથી પ્રભુની સેવા કરી રહ્યા છો?' નમિ અને વિનમિ બોલ્યા કે—' અમે સેવકો છીએ અને આ પ્રભુ અમારા સ્વામી છે. તેમણે દીક્ષા અવસરે આખા જગતનાં મનુષ્યોને એક વર્ષ-પર્યંત દાન આપીને સંતુષ્ટ કર્યો છે; અમે તે વખતે સ્વામીના કાર્યપ્રસંગે દૂર ગયા હતા તેથી ,ચિંતામણિરત્ન સમાન પ્રભુ પોતેજ અમને મનવાંછીત આપશે. કારણકે કહ્યું છે કે—

सेवकैर्निजपतिः खलु सेव्यो निर्धनोऽपि सधनोऽपि परो न ।
नीरहीनमपि नीरदमेव चातकः श्रयति नैव समुद्रम् ॥ १ ॥

'સેવકોને ખરેખર પોતાનો સ્વામીજ સેવવા યોગ્ય છે, પણ નિર્ધન અથવા સધન એવો અન્ય કોઇ સેવવા યોગ્ય નથી. નીરથી રહીત હોવા છતાં પણ મેઘનીજ ચાતક સેવા કરે છે, પણ નીરથી ભરપૂર સમુદ્રની સેવા તે કોઇ વખત કરતો નથી.'

આ પ્રમાણે દૃઢતાથી પ્રભુની ભક્તિમાં આસક્ત નમિ અને વિનમિને જોઇને 'આ બંને ભાઇઓની સેવા વૃથા ન થાઓ.' એમ વિચારીને તેમના સત્વથી પ્રીતિયુક્ત થએલા ધરણેન્દ્રે કહ્યું—'સ્વામીની સેવાના ફળથી તમને પરભવમાં તો મુક્તિ પ્રાપ્ત થશે પરંતુ તમે મારા સાધર્મિક બંધુ છો વાસ્તે આદરપૂર્વક હું તમને વિદ્યા આપું તે ગ્રહણ કરો.' એમ કહીને ધરણેન્દ્રે તેમને રોહીણી, ગૌરી અને પ્રજ્ઞપ્તિપ્રમુખ અડતાલીશ હજાર વિદ્યાઓ આપી.

નમિ અને વિનમિનું વૈતાઢ્ય પર્વત ઉપર ગમન-પછી

સ્વામીના ચરણકમળને પ્રણામ કરીને અને ધરણેન્દ્રની રજા લઇને અદ્ભુત વિમાન રચી નમિ-વિનમિએ આકાશમાર્ગે ગમન કર્યું. તે બંને પ્રભુની ભક્તિથી પ્રાપ્ત થયેલા ફળને પોતાના પિતા કચ્છ-મહાકચ્છ તથા ભરતરાજાને બતાવીને સ્વજનવર્ગને સાથે લઇ વૈતાઢ્ય પર્વતે ગયા. ત્યાં ઉત્તર દિશામાં સાઠ શ્રેષ્ઠ નગરો વસાવીને નમીભૂપતિ પોતાની રાજધાની ગગનવલ્લભ નામના પુરમાં કરીને રહ્યા અને દક્ષીણ દિશામાં પચાસ નગરો વસાવીને વિનમિ રથનૂપુર નામના પુરમાં રાજધાની કરીને રહ્યા.

**શ્રેયાંસકુમારનું પ્રથમ દાન**--હવે ઋષભદેવપ્રભુ ક્ષુત્ પરીષહ (ક્ષુધાના પરીષહ) ને સહન કરતા ગામોગામ અને ઘરેઘરે ભિક્ષા લેવાને વાસ્તે ફરતા હતા. પ્રભુએ દીક્ષા અવસરે એક વર્ષપર્યંત દાન આપીને ભિક્ષાને દેશવટો આપી વૈર કર્યું હતું તેથી પ્રભુને એક વરસ સુધી ભિક્ષાની પ્રાપ્તિ થઇ નહિ. હવે પ્રભુ વિચાર કરે છે કે ભિક્ષા વ્રતની માતા તુલ્ય છે અને તેની સાથે વૈર રાખવું શ્રેયસ્કર નથી, તેથી તે ભિક્ષાદ્વારા પ્રભુએ આહાર કરવા યોગ્ય પડ્રસ (ભોજન) ને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરી શ્રેયાસકુમાર પ્રથમ દાન આપશે એવું જ્ઞાનથી જોઇને વર્ષની આખરે આદિજિન ગજપુરનગરમાં આવ્યા. તે નગરની અંદર બાહુબલિનો પુત્ર સોમયશા રાજા હતો. તે રાજાના પુત્ર શ્રેયાંસકુમારે રાત્રે સ્વપ્નમાં જોયુ કે-' સર્વ દેવોના આશ્રયરૂપ મેરૂપર્વત અત્યંત કાન્તિહીન બની ગયો હતો તેને મેં અમૃતના કુંભોથી સિંચીને ફરીથી અધિક પ્રભાયુક્ત કર્યો.' તે નગરના શ્રેષ્ઠીએ તેજ રાત્રે સ્વપ્નમાં જોયું કે-'કોઇ એક વીર ઘણા મનુષ્યોને જીતતો ખિન્ન થઇ ગયો હતો, તેણે શ્રેયાંસકુમારની સહાયતા મેળવીને ફરીથી તે સર્વને સંપૂર્ણપણે જીતી લીધા.' સોમયશારાજાએ પણ સ્વપ્નમાં જોયું કે-'સૂર્ય કિરણોથી રહિત થઇ ગયો હતો, શ્રેયાંસકુમારે તે કિરણોને ફરીથી તેની સાથે જોડી દીધા, તેથી તે કિરણોવડે સૂર્ય ફરીથી વધારે શોભવા લાગ્યો.' સવારમાં રાજસભાની અંદર તે સર્વેએ પોતપોતાના

સ્વપ્ન અનુસારે શ્રેયાંસકુમારને શુભનો ઉદય થશે' એવું ચિત્તમાં નક્કી કર્યું. આ પ્રમાણે વિચાર કરીને તેઓ સભામાંથી નીકળી પોતપોતાને સ્થાને ગયા. તેટલામાં સાક્ષાત્ મૂર્તિમાન્ ધર્મની જેવા ભગવાને તે નગરની અંદર પ્રવેશ કર્યો. નગરની અંદર પ્રવેશ કરતા પ્રભુના ચરણકમળમાં અત્યંત પ્રેમથી કેટલાક લોટતા હતા અને કેટલાક પ્રભુના ઓવારણા લેતા હતા. ચાતકોથી વીંટાએલા મેઘની જેમ વંદન કરવા આવેલા લોકોથી યુક્ત સ્વામીને જોઇને શ્રેયાંસ મેઘને જોઈને મયૂર જેમ ઉંચી ગ્રીવા (ડોક) કરીને ખુશી થાય તેમ અત્યંત આનંદિત થયો; ત્યારપછી શ્રેયાંસકુમાર વિચાર કરવા લાગ્યો કે-'આ પ્રકારનું રૂપ આગળ પણ મેં જોયું છે.' એ પ્રકારનો ઉહાપોહ કરતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થયું, તેથી પૂર્વભવમાં પ્રાપ્ત થયેલા અરિહંત વજ્રસેનને જોયા. વજ્રસેન ભગવાને કહ્યું હતું કે-'આ વજ્રનાભ (આદિનાથનું પૂર્વ ભવનું નામ) ભરતક્ષેત્રની અંદર જિન થશે' તે વાત સંભારીને શ્રેયાંસકુમાર પોતાના પ્રપિતામહ (પિતાના દાદા) ઋષભદેવ પાસે આવ્યા. પ્રભુને નમસ્કાર કરીને તેમને નિમંત્રણા કરી અને દાનને વાસ્તે શ્રેયાંસકુમાર અન્નને જોતા હતા તેટલામાં તાજો ઇક્ષુરસ (શેલડીનો રસ) આવેલો હતો તે તેની નજરે પડ્યો. પ્રભુ જ્યારે બાલ્યાવસ્થામાં હતા ત્યારે અન્ય સુખપૂર્વક ખાવા યોગ્ય વસ્તુઓનો ત્યાગ કરીને ઇંદ્રે આપેલી ઇક્ષુને તેમણે ગ્રહણ કરી હતી, તેથીજ સ્નેહવડે કરીને સર્વ અંગોમાં ઉત્કંઠિત થયેલો ઇક્ષુરસ આ વખતે પણ પ્રભુને પહેલું દાન દેવાના સમયે સમીપમાં આવ્યો. શ્રેયાંસકુમારે સર્વ કુંભોમાંથી ઇક્ષુરસ પ્રભુના કરરૂપ પાત્રની અંદર સુંદર વધતા ભાવપૂર્વક નાખ્યો તેથી તે રસની ઉંચી વધતી શિખા થઇ. તે વખતે આકાશમાં દેવોએ તથા દેવીઓએ જયજય શબ્દનો ઘોષ કર્યો અને શ્રેયાંસકુમારના ઘરના આંગણામાં સુવર્ણ, રત્ન આદિની વૃષ્ટિ થઇ. શ્રેષ્ઠતાના સ્થાનરૂપ શ્રેયાંસ ઉપર સર્વે રાજાઓ તુષ્ટમાન થયા અને કચ્છ મહાકચ્છ પ્રમુખ તાપસોએ પૂછ્યું કે-'હે શ્રેયાંસ! આ પ્રભુ

ભિક્ષાર્થી છે એવું તેં ક્યાંથી જાણ્યું?' શ્રેયાંસે કહ્યું-'આ સ્વામીને જોઇને મને જાતિસ્મરણ જ્ઞાન થયું છે. પૂર્વભવમાં આ પ્રભુ વજ્રસેન અરિહંતના પુત્ર વજ્રનાભ ચક્રવર્તિ હતા અને હું કેશવ નામનો તેમનો સારથી હતો. સ્નેહના બંધનથી સ્વયંપ્રભાના ભવથી આરંભીને આ ભવપર્યંત સ્વામીની સાથે મારે આઠ ભવ થયા છે.' આ પ્રમાણેની વાત સાંભળીને સર્વ રાજાઓ આનંદિત થયા અને 'હે ધીર પુરૂષોમાં અગ્રેસર ! અને દાનીમાં મુખ્ય ! તું જય પામ.' એ પ્રમાણે તાપસોએ આશીર્વાદ આપ્યો.

श्रीनाभेयकराऽऽलवालवलये वर्षात् प्ररूढः पुरा,
कृत्वा गेहजनस्य समदमथोऽशुष्यन् स दानद्रुमः ।
संसिच्येक्षुरसैः कृतो यतिमुदे येनाऽतिनव्यच्छविः ।
श्रेयांसः स नरोत्तमो विजयतां दानैकवीरश्चिरम् ॥

"શ્રી ઋષભદેવ પ્રભુના હસ્તરૂપી આલવાલ ( ક્યારા ) ના વલય ( કંકણ ) માં વરશીદાનના સમયથી સ્વજન વર્ગના હર્ષની સાથે જે દાનદ્રુમ (દાનરૂપી વૃક્ષ) પ્રથમ ઉગ્યો હતો તે દાનદ્રુમને ઇક્ષુરસથી સિંચીને અત્યંત નૂતન કાંતિવાળો અને યતિઓના ઉલ્લાસને માટે જેણે કર્યો છે એવો તે મનુષ્યમાં ઉત્તમ તથા દાન દેવામાં પ્રથમ શ્રેયાંસકુમાર વિજય પામો."

આ સમયથી આરંભીને મનુષ્યો દાનપુણ્ય ઉપાર્જન કરવામાં નિપુણ થઇ ગયા, તેથી વિહારને કરતા તે ભગવાનને યોગ્ય ભિક્ષા મળવા લાગી.

પ્રભુએ જ્યાં પારણું કર્યું ત્યાં તે રાજકુમાર શ્રેયાંસે અન્ય જીવોના ચરણસ્પર્શની આશાતના ટાળવા વાસ્તે મણિપીઠ કરાવ્યો. પ્રભુના આ સાક્ષાત ચરણો (પગલાં) છે એમ વિચારીને તે ચરણને સ્થાને તેણે બે પાદુકાઓને સ્થાપન કરી અને ત્યાં શ્રેયાંસકુમાર હમેશાં પ્રાતઃકાળમાં પૂજા કરવા લાગ્યા. શ્રેયાંસકુમારને આ પ્રમાણે કરતા જોઇને બીજા પણ સર્વ મનુષ્યો પ્રભુના પારણાની જગ્યાએ પીઠિકા કરીને પૂજવા લાગ્યા. લોકો આ પ્રકારે બનાવેલી

પીઠિકાઓને 'આદિકૃત–મંડલ' (આદિને કરવાવાળા પ્રભુનું મંડળ) કહેતા હતા અને તે ઉપરથી ધીમે ધીમે 'આદિત્ય મંડળ' આવું નામ જગતની અંદર પ્રસિદ્ધિને પામ્યું.

**તક્ષશિલાપુરમાં પ્રભુને વંદન માટે ગયેલા બાહુબલિને પ્રભુનો સમાગમ નહિ થવાથી વિલાપ**—ધ્યાનથી વશ કર્યું છે મન જેમણે તથા ક્રોધાદિ કષાયોને દૂર કર્યા છે જેમણે એવા પ્રભુ વિહાર કરતા કરતા તક્ષશિલાપુરે ગયા અને તે નગરની બહાર કાયોત્સર્ગ કરીને રહ્યા. સાયંકાળે ઉદ્યાનપાલકોએ પ્રભુ પધાર્યાની ખબર રાજા બાહુબલિને આપી. તે વખતે બળવાન્ બાહુબલિરાજા હર્ષથી વિચાર કરવા લાગ્યા કે–' સ્ફુરાયમાન થતા અંધકારવડે અપવિત્ર રાત્રિની અંદર યાત્રા (ગમન) ઉચિત નથી તેથી નિષ્પાપ એવા પિતા વિધિ સહિત મારે પ્રાતઃકાળે વાંદવા યોગ્ય છે.

રાત્રિમાં આ પ્રકારે વિચાર કરીને રહેલા રાજા બાહુબલિએ મનોહર ચંદરવા આદિથી પુરી શણગારાવી અને પ્રાતઃકાળ થયો એટલે સ્નાન કરીને શ્વેત (ઉજ્વળ) વસ્ત્રોને ધારણ કર્યાં. પછી શ્વેત મતંગજ (હસ્તિ) ઉપર આરૂઢ થઈને ઉજ્વળ છત્રોથી તથા વીંજાતા ધવળ ચામરોથી યુક્ત, ઘોડેસ્વાર રાજાઓ સહિત, અંતઃપુરજનોથી પરવરેલા, નગરજનોથી અનુસરાતા, રાજાધિરાજાઓથી શોભતા, ચક્ષુને પ્રીતિ ઉપજાવે તેવા નાટારંભ તથા ગવાતા સુંદર ગીતોપૂર્વક દીધું છે દાન જેમણે તથા ઉલ્લસિત છે ચિત્ત જેમનું એવા તે બાહુબલિરાજા પ્રભુથી પવિત્રિત થયેલા વનમાં આવ્યા. જેટલામાં હસ્તિ ઉપરથી ઉતરીને ધારણ કરેલી મણિપાદુકા મૂકીને ' પ્રભુ ક્યાં છે ? પ્રભુ ક્યાં છે ? ' એ પ્રમાણે રાજા બોલ્યા એટલે ઉદ્યાનપાલકે રાજાને નમનપૂર્વક જણાવ્યું કે–' હે દેવ ! સૂર્યોદય થયો એટલે પ્રભુ વિહાર કરી ગયા છે. ' આ પ્રકારનું વચન સાંભળીને રાજા મૂર્છા ખાઈને પૃથ્વી ઉપર પડ્યા અને ચંદનના શીતળ જળસિંચનથી શુદ્ધિમાં આવેલા બાહુબલિરાજા શોકવડે વિલાપ કરવા લાગ્યા. વૃક્ષને

ઉદ્દેશીને કહે છે-'હે વૃક્ષ ! સ્વામીના સમાગમથી તું વૃક્ષોની અંદર મુખ્ય છે અને પ્રભુના દર્શનને નહિ પામેલો હું તારા સરખો નથી.' એમ કહીને સ્વામીએ આશ્રય કરેલા વૃક્ષને આલિંગન કર્યું. હવે પૃથ્વીને ઉદ્દેશીને કહે છે-'હે પૃથ્વિ ! પ્રથમ જિનેશ્વરના ચરણકમળને તેં રાત્રિની અંદર ધારણ કર્યાં અને મને તે પ્રભુનું વંદન પણ પ્રાપ્ત ન થયું તેથી કરીને ખરેખર તુંજ ઘણા પુણ્યવાળી છો.' એ પ્રમાણે બોલીને પ્રભુ જે જગ્યાએ રહ્યા હતા તે જગ્યાની ધૂળ રાજાએ માથે ચઢાવી. આ પ્રમાણે વારંવાર મૂર્છાને પામતા તથા સાથે રહેલા બીજા મનુષ્યોને મૂર્છા પમાડતા રાજાને જોઈને રાજમૃગાંક નામના મન્ત્રીએ રાજાને કહ્યું 'હે રાજન્ ! વિલાપને છોડી દઈને શ્રી ઋષભપ્રભુને જુઓ.' તે સાંભળીને 'કયાં છે ? કયાં છે ?' એ પ્રકારે બોલવાપૂર્વક રાજા બંને ચક્ષુવડે જોવા લાગ્યા. મન્ત્રીએ જવાબ આપ્યો-- 'સ્વામીન્ ! જગન્નાથ આપણા હૃદયમાં છે. ચિત્તની અંદર રહેલું રૂપ તેજ નિત્ય છે અને બહાર દેખાતું રૂપ તો અનિત્ય છે.' આ પ્રમાણે બોધ આપવાથી બાહુબલિરાજા શોક રહિત થયા અને પ્રભુના ચરણની જગ્યાએ તેમણે એક યોજન ઉંચો અને પાંચ યોજન વિસ્તારવાળો મણિપીઠ કરાવ્યો.

**ઋષભપ્રભુને કેવળજ્ઞાનની પ્રાપ્તિ**—આ પ્રકારે આર્ય અને અનાર્ય દેશોમાં મૌનપણે વિચરતા પ્રભુ ચંદ્રની જેમ માણસોને પોતાના દર્શનથી શાંત કરતા હતા. દીક્ષાસમયથી એક હજાર વર્ષને અંતે પુરિમતાલપુરના શકટાનન નામના વનની અંદર વડના વૃક્ષની નીચે ફાલ્ગુન માસની કૃષ્ણ એકાદશીને દિવસે પહેલા પ્રહરે ઉત્તરાષાઢા નક્ષત્રમાં ચંદ્રનો યોગ પ્રાપ્ત થયો ત્યારે અટ્ઠમનો તપ કરીને પ્રતિમાધારી રહેલા, અને ઉજ્વલ ધ્યાનમાં મગ્ન થએલા પ્રથમ જિનાધિપને ઘાતિકર્મનો ક્ષય થવાથી લોક તથા અલોકને પ્રકાશ કરવાવાળું કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. દેવેન્દ્રોએ તે વખતે વિધિપ્રમાણે દેહધારીઓના હિતને માટે સમવસરણ રચ્યું

અને સ્વામીએ તે સમવસરણની અંદર સિંહાસનને અલંકૃત કર્યું.

**ભરત અને પિતામહી (પિતાની મા) મરૂદેવા માતા—**

હવે આ અવસરે ભરત મહારાજાએ અત્યંત ભક્તિયુક્ત પિતાની માતા ( મરૂદેવામાતા ) પાસે પ્રાતઃકાળે અત્યંત ઉત્કંઠા સહિત આવીને નમસ્કાર કર્યો. આનંદકારી પોતાના પુત્ર ઋષભને જોયા પછી બીજાને જોવાથી સર્યું" તેવી ધારણાથી મુખ ઉપરના નેત્રો ગળીના ટપકારૂપ થઇ ગયા હતા અર્થાત જોવાની શક્તિ રહિત થયા હતા અને મરૂદેવામાતાના હૃદયની અંદરના ખરા નેત્રો ઋષભનેજ જોતા હતા. 'હે જગન્માતા! આપનો જ્યેષ્ઠ પૌત્ર (પુત્રનો પુત્ર આ ભરત) આપના ચરણકમળને નમસ્કાર કરે છે.' એમ કહેવાપૂર્વક નમીને ભરતરાજા આગળ બેઠા. ત્યારે સ્નેહરૂપ ધૃતથી ભરેલો હૃદયરૂપી કુંભ દુઃખરૂપ અગ્નિવડે તપ્ત થવાથી તેના પડતા બિંદુની જેમ અશ્રુને મૂકતા મરૂદેવામાતા ગદ્ગદ્ વાણીથી બોલ્યા-' 'જે પુત્રને પહેલાં દેવાંગનાઓએ રમાડ્યો તે મારો પુત્ર ઋષભ તીવ્ર તાપરૂપ પાપથી યુક્ત મરૂભુમિની અંદર ફરે છે! બાલ્યાવસ્થામાં દિવ્ય આહાર ઇંદ્રો જેને પ્રાર્થનાપૂર્વક કરાવતા તે મારો પુત્ર ખેદની વાત છે કે ક્ષુધાથી ક્ષામકુક્ષિવાળો થએલો પૃથ્વી ઉપર ભમે છે! તેને સ્નાન નથી! અશન નથી! પાન નથી! વાહન નથી! આસન નથી! વસ્ત્ર નથી! તાંબૂલ નથી! આ બધું સાંભળીને હું ગતપ્રાણ થતી નથી તેથી મને ધિક્કાર છે! એક સુપુત્રવડે પિતા વૃદ્ધાવસ્થામાં સુખી થાય છે તો આ મારો પુત્ર ઋષભ સો પુત્રો હોવા છતાં પણ દુઃખથી ભમે છે!' આ પ્રકારે અત્યંત વિલાપને કરતા મરૂદેવામાતાને ભરતરાજાએ કહ્યુ-'હે જગજ્જનનિ! સામાન્ય નારીની જેમ આપ કેમ રૂદન કરો છો! જે માતાની કુક્ષિમાં ત્રણ જ્ઞાનને ધારણ કરવાવાળા અને ત્રણ જગતને જોવાવાળા પ્રભુ ઉત્પન્ન થયા તે માતા શું શોકથી પીડા પામે? રાજ્યને રજની જેમ છોડી દઇને જે વિશિષ્ટ પ્રકારે તપ કરે છે અને જેને ત્રણ લોકનું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે તે શું



ભરત મહારાજ મરુદેવા માતાને કહે છે – હે માતા ! આ તમારા પુત્ર ઋષભદેવની ઋદ્ધિ જુઓ

સામાન્ય મનુષ્યની જેવો હોઇ શકે ?' એ પ્રમાણે ભરતરાજાની વાણીરૂપી જળમાં સ્નાન કરીને શોકવડે લાગેલો પોતાના મનનો મેલ મરૂદેવામાતાએ દૂર કર્યો અને હર્ષરૂપ વસ્ત્ર ધારણ કર્યું. અર્થાત્ ભરતરાજાના વચનથી શોક દૂર કરી પ્રમુદિત થયા.

**ભરતરાજાને વર્ધાપના**--આ વખતે દ્વારપાળવડે દાખલ કરાવાએલા બે માણસોએ સ્વામીને કેવળજ્ઞાનની ઉત્પત્તિ તથા ચક્રની ઉત્પત્તિના જુદા જુદા સમાચાર ભરતરાજાને આપ્યા. પહેલો બોલ્યો-'હે દેવ ! અહોભાગ્યવડે કરીને આપને વર્ધાપના (વધામણી) આપું છું કે શકટાનન વનમાં યુગાદિનાથને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે.' બીજો બોલ્યો--'હે પ્રભુ ! આયુધશાળાની અંદર અદ્ભુત કાંતિવાળું, સૂર્યસમાન ચક્રરત્ન ઉત્પન્ન થયું છે.' ભરત મહારાજ આ વખતે વિચાર કરવા લાગ્યા કે-' મારે કોનો પહેલાં અને કોનો પાછળ ઉત્સવ કરવો જોઇએ. અરે ! મારો સંદેહ ધિક્કારવા યોગ્ય છે, કારણકે પ્રભુને પ્રણામ કરવાથી ઇંદ્ર અને ચક્રીપદની પ્રાપ્તિ થાય છે અને ચક્રથી તો દુઃખે સહન કરવા યોગ્ય પાપનો બંધ થાય છે.'

**મરૂદેવામાતા સાથે ભરતરાજાનું પ્રભુના વંદન માટે ગમન**--આ પ્રમાણે વિચાર કરીને વર્ધાપના આપવા આવેલા બંનેને દાનવડે સંતુષ્ટ કરીને મરૂદેવામાતા સાથે પોતે હસ્તિઉપર આરોહણ કર્યું. અંતઃપુરની તેમજ નગરની સ્ત્રીઓ તથા પુંડરીક આદિ પુત્રો સહિત જતા પૃથ્વીપતિ ભરતે મરૂદેવામાતાને કહ્યું કે-' હે માતા ! અહિં તમારા પુત્રના આસન માટે ઇંદ્રોએ રૂપાનો, સુવર્ણનો અને રત્નનો એ પ્રમાણે ત્રણ ગઢ રચેલા છે તે જુઓ! તમારા પુત્રની પાસે આ ચોસઠ ઇંદ્રો પવિત્ર એવી જુદા જુદા પ્રકારની સ્તવના કરવામાં રક્ત થયેલા જયઘોષ કરે છે અને રંભા તિલોત્તમાદિ ચતુર દેવીઓ દિવ્ય ભાવાવડે મનોહર ગીતો ગાય છે તે લક્ષપૂર્વક સાંભળો.

## દેવીઓના ગીતો--

अमर-नर-मुकुटमणि किरणरञ्जितपदं, विमलतरचरितभरनिहतपापापदम् ।
ललिततरललितबहुविमलगुणसुन्दरं, प्रथमजिनमखिलजनकृजिनहरणादरम् ॥ १ ॥
भरतभुवि दुरितभरतिमिरविमदद्भुत, सकलकुलगुरुगुरोर्नाभिनृपतेः सुतम् ।
नमत दर्शितविवेकौघमणिगणनिधिं, प्रहतबहुमलिनमलकलितयुगलकविधिम् ॥२॥ यु॰

'ભરતક્ષેત્રની અંદર દેવ તથા મનુષ્યના મુકુટના મણિવડે જેમના ચરણ રંગાયેલા છે, અત્યંત નિર્મળ ચારિત્રવડે જેમણે પાપરૂપ આપદાને દૂર કરી છે, સમગ્ર જનના પાપને દૂર કરવા માટેજ જેમનો આદર છે, વિવેકના સમૂહરૂપ મણિઓનો સમૂહ જેમણે,બતાવ્યો છે, મલિનતાથી યુક્ત યુગલિક વિધિનો જેમણે લીલા માત્રમાં નાશ કર્યો છે તથા સહેજે પ્રાપ્ત થયેલા ઘણા નિર્મળ ગુણોવડે જે સુંદર છે, દુરિતના સમૂહરૂપ અંધકારનો નાશ કરવામાં જે અદ્દભૂત સૂર્યસમાન છે. એવા સમગ્ર કુલગુરૂમાં મુખ્ય નાભિરાજાના પુત્ર પ્રથમ જિનપતિને નમસ્કાર કરો.'

प्रथमजिनेशो विहितावेशो विपुलपरीषहवर्गम् ।
अहह ! विपेहे सुललितदेहे कथमिह हतसुखसर्गम् ? ॥ ३ ॥

' કર્યો છે આવેશ જેમણે એવા પ્રથમ જિનેશ્વર સુખની નિષ્પત્તિ જેમાંથી હણાઇ ગઇ છે એવા જુદા જુદા પ્રકારના પરીષહના સમૂહને સુંદર રીતે લાલન પાલન કરાએલા દેહથી આહા ! કેવી રીતે સહન કરે છે ? '

वर्षसहस्रं दुःसमजस्रं परिषह्याऽनिशमेव ।
प्रकटितसारं जगदुपकारं सम्प्रति कुरुषे देव ! ॥ ४ ॥

'સતત્ એક હજાર વર્ષ સુધી રાત્રી દિવસ દુઃખો સહન કરી સારરૂપ પ્રગટ કરેલો ઉપકાર જગતના ઉપર હે દેવ ! અત્યારે આપ કરો છો.'

यस्य कुलेऽमलकमलनिभेऽय जिनराजमराल ।
बालः केलिं किल विदधे धन्यो धन्यो नाभिनृपाल. ॥ ५ ॥

' જે નાભિરાજાના કુળમાં નિર્મળ કમળની કાંતિ સમાન

જિનેશ્વરરૂપી રાજહંસે બાળક્રીડા કરી છે તે નાભિરાજા ધન્ય છે.'

स्थित्वा यस्या वपुषि जिनो जननयनामृतगात्रम् ।
ईदृग्रूपं किल विदधे मरुदेवा स्तुतिपात्रम् ॥ ६ ॥

'જે મરૂદેવામાતાના શરીરમાં (ઉદરમાં) રહી પ્રભુએ મનુષ્યોના નેત્રોને અમૃતરૂપ આવો સુંદર પોતાનો દેહ ઉત્પન્ન કર્યો તે મરૂદેવામાતા સ્તુતિપાત્ર છે.'

मोहाम्भोधौ युगलविधौ मज्जन्त भुवि सर्वम् ।
धारयन्ति स्म निर्जैर्वचनैर्वन्दे तं गतगर्वम् ॥ ७ ॥

'જગતની અંદર મોહસમુદ્રરૂપ યુગલિકવિધિમાં ડુબતા સર્વ લોકોને જે પોતાની દેશનાવડે બચાવે છે એવા અને નષ્ટ થયો છે ગર્વ જેમનો એવા આદિનાથને હું નમસ્કાર કરૂં છું.'

सुर–नर–किंनर–नागकुलान्यतिनिर्मलभामान्ति ।
अस्य निपीय सुवागमृत ससार ससार ससार प्रतरान्ति ॥ ८ ॥

'અતિ નિર્મળ કાંતિ યુક્ત સુર, કિંનર, નાગદેવ તથા મનુષ્યોના સમૂહો આ પ્રભુની સારભૂત સુંદરવાણીરૂપ અમૃતનું પાન કરીને જન્મમરણથી યુક્ત દુઃખરૂપ સંસારને તરે છે.'

सुरवर–किंनर–नाग–नरा य युगपत् प्राणिपत्य ।
इह हि पिबन्ति सुवागमृत देव देव प्रणमामि ॥ ९ ॥

'શ્રેષ્ઠ સુર, કિંનર, નાગદેવ તથા મનુષ્યો એકી સાથે નમસ્કાર કરીને જેમની મનોહર વાણીરૂપ અમૃતનું પાન કરે છે તે પ્રજ્ઞાયુક્ત પ્રભુને હું નમસ્કાર કરૂં છું.'

**ઋષભદેવના વૈભવથી મરૂદેવામાતાનું અન્યત્વભાવનું ચિંતવન**—એ પ્રમાણે સાંભળીને આશ્ચર્યથી ઉત્પન્ન થયેલા હર્ષાશ્રુરૂપી અતિ વિસ્તૃત અમૃતના પૂરથી મરૂદેવામાતાના બંને ચક્ષુમાંથી પ્રથમ રૂદન કરવાથી આવેલો પડળરૂપ પંક તુરત દૂર થઇ ગયો તેથી તેજયુક્ત વિકસિત નેત્રોવાળા થયેલા મરૂદેવામાતા પ્રભુની વાણી સાંભળવાથી અને પુત્રની ઋદ્ધિને જોવાથી વિચાર કરવા લાગ્યા કે–'અરે! મારા પુત્રનો વૈભવ જગતની

અંદર અદ્‌ભુત છે અને આ ભરતને હા ! હા ! મેં ફોગટ દોષ આપ્યો. ખરેખર જ્યાંસુધી પુત્રો ઉત્સંગ ( ખોળા )ની અંદર રહેલા હોય છે ત્યાંસુધીજ પોતાના થાય છે. આ ઋષભ પણ તેવી રીતે આવા વૈભવથી યુક્ત થયો તો પણ મારા ઉપર ઉદાસીન ભાવવાળો થયો. 'વત્સ ! વત્સ' એ પ્રકારે બોલતી તથા વિલાપ કરતી મને શાંતિને માટે આ પુત્રે એક દેવની સાથે પણ પોતાના સમાચાર ન મોકલ્યા. આજપર્યંત આ પુત્રના મોહવડે તેના દુઃખથી હું ફોગટ દુઃખી થઈ, કારણ સ્વાર્થમાં એક નિષ્ઠાવાળા આ સંસારમાં કોઇ કોઇનું નથી. કર્ત્તા કહે છે કે—

एव मोह सौख्यचौरो मनोऽस्या धर्म्यमप्यगात्।
दुर्जनस्थानदानेन सता देशान्तरो भवेत् ॥ १ ॥

'મોહ ખરેખર સુખનો ચોર [નાશ કરવાવાળો] છે તેથી આ મરૂદેવામાતાનું ધર્મયુક્ત મન પણ દૂર થઇ ગયુ (તેમને કેવળજ્ઞાન ન થયું) કારણ કે દુર્જનને સ્થાન આપવાથી સજ્જનને દેશાંતર જવું પડે છે.'

**મરૂદેવામાતાનું સિદ્ધિસ્થાને ગમન**—આ પ્રમાણે શુભ ભાવનામા આરૂઢ થયેલા મરૂદેવામાતાને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું અને તેજ વખતે તેના આત્માએ દેહને છોડી દીધો; કારણકે સમર્થ એવો કોણ કેદખાનામાં રહે ? આ ભરતક્ષેત્રની અંદર આ અવસર્પિણિમાં પ્રથમ સિદ્ધ થયેલા તેમના દેહને પૂજીને શીઘ્ર દેવોએ ક્ષીરસમુદ્રમાં સ્થાપન કર્યો.

**ઇંદ્ર તથા ભરતે કરેલી ઋષભદેવની સ્તુતિ**—હવે ભરતરાજાએ મરૂદેવામાતાના વિરહથી થયેલા દુઃખને દેવ તથા ઇંદ્રના વાક્યથી શાંત કરીને અશોકવૃક્ષની છાયાથી યુક્ત જિનેંદ્રના સમવસરણમાં ઇંદ્રો સાથે યથાવિધિ પ્રવેશ કર્યો અને ત્રણ પ્રદક્ષિણા દઈને ભરતરાજા તથા ઇંદ્ર નીચે પ્રમાણે પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા.

'કાંતિવડે કરીને ઉપમા રહિત તથા લોક અને અલોકને જોવામાં સમર્થ કેવળજ્ઞાનથી યુક્ત નાભિરાજાના પુત્ર ઋષભદેવને નમસ્કાર થાઓ. મહામોહથી મૂઢ બનેલા અને ભવરૂપ ગુફાની

અંદર લીન બનેલા મનુષ્યના મનને પવિત્ર કરનારા હે પ્રભુ! આપે જીવોને સરલ શિવપદના માર્ગમાં મૂકી દીધા છે! અહો! જે આ દેહ પાપના સ્થાનરૂપ તથા અનેક પ્રકારના ભવને દેવાવાળો હોવાથી પીડાકારી છે તે દેહ મને આજે આપના સ્તવન નમનથી માન્ય થયો છે; કારણકે શ્યામ પંક (કાદવ) પંકેરૂહ (કમળ)ને ઉત્પન્ન કરવાથી અથવા તો પૃથ્વીનો પિંડ સુવર્ણને ઉત્પન્ન કરવાથી શું પિતૃભાવને નથી પામતો? જો કે મન ઘાતક છે તો પણ સારા સારા પંડિતોના મન સ્પર્ધાપૂર્વક આપનું ધ્યાન કરે છે તેથી આપનું આ કોઇ અપૂર્વ સૌભાગ્ય છે; કારણ કે તમારી પર્ષદાની અંદર ભુજગ નકુલાદિ પણ અરસપરસ સ્નેહવાળા થઈને રહે છે. હે જગદ્વંદ્ય સ્વામિન્! વળી આપને સંપૂર્ણ પ્રકારે સમતા પ્રાપ્ત થઇ છે તો પછી પાપનો કેમ ઘાત કરો છો અને પ્રાણીઓના ચિત્તોને કેમ હર્ષ ઉપજાવો છો, તથા આપ સંસારને દૂર કરો છો અને શિવસુખને કેમ નજીક કરો છો? પણ આ મારો વિતર્ક ખોટો છે. આપના ચારિત્રનો પાર પામી શકાય તેમજ નથી; વાસ્તે એવા અચિંત્ય મહિમાવાળા પ્રભુ! આપને નમસ્કાર કરૂં છું. હે સર્વજ્ઞ! આપ સત્વ, રજસ અને તમસ્ ગુણનો નાશ કરાવીને, સમસ્ત સાંસારિક વિષયસુખનો છેદ કરાવીને અને સ્ત્રીપુત્રાદિ સ્વજનવર્ગનો વિરહ કરાવીને યતિઓને અત્યંત અતુલ સુખ આપે તેવી સ્થિરતા પમાડો છો, વાસ્તે સુખ દેવામાં આપના જેવો બીજો કોઇ ત્રણ જગતમાં દેખાતો નથી. સ્ફૂરાયમાન કેન્દ્રસ્થાન છે જેનું એવા આપના નિર્મળ મુખરૂપ ચંદ્રવડે પુણ્યરૂપી ધનથી સંપૂર્ણ બનેલા મારા આત્માને મેં જ્યારે જોયો ત્યારે મારૂં ચિત્ત અત્યંત આનંદથી પુષ્ટ બની આપને વિષેજ લાગ્યું અને તેમ થવાથી અજ્ઞાનાંધકારરૂપી વરાહ વક્ર હોવા છતાં પણ હવે મને પીડાકારી થતો નથી. હે પ્રભુ! (પ્રભુના નામના ત્રણ અક્ષરો 'વૃષભ' વૃ—એટલે વિભવ અથવા વિભા, ષ એટલે સ્થિતિ અને, ભ—એટલે ભક્તિ અર્થથી સૂચન

કરે છે )-ભવનો નાશ કરવાથી હે વિભવ ! અને સ્થિર કાંતિને પ્રગટ કરેલી હોવાથી હે સ્થિરવિભ ! આપ વૃષ ( બળદ )થી ચિહ્નિત સ્થિતિવાળા છો અને અત્યંત ભક્તિથી નમસ્કારને માટે તમારા ચરણકમળને પ્રાપ્ત થયેલા, ભવથી યુક્ત ભવ્યજીવના સમૂહને વૃષ (ધર્મ)થી યુક્ત કરી અક્ષય સ્થાનરૂપ નિજપદે પહોંચાડો છો તે આપને બધી રીતે ઘટે છે. સ્પષ્ટરીતે સમજાય છે કે આપે સુખ અને દુઃખ, પોતાનું અને પારકું તથા શત્રુ અને મિત્ર આદિ પ્રબળ યુગળોનું સંપૂર્ણરીતે ઉન્મૂલન કરી નાખ્યું અને તેથી હે સ્વામિન્ ! સિધ્ધાંતને વિષે ડાહ્યા પુરૂષોએ આપને યુગલવિધિના નાશ કરનારા કહ્યા છે તે ખરેખર ઘટે છે. આપના હૃદયરૂપી સમુદ્રમાંથી અત્યંત વિસ્તાર પામતી સમતારૂપી લહરીથી વ્યાપ્ત તમારા વાકયરૂપી અમૃત સર્વદા દેવ, મનુષ્ય અને તિર્યંચોને આપની પર્ષદામાં સરખો સ્વાદ આપનારૂં થાય છે, અને મોક્ષમાં પણ સરખું સુખ આપે છે તે વાત ઘટે છે; કારણ કે અહિં અમૃતના પિતાતુલ્ય આપ છો તેથી પિતાને અનુસરતાજ ગુણો પુત્રમાં હોય છે; વળી સાક્ષાત અમૃત અમૃતાંશુ ( ચંદ્ર )નો ક્ષય કરવાવાળું હોવાથી સ્વયમેવ નિષ્ફળતા પામે છે, અને દેવોને ફરી ગર્ભની પ્રાપ્તિ હોવાથી તેનું અમરપણું મિથ્યા થાય છે; પણ આપની વાણીરૂપી અમૃતજ વાસ્તવિક અમૃત છે કે તેને પીવાથી પૃથ્વી ઉપર રહેલા મનુષ્યોને ગર્ભ આદિ દુઃખોથી રહિત સાચું અમરપણું (મોક્ષપદ) પ્રાપ્ત થાય છે. હે જિનવર ! આ જગતની અંદર સર્વે જીવોના મનની સ્થિતિ પાપ અથવા પુણ્ય કરવામાં મચેલી હોય છે અને તે બંનેથી અન્ય કરવાને ઇચ્છતા આપે મનનો ત્યાગ કરેલો છે. મનુષ્યોની પ્રેરણમતિ અનિત્ય વસ્તુમાં અથવા નિત્ય વસ્તુમાં હોય છે પણ વિરતિપણામાં રહેલી આપની વાણી તો અનેકાંતવાદમાંજ રમણ કરે છે; હે જિન ! અન્યથી નહિ પહોંચી શકાય તેવી અગમ્ય ગતિએ આપ શકટ (ગાડા) વિના પહોંચેલા છો, અને બખ્તર વિનાના હોવા છતાં પણ કામદેવરૂપી શત્રુના બાણ-

ના આપ અવિષય છો. ( તે બાણો આપને લાગી શકતા નથી. ) વળી આપ સંગ્રામ વિના ભવ્ય જીવોના અજ્ઞાનરૂપી અસંખ્ય શત્રુઓનો નાશ કરો છો અને શ્રી રહિત હોવા છતાં પણ સ્થિર મહિમાવડે કરીને અપૂર્વ સૌભાગ્ય યુક્ત છો. હે પૂજ્ય ! ત્રણ ભુવનમાં આપની વ્યાપ્તિ ( મેળાપ ) અન્ય કોઇની સાથે નહિ હોવાથી આપનું સ્વરૂપ અનુમાનપ્રમાણથી ગમ્ય નથી, શાસ્ત્રથી પણ આપનું સ્વરૂપ પામી શકાય તેમ નથી તેથી આગમપ્રમાણથી પણ આપ અગોચર છો, પંડિતોથી પણ કોઇની ઉપમા આપને ઘટાવી શકાતી નથી તેથી ઉપમાનપ્રમાણના પણ આપ વિષય નથી. વળી આપનું સ્વરૂપ કોઇ પણ જાતની અર્થાપત્તિનો પણ આશ્રય કરતું નથી. તેમજ હે સમતૃણમણે ! આપનો અભાવ પણ નથી. હે પ્રભુ ! આ પ્રમાણે આપના મહિમાનો પાર એકે પ્રમાણથી પામી શકાતો નથી. વળી બુદ્ધિપૂર્વક બોલાયેલું વચન શુદ્ધ હોય છે અને તે બુદ્ધિનું ઉત્પત્તિ સ્થાન મન છે અને તે મન અણુ તથા વ્યામૂઢ છે. હે પ્રભુ ! આપ અનેક ગુણોથી અલંકૃત શરીરને ધારણ કરવાવાળા છો અને મનને આપે દૂર કરેલું છે. તેમજ મનમા ઉત્પન્ન થનારી બુદ્ધિથી આપનું સ્વરૂપ સમજી શકાય તેવું નથી, વાસ્તે વાણીથી નહિ વર્ણવી શકાય તેવા હે જિનેશ્વર ! આપ લાંબો કાળ જયવંતા વર્તો.' આ પ્રમાણે વાણીથી પ્રથમ તીર્થપતિના મુખ્ય ગુણોની સ્તવના કર્યા પછી ઇંદ્ર તથા ભરતમહારાજ પ્રભુની આગળ બેઠા અને એક યોજનમાં ફેલાની, સર્વ ભાષાને અનુરૂપ, અમૃતને વર્ષાવનારી વાણીવડે પ્રભુએ સંસારના કલેશને નાશ કરવાવાળી નીચે પ્રમાણે દેશના આપી.

## શ્રી પુંડરીકસ્વામીની દીક્ષા અને ગણધર પદની સ્થાપના.

### શ્રી ઋષભપ્રભુની દેશના—

पापरोन् प्नन्ति लब्ध्वा मनुजजनुरहय येऽथ तेभ्यः प्रदत्ते,
देवेन्द्रत्वादिकेभ्यान् सुकृतनरपातिर्निःश्रमारोहणाय ।
ये तु दुष्पनयमुर्म कुचारितनिरताऽज्ञान् खरामेषु दीने—

व्याडऽरोप्याऽड्केषु जीवान् भ्रमयति स भवं पीडयन्नुग्रदुःखैः ॥
निर्मादत्वयुतैर्धर्मैः शर्मदः सेव्यतां सतः ।
यश्च कामा-ऽर्थ-मोक्षाणां जनकत्वं श्रयत्यहो ।

"જેઓ મનુષ્યદેહરૂપી અશ્વને પામીને પાપરૂપી શત્રુઓને હણે છે તેઓને સુકૃતનરપતિ (પુણ્યરાજા) ઈંદ્રપદવી આદિ હસ્તીઓ સર્વદા સ્વારી કરવા આપે છે અને જેઓ દુષ્ટ વ્યાપારમાં રક્ત થઇ તે મનુષ્યરૂપ અશ્વનો દ્રોહ કરે છે તે જીવોને ગધેડાદિ હીન પશુઓ ઉપર બેસાડીને ઉગ્ર દુઃખોથી પીડા પમાડતો ભવમાં રખડાવે છે. વાસ્તે મદરહિત થઈને જીવોએ સુખને દેવાવાળો ધર્મજ સેવવો જોઇએ."

**ભરતમહારાજના પુત્ર–પૌત્રાદિની પ્રવ્રજ્યા, પુંડરીકસ્વામી મુખ્ય ગણધર—**એ પ્રમાણે નિર્મળ ધર્મદેશના સાંભળીને તે પ્રદેશના પુરૂષો તથા સ્ત્રીઓ પૈકી કેટલાકે સમ્યક્ત્વ સહિત શ્રાવકના વ્રત અંગીકાર કર્યાં અને કેટલાકે સાધુપણું અંગીકાર કર્યું. ઋષભસેન આદિ ભરતમહારાજના પાંચસો પુત્રોએ અને સાતસો પુત્રના પુત્રોએ દીક્ષા લીધી. પ્રભુએ પહેલી દેશનામાં પુંડરીક સાધુ, બ્રાહ્મી સાધ્વી, શ્રેયાંસ શ્રાવક, અને સુંદરી શ્રાવિકા એ પ્રમાણે ચતુર્વિધ સંઘની સ્થાપના કરી; વળી પ્રભુએ તે વખતે ચોરાશી ગણધર કર્યા, તેઓમાં ઋષભસેન જેનું નામ પુંડરીક છે તે પ્રથમ થયા. પ્રભુ પાસેથી પુંડરીક આદિ ગણધરોએ 'ઉત્પત્તિ, વ્યય અને ધ્રુવ' એ પદત્રયીને પ્રાપ્ત કરીને શીઘ્ર દ્વાદશાંગીની રચના કરી. તે સમવસરણમાં ભરત મહારાજના પુત્ર મરીચીએ પણ દીક્ષા લીધી અને કચ્છ તથા મહાકચ્છ સિવાય સર્વે તાપસોએ પણ દીક્ષા લીધી. ત્યારપછી ધર્મરૂપી અંકુરાને ઉત્પન્ન કરવામાં પ્રસરતા જ્ઞાનરૂપ જળથી યુક્ત મેઘસમાન પ્રભુ વિહાર કરીને અન્યત્ર ગયા અને ભરતમહારાજ પોતાની લક્ષ્મીના સમૂહથી પ્રભુનો જ્ઞાનમહોત્સવ કરીને હર્ષયુક્ત થયેલા અયોધ્યા નગરીમાં આવ્યા.





આદીશ્વર ભગવાનની પ્રથમ દેશના સાંભળીને પુંડરીકસ્વામીએ દીક્ષા
ગ્રહણ કરી પ્રભુએ ચતુર્વિધ સંઘની સ્થાપના કરી





**પ્રથમ સર્ગ સંપૂર્ણ**—શ્રી રત્નપ્રભસૂરિરૂપી સૂર્યના કિરણોથી રાત્રીરૂપી દોષોનો ત્યાગ કરીને જાડ્યબુદ્ધિવાળા હોવાછતાં પણ પ્રતિદિવસ તેમની કૃપાવડે કરીને અદ્દભુત બુદ્ધિથી જે યુક્ત થયા તે શ્રી કમલપ્રભે રચેલા શ્રી શત્રુંજયના દીપકતુલ્ય પુંડરીકસ્વામીના ચરિત્રનો પહેલો સર્ગ સંપૂર્ણ થયો.

इति श्रीरत्नप्रभसूरिशिष्य–आचार्यश्रीकमलप्रभविरचिते श्रीपुण्डरीकचरिते श्रीयुगादिनायकेवलज्ञान–श्रीपुण्डरीकचारित्राङ्गीकरण–गणधरपद–स्थापना नाम प्रथमः सर्गः ॥

## સર્ગ બીજો.

**ભરતમહારાજનું શસ્ત્રાગારમાં ગમન**—પ્રભુનો ઉત્સવ કરીને આવેલા ભરતમહારાજ પછી હર્ષથી શસ્ત્રાગારમાં આવ્યા અને શુભ દિવસને સૂચવનાર, ઉદય પામેલા પૂર્ણસૂર્ય સમાન, એક હજાર આરાથી યુક્ત નવા ઉત્પન્ન થયેલા ચક્રરત્નને નમસ્કાર કર્યો અને સર્વે નગરજનોના હર્ષની સાથે વિવિધ પ્રકારના નૈવેદ્યના સમૂહથી તેનું પૂજન કરવાપૂર્વક ભરતરાજાએ આઠ દિવસ સુધી મહોત્સવ કર્યો.

**દિગ્વિજયને માટે ભરતમહારાજનું ગમન**—ત્યારપછી સરલ મનવાળા ભરતમહારાજ ગજરત્ન ઉપર આરૂઢ થઈ શુભ મુહૂર્તે પ્રયાણ મંગળ કરી તે ચક્રની પાછળ પૂર્વદિશા તરફ ચાલ્યા. તે વખતે બીજા રત્નો—હય (અશ્વ), વર્ધકિ (સુતાર), ચર્મ (આધાર અને પુલ તરીકે કામ આપનાર), કાકિણી, મણિ, સેનાનિ, અસિ (તરવાર), પુરોધસ (ગોર), આતપત્ર (છત્ર), દંડ અને કુટુંબિક (ગૃહપતિ–રમોઈ કરાવનાર) પણ ભરતમહારાજની સાથે ચાલ્યા. પ્રયાણ સમયે ભરતેશ્વરના સૈનિકોએ જ્યારે જયઢક્કા વગાડી ત્યારે ઉત્તમ રાજાઓના હૃદયો અને મોટા પર્વતોની ગુફાઓ ગાજી ઉઠયા અને દુંદુભી, ભટલેરી, અશ્વ તથા હસ્તિઓના એકસાથે ઉત્પન્ન થયેલા

શબ્દથી સઘળી દિશાઓ બધિર (બહેરી) બની ગઇ. તેથી તે બોલાવ્યા છતાં પણ જવાબ આપતી નહોતી. સૈન્યના અશ્વો એટલા વેગથી ચાલતા હતા કે વેગવાળા પવનને પણ તેઓએ જીતી લીધો અને જીતાયેલો એવો તે પવન રજના સમૂહને છત્રની જેમ માથે ધારણ કરીને તેઓની સાથે ચાલ્યો. આ પ્રમાણે છત્રરૂપ થઇને સૈન્યની સાથે આવતો પવન સૂર્યના આતપથી દાહને ન પામે તેટલા વાસ્તેજ સૈન્યના અશ્વોની ખરીથી ઉડાડવામાં આવેલી ધૂલિવડે આકાશમાં રહેલા સૂર્યને ઢાંકી દીધો. અત્યંત ગંભીર હૃદયવાળા ભરતમહારાજની એક યોજન પ્રમાણ દરરોજ પ્રયાણ કરનારી સેના સમુદ્રના કાંઠા પાસે આવી તે વખતે વર્ધકિરત્ને ત્યાં કીનારા ઉપર બાર યોજનમાં શીઘ્ર ઉત્તમ ધામો બનાવ્યા અને તેમાં સર્વ સૈનિકો રહ્યા. વર્ધકિરત્ને બનાવેલી મણિજડીત અતિ નિર્મળ પૌષધશાળામાં ડાભના સંથારા ઉપર કુશાગ્ર ભરતમહારાજ ત્રણ ઉપવાસ (અઠ્ઠમ)કરીને બેઠા. ચોથે દિવસે પ્રભાતે સૂર્યોદય થયો એટલે ભરતમહારાજ નાહીને શ્રેષ્ઠ વસ્ત્રો ધારણ કરી ચારે છેડે જેને વીરઘંટાઓ બાંધેલી છે એવા અને અસ્ત્રોથી ભરપૂર રથ ઉપર આરૂઢ થયા. ચાર મોટી ઘંટાથી યુક્ત રથમાં બેઠેલા સ્થિર અને સુવર્ણ કાંતિવાળા ભરતમહારાજ બે સૂર્ય અને બે ચંદ્રથી યુક્ત એવા પહેલા દ્વીપ (જંબુદ્વીપ)માં રહેલો મેરૂપર્વત જેમ શોભે તેવા શોભવા લાગ્યા. અત્યંત તેજવાળા અને પરાક્રમી ભરતરાજાએ તે વખતે સ્થિર અને સત્વશાળી સારથીથી પ્રેરણા કરાયેલા અશ્વોના અવાજપૂર્વક રથને નાભિપ્રમાણ પાણીમાં જવા દીધો. પછી ઉત્કૃષ્ટ ધનુર્ધર ભરતરાજાએ શીઘ્ર ધનુષ ઉપર પણછ (દોરી) ચડાવી અને મ્હોટો ટંકારવ કર્યો જેથી સઘળા જળજંતુઓ અવાજ કરવાપૂર્વક ચપળ થઇ ગયા.

**માગધદેવનો વિજય**—ત્યારપછી સમુદ્રમાં બાર યોજન પર રહેલા માગધદેવપ્રત્યે ભરતમહારાજે સુવર્ણમય અને પોતાના

નામથી અંકિત બાણુ છોડયું. ગમનના શ્રમથી જાણે સૂતકારને કરતું હોય તેમ સૂતકાર કરતું તે બાણુ ઉતાવળે આકાશમાર્ગે ગયું અને તે માગધદેવની સભામાં જાણે પાતાળમાં જવાની ઇચ્છા રાખતું હોય તેમ ભૂમિમાં મુખ નાખીને રહ્યું. તે માગધદેવ એકાએક પડેલ સુંદર બાણુને જોઇને ક્રોધવડે લાલચોળ થઇ બોલ્યો કે– 'પોતાના જીવનને વહન કરવામાં ખિન્ન થયેલ હૃદયવાળા અને મરવાની ઇચ્છાવાળા કોણે મારી સભામાં આ બાણુ ફેંકયું છે? અથવા તો ફણિનાથના ફણા ઉપર રહેલા મણિઓના સમૂહવડે પોતાનો મુકુટ બનાવવાને ઉત્કટ એવો કોણ તૈયાર થયો છે ? અને ઐરાવણહસ્તિના દાંતથી પોતાની સ્ત્રીના કંકણ કરવાની કોણ ઇચ્છા રાખે છે ? ' એ રીતે ગર્વયુક્ત થયેલો માગધદેવ પછી બાણુને પોતાના હાથમાં લઇને વિસ્મયપૂર્વક તેમાં રહેલા નિર્મળ અક્ષરો વાંચવા લાગ્યો—

भरतः प्रथमोऽद्य चक्रिराट् दिशति श्रीऋषभाङ्गभूरिति ।
मम यच्छत दण्डमाशु भो ! यदि नित्य स्वसुखैषिणः सुराः ॥

'શ્રી ઋષભદેવનો પુત્ર પ્રથમ ચક્રવર્તી ભરત આજે તમને આજ્ઞા કરે છે કે હે દેવ ! જો તમે પોતાના સુખને ઇચ્છતા હો તો શીઘ્ર મને દંડ આપો.'

એ પ્રમાણે બાણુ ઉપરના અક્ષરો વાંચીને આગમના જોવાથી શ્રાવક જેમ શાંત થઇ જાય તેમ માગધદેવ શાંત થઇ ગયો અને સમુદ્રમાર્ગે આવીને તેણે પુષ્પોની જેમ મણિઓવડે કરીને સુંદર આશયથી નૃદેવ એવા તે ભરતમહારાજની પૂજા કરી. પછી તે માગધદેવ શ્રેષ્ઠ રત્નોની સાથે ભરતમહારાજના તે બાણુને મૂકીને ભક્તિ સહિત અંજલિ જોડીને જય શબ્દ પૂર્વક બોલ્યો કે— 'ઇંદ્રના હાથથી મૂકાયેલા વજ્રની જેવા, તપસ્વી યતિના મુખના તેજની સરખા તેજવાળા અને સતીના મુખના શાપ સદૃશ આપના ધનુષથી મૂકાયેલા બાણુને કોણ સહન કરી શકે ? હે પ્રભુ ! આપથી સ્થાપન કરાયેલો હવે હું આપનો સેવક છું અને આપે

આજ્ઞાવડે સર્વદા મારા ઉપર પ્રસન્નતા કરવી.' એ પ્રમાણે અત્યંત ભક્તિવાળા શબ્દોથી સંતુષ્ટ થયેલા ભરતમહારાજે તેને વિસર્જન કર્યો અને સમુદ્રમાંથી રથને પાછો વાળ્યો. ઘટે છે કે ઉત્તમ પુરૂષો નમસ્કારપર્યંતજ રોષવાળા હોય છે. પોતાના સૈન્યમાં ગયેલા નિષ્કંટક એવા ભરતમહારાજે પછી પારણું કરીને હર્ષથી માગધદેવને આશ્રિને અષ્ટાહ્નિક મહોત્સવ કર્યો.

**વરદામપતિ-પ્રભાસપતિ અને સિંધુનદીનો વિજય**—પછી ચક્રવર્તી વરદામપતિ, પ્રભાસપતિ અને સિંધુનદી દેવીને જીતીને શીઘ્ર રૂપ્યમય વૈતાઢ્યગિરિ પ્રત્યે આવ્યા.

**વૈતાઢયદેવનો વિજય**—ચક્રવર્તીએ વૈતાઢ્ય પર્વતના દક્ષિણભાગમાં પોતાના સૈન્યને રાખીને ત્રણ ઉપવાસ કરીને વૈતાઢ્યકુમાર દેવની આરાધના કરી, એટલે ચલિતાસન થયેલા તે દેવે સમીપ આવી, કિંમતી રત્નોનું ભેટણું કરી ભરતમહારાજની આજ્ઞા મસ્તક ઉપર ચડાવી. પછી જેવી રીતે આવ્યો હતો તેવી રીતે વિદાય થયો. ત્યારપછી રાજાએ પારણું કરીને આઠ દિવસનો અદ્ભુત ઉત્સવ કર્યો.

**સિંધુનદીના બે તટ સાધવાની સેનાધિપતિને આજ્ઞા**—પછી સરલ આશયવાળા ભરતમહારાજે લીલાપૂર્વક પોતાના સેનાધિપતિને આજ્ઞા કરી કે 'સાધવામાં પ્રવિણ એવા હે સખે! સુખપૂર્વક સિંધુના દક્ષિણ ભાગના બે તટોને શીઘ્ર સાધો.' સેનાધિપતિએ તુરત ચર્મરત્નવડે સિંધુનદી ઉતરી ત્યાંના તુરૂષ્ક-લોકોના રાજાઓને જીતીને દંડતરીકે આવેલું ધન ચક્રવર્તીને સોપ્યું.

**તમિસ્રાગુફાનું ઉઘાડવું અને કૃત્તમાલદેવનો વિજય**—ફરીથી ચક્રીની આજ્ઞાથી તે સેનાધિપતિએ તમિસ્રાગુફા ઉઘાડવા માટે ત્રણ ઉપવાસ કરીને કૃતમાલદેવને આશ્રિને અષ્ટાહ્નિક ઉત્સવ કર્યો; પછી અશ્વરત્ન ઉપર આરૂઢ થઇને મોક્ષ પ્રત્યે જવાવાળો જીવ સમાધિવડે મદ અને રોષને જેમ વિરલ કરી નાખે તેમ દંડરત્ન ત્રણ વખત અફાળીને ગુફાના બંને દ્વાર

વિરલ કર્યો [ ઉઘાડી નાખ્યાં ]. અને અશ્વરત્ન ઉપર પાછા આવી સ્વામીને ખબર આપ્યા.

ત્યારપછી ચક્રવર્તી હસ્તિઉપર આરૂઢ થયા અને મણિને હસ્તિકુંભ ઉપર પ્રકાશને વાસ્તે સ્થાપન કર્યો; પછી મણિના તેજથી તમિસ્રાગુફાને અંધકાર રહિત કરતા કળાથી યુક્ત નક્ષત્રોની સાથે ચંદ્ર જેમ વાદળમાં પ્રવેશ કરે તેમ રાજાએ પોતાના સૈન્યની સાથે તે ગુફામાં પ્રવેશ કર્યો. હસ્તિઉપર રહેલા રાજાએ તે ગુફાની અંદર પછવાડે આવતી સેનાના પ્રકાશને વાસ્તે કાકિણિરત્નથી ઓગણપચાસ મંડળો કર્યા. ત્યાં પથ્થર પણ સહેજે તરી શકે એવી ઉન્નિમ્નગા નદી ઉતર્યા અને તૂલ ( રૂઉ )ને પણ બૂડાડે એવી નિમ્નગા નદીને પણ વર્ધકિરત્નથી ઉતર્યા. પછી પોતાની મેળે ઉઘડી ગયેલા તે ગુફાના ઉત્તરદ્વારથી ત્વરાથી નીકળ્યા અને ચક્રની પછવાડે ભરતમહારાજ ઉત્તરભરતાર્ધને સાધવા ચાલ્યા.

**ભિલ્લોની સાથે યુદ્ધ**—ચક્રીના સૈન્યને અગાઉ કોઈ વખત નહિ જોયેલું હોવાથી સંતાપસ્તુ નામના ભીલ્લભટો આયુધોને ધારણ કરીને અગ્રસૈન્યની સાથે યુદ્ધ કરવા લાગ્યા. જેવામાં ચક્રીના સૈન્યને ભિલ્લભટોએ હરાવી પાછું કાઢયું તેવામાં હણવાની ઇચ્છાથી અશ્વરત્ન ઉપર આરૂઢ થયેલો સેનાનિ તેમની તરફ દોડ્યો. પુણ્યવડે જેમ વિઘ્નોનો સમૂહ નાશ પામે તેમ સેનાનિથી હારેલા ભિલ્લોએ વિવિધ પ્રકારના દેહકષ્ટપૂર્વક કુળદેવતાને આરાધ્યા. અત્યંત સેવા કરવાથી પ્રસન્ન થયેલા મેઘપ્રમુખ દેવો આવીને પૂછવા લાગ્યા કે–' હે વત્સો ! આ પ્રકારની લાંઘણો અને કાયકષ્ટ શા માટે કરો છો ? પોતાના પૂર્વ ભવના ઉગ્ર પુણ્યથી પ્રબળ એવો આ ચક્રવર્તી મનુષ્યો, દેવો, કિન્નર, અસુર તેમજ નાગકુમાર તેમાંના કોઇથી પણ જીતી શકાય તેમ નથી. તેમ છતાં પણ હે વત્સો ! તમારા આરાધનથી સંતુષ્ટ થયેલા અમે અમારા બળના પ્રમાણમા હમણાં તેમને વિઘ્ન ઉત્પન્ન કરશું.'

**ચક્રીનો પરાજય કરવા દેવોએ કરેલી મૂશળધાર વૃષ્ટિ**–

એ પ્રમાણે કહીને મેઘકુમારોએ જળથી પૂર્ણ આઠ મેઘોને વિકુર્વીને આકાશથી મૂશળધાર વૃષ્ટિ કરવા લાગ્યા. ભરતમહારાજે પોતાની સેનાને કંઠસુધી પાણીમાં ડુબી ગયેલી જોઇને તત્કાળ પોતે ચર્મરત્નને બાર યોજન વિસ્તારવાળું કર્યું અને તેના ઉપર પોતાની સેનાને રાખીને તેટલા વિસ્તારવાળું ઉપર છત્ર કર્યું. તે છત્રના દંડ ઉપર માણસોને પ્રકાશને માટે મણિ સ્થાપન કર્યો. પછી કુટુમ્બિરત્નવડે એકજ દિવસે વવાયેલું, ઉગેલું અને પકાવેલું વિવિધ પ્રકારનું અન્ન હમેશાં દિનતા રહિત સૈન્યના માણસો સ્વાદપૂર્વક જમવા લાગ્યા. આ પ્રમાણે ચર્મ અને છત્રના પુટને જળમાં તરતું જોઇને જગતને આશ્ચર્ય કરવાવાળું બહ્રરપતિનું આ મહાઅણ્ડ (મોટું ઈંડું) છે એમ કહેવાયું. સાતમે દિવસે ચક્રપતિ વિચાર કરવા લાગ્યા કે–' દુઃખે સહન કરી શકાય એવા આ મેઘપ્રમુખ દેવો મારા શત્રુઓનો પક્ષ કરીને મને અહિત કરનારા કેમ થઇ શકે છે ? ' ચક્રીની અંગરક્ષા કરવામાં વિચક્ષણ સર્વદા પાસે રહેનારા સોળ હજાર દેવોએ ભરતમહારાજને આ પ્રમાણે વિચાર કરતા જોઇને મેઘપ્રમુખ દેવોને કહ્યું કે–' હે દેવો ! ભરતક્ષેત્રમાં વસતા મનુષ્યના સ્વામી ઉપર તમે અત્યંત દુષ્ટતા કરી છે તેથી તમે મૂર્ખશિરોમણિ છો અને મરવાને તૈયાર થયેલા દેખાઓ છો !'

**તુરૂષ્કનો વિજય**–એ પ્રમાણે યક્ષોના કઠોર શબ્દોથી ભય પામેલા અને વ્યાકુળ થયેલા તે મેઘપ્રમુખ દેવો નાશી ગયા અને મેઘના સમૂહમાંથી નીકળેલો સૂર્ય ભરતના પ્રતાપની જેમ અત્યંત તપવા લાગ્યો. પછી તુરૂષ્કલોકોએ ભરતરાજાની પાસે આવી મુખમાં કનિષ્ઠિકા ( ટચલી આંગળી ) નાખીને પોતાના મસ્તકોનું રક્ષણ કર્યું અને તૃણ મોઢામાં લઇને પોતાના રાજ્યનું રક્ષણ કર્યું.

**હિમવત્ કુમારનો વિજય**––સેનાપતિના ઉત્તરસિંધુનિષ્કુટ સાધી આવ્યા પછી શ્રેષ્ઠ લક્ષ્મીના આલય ( ઘર ) સમાન અને પ્રસરતા મહિમાવાળા ભરતમહારાજ હિમાલય તરફ ચાલ્યા.

અને તે ગિરિના દક્ષિણ પ્રદેશમાં પોતાની સેનાનો પડાવ કરી ત્રણ ઉપવાસનો તપ કરીને રથ ઉપર બેસી હિમવતકુમાર ઉપર પોતાનું બાણ છોડયું. બહોંતેર યોજનપર રહેલો તે દેવ આવેલા એવા તે બાણને ઉપાડીને તેમાં કોતરેલા અક્ષરો વાંચી શાંત થઇ ગયો અને ભેટણા સાથે આવીને ચક્રીને નમસ્કાર કર્યો. હિમવત્ કુમારને વિસર્જન કર્યા પછી ઋષભકૂટપર્વતે જઇ મહા તેજસ્વી ભરતમહારાજે તેનો અઠ્ઠાઇમહોત્સવ કર્યો અને ત્યાં પોતાનું નામ લખ્યું.

નમિ અને વિનમિનો પરાજય—દિગ્વિજયથી નિવૃત્ત થયેલા અને તેજથી શ્રેષ્ઠ એવા તથા જેનો કોઇ શત્રુ નથી એવા ચક્રવર્તી ભરતમહારાજે વૈતાઢયપર્વતના ઉત્તરભાગમાં પોતાના સૈન્યનો પડાવ નાખ્યો અને નમિ અને વિનમિને આધીન કરવાની ઇચ્છાથી સ્ખલના ન પામે તેવા પોતાના બાણને વીરશિરોમણિ રાજાએ છોડયું. ચક્રવર્તિના તે બાણને જોઇને અત્યંત ક્રોધથી લાલ નેત્રવાળા થયેલા તે બંને વિદ્યાધર રાજાઓ પોતાની સેના લઇ આકાશમાં આવ્યાં. રોષવડે ઉત્કટ થયેલા બંને પક્ષના સૈનિકોએ આકાશમાં તેમજ પૃથ્વી ઉપર બાર વર્ષ સુધી શર, તોમર, ભાલાં, શક્તિ વિગેરે શસ્ત્રોથી અને બાહુબળથી પરસ્પર યુદ્ધ કર્યું. પછી અત્યંત ભુજબળવાળા ભરતમહારાજે રથ ઉપર આરોહણ કર્યું અને યુદ્ધ કરવામાં દૃઢ પ્રતિજ્ઞાવાળા થઇ પોતે ધનુષને ધારણ કરી બાણ છોડવામાં રક્ત થયા. ધનુર્ધરમાં ઉત્તમ ભરતમહારાજે પાંખ રહિત ખેચરોને વેગથી મૂકેલા પોતાના બાણોવડે કરીને તે વખતે પાંખથી યુક્ત હોય તેવા કર્યા. ચક્રવર્તીના બાણના વેગથી આકાશમાં ખેચરનું લશ્કર નાશ પામ્યું. એટલે ભરતમહારાજ ઘનપ્રભ (અત્યંત કાન્તિવાળા) થયા અને નમિ અને વિનમિનો પ્રતાપ અચિરદ્યુતિ ( વિજળી જેવા ક્ષણિક ) પણાને પામ્યો. પછી હૃદય શાંત પડવાથી ઉચિત કરવામાં કુશળ તે બંને નમિ અને વિનમિએ આવીને કોપાયમાન થયેલા ભરતમહારાજને પ્રણામ કર્યો અને કહ્યું કે—" હે પ્રભુ ! અજાણપણે અમારાથી આપનો

જે અવિનય થયો છે તે સઘળો ક્ષમા કરો, કારણ આપ સમગ્ર પૃથ્વીમાં સ્વામી થયેલા છો.'

**વિનમિની પુત્રી સુભદ્રાનું ભરતમહારાજને આપવું અને નમિ વિનમિનું દીક્ષા ગ્રહણ**—પછી નમિરાજાએ પ્રીતિ સહિત ઘણા મણિઓનું ભેટણું કર્યું અને વિનમિએ સ્ત્રીઓમાં શિરોમણિ એવી પોતાની પુત્રી સુભદ્રા ભરતમહારાજને આપી. હવે ચક્રવર્તીથી હર્ષપૂર્વક વિસર્જન કરાયેલા નમિ અને વિનમિ પોતાને સ્થાને આવીને સ્થિર મનવાળા થઈ આદરપૂર્વક વિચાર કરવા લાગ્યા કે-' આપણે ઘરે આવેલા ઋષભદેવનો જ્યેષ્ઠ પુત્ર ભરતમહારાજનો ઉચિત કરવાથી ઠગાયેલા એવા આપણે એહની વાત છે કે અત્યંત મોહને વશ થઇને યોગ્ય સત્કાર ન કર્યો! વળી આપણને આવું મહોટું રાજ્ય ઋષભદેવપ્રભુના ચરણની સેવા કરવાથી પ્રાપ્ત થયું હતું છતાં અત્યંત રોષથી ભરતરાજાએ આપણી સાથે યુદ્ધ કર્યું તેથી પ્રભુના જ્યેષ્ઠપુત્ર એવા તેને પણ ધિક્કાર છે! વળી રાજ્યમદમાં અંધ બનેલા આપણે પણ બાર વર્ષ સુધી તેની સાથે સંગ્રામ કર્યો તે અયોગ્ય કર્યું. હવે તે પાપને દૂર કરવા આપણે પ્રભુપાસે જઇને વ્રત અંગીકાર કરીએ.' એ રીતે ચિત્તથી નિર્મળ વિચાર કરીને નીતિને જાણવાવાળા પોતાના બંને પુત્રોને રાજ્ય ઉપર સ્થાપન કરી ઘણા વિદ્યાધરોની સાથે નમિ અને વિનમિએ પ્રભુ પાસે જઇ દીક્ષા લીધી.

**ભરતમહારાજનું સિન્ધુતટના વનમાં રમણ**— હવે ચક્રધર ભરતમહારાજ વસુંધરાને નિર્વિઘ્નપણે જીતતા સિંધુ નદીના તટ ઉપર વિવિધ પ્રકારના વૃક્ષોથી વ્યાપ્ત થયેલા વનમાં આવ્યા. અહિં સર્વદા સમગ્ર ઋતુને યોગ્ય મનોહર વૃક્ષોની શ્રેણિથી યુક્ત વનને જોઇને તે પૃથ્વીપતિ ક્રીડા કરવામાં ઉદ્યુક્ત થયા. તે વખતે વર્ધકિરત્ને ત્યાં રાજાને રહેવા વાસ્તે સમુદ્રમાંથી નીકળેલા લક્ષ્મીના નિર્મળ મંદિર સમાન મણિઓથી બનાવેલો સાત ભૂમિકાવાળો આવાસ બનાવ્યો; પછી પોતાનું સૈન્ય જ્યારે

યોગ્ય રીતે પડાવમાં સ્થિત થઈ ગયું ત્યારે ચપળ અને ઠેકાવર અશ્વ ઉપર આરોહણ કરીને તે સમગ્ર લોકના નાયક ભરતમહારાજ વૃક્ષોની શ્રેણિ જોવાને ચાલ્યા. આ વખતે પ્રિયંવદ નામનો બંદિવર સ્વામીના ચિત્તને સ્પૃહાથી યુક્ત જોઇને, પોતાની કાંતિથી રંગી નાખ્યું છે આકાશને જેણે એવા મનોહર વૃક્ષના સમૂહનું શીઘ્ર વર્ણન કરવા લાગ્યો કે—'હે પ્રભુ! આપ જય પામો. આ વનની અંદર છએ ઋતુને યોગ્ય વૃક્ષો જુદા જુદા પ્રદેશમાં ઉગેલાં છે તે હે નીતિજ્ઞ! આપના નેત્રના પદ્દરસથી યુક્ત સૌન્દર્યપણાને પામો.'

વર્ષાઋતુનું વર્ણન–હે સ્વામી! અહિં અત્યંત દિવ્ય શક્તિથી આકાશમાં શોભતા મેઘો ચાતકોને હર્ષના સ્થાનરૂપ શુભ ગંધ યુક્ત પવિત્ર અને શુભસૂચનરૂપ જળની વૃષ્ટિ કરે છે. વળી સમીપમાં અત્યંત મનોહર નૃત્ય કરીને પોતાની સ્રીના (મયૂરીના) પ્રેમને ઉત્પન્ન કરતા ચક્ષુને હર્ષ ઉપજાવનારા વિવેકી કેકાઓ (મયૂરો)ને જુઓ. હે રાજા! તે મયૂરોમાંના કેટલાક સુંદર કંઠથી આલાપ આપતી મયૂરીને આડી નજરે જોઇને લીલાપૂર્વક પોતાની પ્રિયાના હૃદયને મદયુક્ત બનાવે છે. વળી હે પ્રભુ! સૂર્ય અને અગ્નિના તેજનો નાશ કરવાવાળા મેઘમા સ્થાન પ્રાપ્ત થવાથી હું મહસ્વિની છું એવી રીતે મદવાળી થઇને નાચતી આ વિજળીને તમે જુઓ. સૂર્યે પૃથ્વીપરથી પવિત્ર નિષ્પત્તિને કરવાવાળા શીતળ જળને સુકાવી દીધું તેથી સુકાળ કરવાવાળો મેઘ અશનિ (વજ્ર તુલ્ય વિજળી) ને ધારણ કરીને તેને રૂંધે છે (આચ્છાદન કરે છે) કહ્યું છે કે—

शीत स्वादुजल समग्र सरिता नीत्वाऽथ वारानिधि–
र्निम्न क्षारमपेयमेव कुरुते मेघो विनष्ट तु तत् ।
कृत्वा प्रोच्चतर रसेन रुचिरं विश्वोपकारे नयेत्–
जीयासुः सुविवेकिनो धृतधनैः किं निर्विवेकैर्जनैः ॥

'સમગ્ર નદીઓના શીતળ અને સ્વાદુ જળને નીચે લઇ જઇને

સમુદ્ર તેને ખારૂં અને નહિ પીવાયોગ્ય બનાવે છે, ત્યારે નાશ પામેલા તેજ જળને મેઘ ઉંચે લઇ જઇને રસથી રૂચિર બનાવી વિશ્વના ઉપર ઉપકાર કરવાવાળું કરે છે; વાસ્તે સુવિવેકી પુરૂષો જયવંત વર્ત્તો; ધનિક એવા નિર્વિવેકી જનોથી શું ? '

અહિં વાયુ દિવ્યભાવથી ઉત્પન્ન થયેલા મેઘરૂપ પાત્ર થકી રસ પીને કુસુમિત થયેલી માલતીલતારૂપી સ્ત્રીને આલિંગન કરી પ્રમોદયુક્ત થયો છે. જેણે સજ્જનના-સમૂહરૂપ કદંબિકાને વિકસિત કરી છે અને જે જગતના જીવોને જીવિતદાન આપવામાં તત્પર છે એવી તમારી દૃષ્ટિ સદૃશ સુંદર વૃષ્ટિ જગતના મનુષ્યોનું રક્ષણ કરો. '

શરદૃઋતુનું વર્ણન—ઘણો સમય વર્ષાકાળનો અનુભવ કરીને રાજાએ પ્રિયંવદ બંદિવરને શરદૃઋતુનું વર્ણન કરવાનું કહ્યું ત્યારે પ્રિયંવદ સ્પુટપણે કહેછે-' વિકસિત પદ્મરૂપી મુખવાળી, નીલકમળરૂપ નેત્રવાળી, ધવળ મેઘરૂપ વસ્ત્રથી યુક્ત, પ્રફુલ્લિત મનોહર બંધુજીવકના પુષ્પરૂપ દેદિપ્યમાન લાલ હીરાગળ વસ્ત્રથી સહિત, તારાઓ જેને કુસુમપણે થયેલા છે, ચંદ્ર જેના મસ્તકનો મુકુટ બનેલો છે, આકાશમાં રહેલી હંસની શ્રેણી જેને મહોટા મોતીના હાર તુલ્ય છે અને જેણે શરદૃઋતુમાં ઉત્પન્ન થયેલા અક્ષતશાલિરૂપ હસ્તને વિષે સોપારીથી અંકિત નાગરવેલના પાનની કાંતિસમાન લીલી પાંખવાળા અને લાલ મુખવાળા ઉત્તમ શુકો (પોપટ) ને ધારણ કર્યો છે, તે આ શરદૃઋતુ આપને માંગળિકને માટે થાઓ અગસ્તમુનિ ( એ નામનો તારો )નો અહિં ઉદય થયો છે તેથી નિર્મળ એવી સરસી (સરોવર) એ કમળરૂપ પુત્રને જન્મ આપ્યો છે, આકાશ ગંગા નિર્મળ થઇ છે અને દોષાકરે (ચંદ્રે) ચકોરના સમૂહને દેદિપ્યમાન ચાંદનીરૂપી ભોજન આપ્યું છે. આવા નિર્મળ થયેલા ચંદ્રે શરદૃઋતુમાં ઉત્પન્ન થયેલી પોતાની દ્યુતિ સુભદ્રાદેવીના વદનને અર્પણ કરી તેથી આ સુભદ્રાદેવી પણ મહારાજાધિરાજના પણ સ્વામી એવા આપનું હે દેવ ! ચકોરગૌરવ

કરે છે.' એ પ્રમાણે બંદિવરે શરદઋતુનું વર્ણન કર્યું અને પ્રભુએ પણ શરદઋતુની પ્રશંસા કરી. જે જગતના જીવનને (જીવનરૂપ જળને) નિર્મળ કરે છે તે કેમ પ્રશંસાપાત્ર ન થાય? આ વખતે હર્ષથીયુકત થયેલી ભરતાધીશ્વરની જીવિતેશ્વરી(સુભદ્રા)-એ બંદિવરને પોતાના દેહનારત્નના આભરણો ખુશી થઇને આપી દીધા.

**હેમન્તઋતુનું વર્ણન**--ત્યારપછી સારયુક્ત હૃદયવાળા પૃથ્વીના ચંદ્રતુલ્ય ભરતમહારાજ ધુમિકાથી વ્યાપ્ત પ્રદેશમાં ગયા અને પ્રિયવંદે પ્રાપ્ત થયેલી હેમન્તઋતુનું વર્ણન કરવા માંડયું –' અહિં ચંદ્રે પોતાના અતિ પ્રતાપવડે કરીને રોષથી સરોજની (સૂર્યવિકાસી કમળ)ને બાળી દીધી અને હિમવડે સૂર્યને આચ્છાદન કરી દીધો. ચંદ્રે પોતાની આશા (દિશા)નો આશ્રય કરનાર સૂર્યનું અહો ! હિમ પડવાને વખતે રક્ષણ ન કર્યું તેથી સમગ્ર મનુષ્યલોક તેના મુખને પણ (સવારમાં) જોતા નથી. હિમ પડવાથી સૂર્યે જેમ જેમ જડતા પ્રાપ્ત કરી તેમ તેમ જગતના જીવોના હૃદયને કંપાવનાર દોષા (રાત્રી) અત્યંત વધતી ગઇ. આકાશમાં ગુરૂ (બ્રહસ્પતિ) છે તે ખરેખર ગુરૂ નથી પણ ગુરૂ તો વાસ્તવિક રીતે અગુરૂ (ધૂપ) છે કે જે હિમ પડવાને વખતે સૂર્ય મહિમાથી (તેજથી) ચ્યુત થયો ત્યારે દુઃખથી શ્યામતાને પામીને અગ્નિમાં પોતાના દેહને પણ બાળે છે. અહો ! હિમે સૂર્યને ઢાંકી દીધો છે તે અમારી પ્રગટાવેલી આ સઘડીઓ (અગ્નિ)ને પણ ઢાંકી ન દેય તેટલા વાસ્તે અગ્નિ ઉપર સકળ લોક પોતાના બંને હાથ રાખે છે.' [અગ્નિથી તાપે છે] એ પ્રમાણે પ્રિયંવદ જ્યારે બોલ્યો ત્યારે રાજાએ પૂછ્યું કે–'આ સર્વ ધૂમ્ર શાથી ઉત્પન્ન થયો છે?' પ્રિયવંદે તે બાબતનો ખ્યાલ કરીને કહ્યું કે–' કૌતુકિન્ ! અહિં દિવ્ય ત્રણ કુંડની અંદર ધૂપચય, કૃષ્ણાગરૂ તથા ઘનસાર દૈવી પ્રભાવથી આકાશથી પડે છે તે જુઓ.' વળી બંદિવર બોલ્યો કે 'હેમંતઋતુની અંદર વૃક્ષ ઉપર પુષ્પો નહિ મળવાથી મનુષ્યોની નાસિકાને સુગંધથી મળતા સુખનો નાશ થયો તેથી અગરૂપ્રમુખ

સૂપો અગ્નિમાં પડે છે અને પોતાના સુવાસથી સુખ આપે છે, આ હેમન્તઋતુમાં સૂર્યે જાણ્યું કે હિમ પડવાથી હું દુનિયાની અંદર સારી રીતે માન પામેલો છું છતાં મારા તેજનો સમૂહ ઓછો થશે તેથી તેણે પોતાના નામ (શૂર)ની સાથે પોતાનું અક્ષય તેજ હે રાજન્ ! તમારામાં સ્થાપન કરેલ છે.' આ રીતના બંદિવરે કરેલા હેમન્તઋતુના વર્ણથી પ્રસન્ન થયેલા શૂરવીરમાં મણિતુલ્ય ભરતમહારાજે પોતાનો સૂર્યસમાન તેજવાળો મુકુટમણિ તેને અર્પણ કર્યો.

**શિશિરઋતુનું વર્ણન**--ત્યારપછી ગુન્હો કરીને પણ નમતા મનુષ્ય ઉપર શીતલ આશયવાળા જગતના એક પાલક ભરતમહારાજ જ્યારે શિશિરઋતુથી વ્યાપ્ત પ્રદેશમાં ગયા ત્યારે પ્રમુદિત થયેલા બંદિવરે કહ્યું-'હે નરરાજ ! અહિં પત્રો (પાંદડાં) ખરી પડવાથી ભૂમિ ઉપર ખડખડાટ શબ્દને કરતો તથા સૂર્યના તેજને વૃદ્ધિ પમાડતો આ ફાલ્ગુન (ફાલ્ગુન માસ અથવા કેરણનું વૃક્ષ) શોભી રહ્યો છે આ શિશિરઋતુ વૃક્ષોને હરિદશ્વ (સૂર્યના અશ્વ)ના સરખો વર્ણ, સુંદર પત્રો, સ્રીના મુખની કાંતિ સદૃશ પુષ્પો, અને ફળનો સમૂહ આપે છે તેવી રીતે તમારા દેહની સુવર્ણમય કાંતિને પણ સ્ફૂરાવે છે.'

**વસંતઋતુનું વર્ણન**--શિશિર સ્થાનથી પૃથ્વીપતિ આગળ ચાલ્યા એટલે વાણીવડે કરીને અમૃતના રસને જેણે જીતી લીધો છે એવો બંદિવર મનોહર વાણીવડે બોલ્યો—' હે ધરાધિપ ! આપની સમીપ અહિં વિકસ્વર ભ્રમરના સમૂહથી વ્યાપ્ત આ બકુલ વૃક્ષો મૌક્તિક (મોતી) અને નીલરત્નના બનાવેલ કામદેવના ભંડારો હોય તેવા શોભે છે યોગીઓનો પણ ગુરૂ એવો તે કામદેવ ભ્રમરના સમૂહરૂપ અંધકારથી યુક્ત બળતા અગ્નિ જેવા આ ચંપકના સમૂહની અંદર વિરહથી પીડાયેલા હૃદયરૂપી તિલ (તલ)ની આહૂતિ આપે છે, વળી કામદેવે ત્રણ જગતની પ્રિયતા મેળવી છે. તે સ્રીઓની પ્રશંસા કરાવે છે અને સજ્જન જનોને માન્ય કરવા

નાયક મુકુર ( પુષ્પ ) ની પરાગથી પીત વર્ણવાળા થયેલા ભ્રમરોની શ્રેણિરૂપ વરમાળા આ વસંતઋતુરૂપી સ્ત્રીએ પિકદ્વિજ (કોયલરૂપી બ્રાહ્મણો)ના શબ્દ સહિત અહિં સહકાર (આંબો)ના વૃક્ષ ઉપર આરોપણ કરેલી દેખાય છે. વળી સમીપમાં ભ્રમરના ગાયનથી યુક્ત, અદ્ભુત માંજરરૂપ ધ્વજ સહિત પક્ષીઓને સંતોષ પમાડતી વસંતઋતુની રાજધાનિતુલ્ય મનોહર આમ્રવૃક્ષની શ્રેણિ શોભી રહી છે. સુવર્ણ ( સુંદર વર્ણવાળા ) ફળોનું દાન દેતો, સુંદર અવાજને કરતા ભ્રમરોથી વ્યાપ્ત વૃક્ષોના સમૂહમાં શ્રેષ્ઠપણાને ધારણ કરતો આમ્રતરૂ હે નરરાજ ! અહિં શોભી રહ્યો છે. શિશિરકાળના જળનું પાન કરીને આ પાટલતરૂ ( લોધ્રનું ઝાડ ) અત્યંત વૃદ્ધ હોવા છતાં પણ મિત્રરૂપ આ વનને બે પ્રકારે સુગંધિત કરે છે, (શિશિરકાળના પાન કરેલા જળથી ઠંડક થાય છે અને વસંતઋતુમાં પુષ્પિત થાય છે તેથી સુગંધમય હોય છે), વળી આ કર્પૂરલતાથી વેષ્ટિત તાંબુલલતાઓ તરફ દૃષ્ટિ કરો. ખરેખર ગુણોવડે યોગ્યતા ધારણ કરનારનો સંગ બુદ્ધિમાન પુરૂષોના નેત્રને સુખકારી થાય છે. આ પવન નિર્મળ ઘનસારની પરાગ આકાશમાં લઇ જઇને સારી રીતે ફેલાવી દે છે અને તે પરાગની સાથે આકાશમાં ગયેલા ભ્રમરોની કાલિમાએ ચંદ્રના પ્રકાશને નિસ્તેજ અથવા કલંકયુક્ત બનાવી દીધો છે. હે નયનિપુણ ! આ બાજુ તાંબુલવલ્લી તરફ આપના નેત્રોનો પ્રસાદ કરો, વાણીવડે કરીને સમગ્ર મનુષ્યોના ચિત્તને રંજન કરવાવાળી જીભને પણ તે રંગે છે; નાગલતાવડે જેમ સોપારી વસ્ત્રયુકત બને છે તેવી રીતે હે રાજન્ ! આપ પણ તેનાવડે દાંત આદિ પરિછદથી યુક્ત નિર્મળવાણીની સ્વામિની રસના ( જીભ )ને વસ્ત્રયુક્ત કરો; લીલા રંગના હીરાગળ કંચુઆને ધારણ કરેલી કોમળ હૃદયવાળી રતીરાણીરૂપ આ નાગરવેલ કામદેવ પ્રભુના મસ્તક ઉપર રહી શોભા આપતી હોય તેમ વિલસી રહી છે. હે રાજન્ ! અહિં સહજ પીળા રંગના

પત્રોથી યુક્ત બે તાંબુલલતા જેને લાગેલી છે અને સ્ત્રીઓના હૃદયને જે મોહ ઉપજાવે છે તેવા આ ઘનસારતરૂ તરફ દૃષ્ટિ કરે. આ વનની અંદર બીજી સઘળી તાંબુલલતાઓ નિર્મળ શ્યામ કાંતિ યુક્ત છે અને ફક્ત આ નવું લતાનું યુગ્મ (જોડલું) સુંદર સુવર્ણ સમાન કાંતિવાળા પત્રથી વ્યાપ્ત દેખાય છે. આ ઘનસારતરૂ આ પ્રકારની આ બે વેલડીને આલિંગન કરીને રસાકુલ થયેલો છે તેથી તેનું ખરેખર સુગંધયુક્ત આ કોઈ નવી જાતનું સૌભાગ્ય જણાય છે. હે દેવ ! આપને નવી પ્રિયા (સુભદ્રા) પ્રાપ્ત થઈ ત્યારે આપે વસુધારૂપી જુની સ્ત્રીના ઉપર કોપ કર્યો તેથી વસુધા સૌમ્યતાથી યુક્ત બની હે વસુધાપ્રિય ! આપનો પ્રિય વચનોથી સત્કાર કરે છે કે—'હે નરસિંહ ! હે પૃથ્વીપતિ ! આપ અહિં સિંહાસનને અલંકૃત કરો અને વસંતઋતુના સુખને અનુભવો તથા શ્રમને દૂર કરો.' ત્યારપછી શુભ રાગવાળા અને બુદ્ધિ યુક્ત વચન છે જેનું એવા રાજા નિર્મળ બંદિવરની વાણીને માન આપીને પોતાના ચિત્તની અંદર રંગને વહેતા અશ્વ ઉપરથી નીચે ઉતર્યો. પછી ત્યાં સમગ્ર પૃથ્વીના સ્વામી ભરત મહારાજ સિંહાસન ઉપર બેઠા. અને તેમની વલ્લભા સુભદ્રા દેવી ભદ્રાસનપર બેઠા સુભદ્રાદેવીએ મહારાજાના મુખ ઉપરથી પોતાના વસ્ત્રના છેડાવડે ધૂળી ઉડાડીને પ્રિય વદને આસન ઉપર બેસવા કહ્યું. 'સુંદર આશયવાળી સ્ત્રીઓ કોઈ દિવસ ઉચિત કરવામાં ઠગાતી નથી.' આ દિવ્ય વનની અંદર પછી ભરતમહારાજના ભૂષણને વાસ્તે પુષ્પ ચુંટનારી નાયકાઓ ચોતરફ પુષ્પ ચુંટવા ગઈ કૌતુકથી ઉત્સુક બનેલો બંદિવર ફરીથી સ્થિરતા પૂર્વક બોલ્યો કે—'હે વિભુ ! આકાશમાં અદ્ભુત દિવ્ય વિમાન જાય છે તો જરા લક્ષ આપો. કોઈ પણ દેવી પોતાની સ્વામિની પ્રત્યે કોઈ પણ રાજાનું વર્ણન કહી રહી છે તે હે જગત પ્રભુ ! ધ્યાનપૂર્વક સાંભળો.' બંદિવરનું સુમતિથી ભૂષિત તે વચન સાંભળી ચક્રીએ પોતાના બંને કાન સાંભળવામાં ઉદ્યુક્ત

ચો, કારણકે પ્રેમવસ્તુ પ્રભુને પણ નમાવે છે. અંતઃપુર સહિત ચક્રવર્તીએ હર્ષપૂર્વક પોતાના મસ્તક ઉપર આકાશમાં થતી ાનને ઘનસા-ના લેપસમાન નીચે પ્રમાણે વાણી સાંભળી.—

**આકાશમાં દેવીએ કરેલી ભરતમહારાજની પ્રશંસા**—' દેવીઓ તથા તેજયુક્ત શત્રુઓના મનને મોહ પમાડતો શ્રેષ્ઠ વીરોમાં શૃંગારભૂત ભરતરાજા જયવંતા વર્તો. આ રાજા પોતાના દર્શનથી માર (કામ) વડે કરીને વામાઓ (સ્ત્રીઓ) ને વાણીનો ભંગ, શરીરમાં અત્યંત કંપ, સર્વથા વિવર્ણપણું, સ્વેદ તથા રોમાંચ ઉત્પન્ન કરી મનને હણે છે અને શૃંગાર ઉત્પન્ન કરે છે તેવીજ રીતે મારના ભયથી શત્રુઓને પણ વાણીનો ભંગ વિગેરે ઉત્પન્ન કરી મનને હણે છે અને ભય ઉત્પન્ન કરે છે; રાજાએ યુદ્ધમાં શત્રુઓના વક્ષસ્થલને ખંડિત કર્યું અને પાછળથી રાજ્ય પાછું આપી સંતોષ પમાડ્યો એમ બંને રીતે અહોભાગ્યને સમજતા મોટા રાજાઓ મનના રંગ સહિત થયા તથા સુખે પોતાનો દેશ પાછો મેળવ્યો તેથી જીતાયેલા હોવા છતાં પણ સંતોષને ધારણ કરે છે. આવા ચરિત્રવાળા વીર (ભરતમહારાજ)ની અમે પ્રશંસા કરીએ છીએ; સ્વામીએ સુંદર સ્ત્રીઓના વક્ષસ્થલને ખંડિત કરવાથી તથા પીઠ ઉપર હાથ દેવાથી બંને રીતે અહોભાગ્યને સમજતી એવી મુખ્ય ગણાતી સ્ત્રીઓ રંગપૂર્વક નિત્ય આસકત રહેલી તથા સુખ પૂર્વક ઇંદ્રિયોના વિષયોને પ્રાપ્ત કરતી, જીતાયેલી હોવા છતાં પણ સંતોષને ધારણ કરતી હતી. આવા શૃંગારમય ચરિત્રવાળા ભરતમહારાજની અમે પ્રશંસા કરીએ છીએ. પર્વતોરૂપી રાજાઓના મસ્તકોને આક્રમણ કરીને જેણે સર્વત્ર ઉદય પ્રાપ્ત કર્યો છે, વળી જેના બંને પક્ષ (માતૃપક્ષ તથા પિતૃપક્ષ) શુદ્ધ છે અને રાત્રિદિવસ પૃથ્વીવલયને વિકસિત કરી રહ્યા છે તથા જ્ઞાનથી ઉછળતા સરસ્વતીના રસતુલ્ય જિનેશ્વરથી જેની ઉત્પત્તિ છે તે આ ભરતમહારાજરૂપી સ્થીર નવીન ચંદ્ર વીરોના સમૂહમાં કળાને વિસ્તારતો જયવંતો વર્તો. વળી આ ભરતમહારાજની તલવાર

શત્રુને વિષે શરીરના કંપને કરાવનારી હોવાથી હેમંતઋતુ સમાન, પત્ર (પક્ષ) રહિત કરનારી હોવાથી શિશિરઋતુ સમાન, શત્રુની ઉત્પત્તિનો નાશ કરવાથી વસંતઋતુ સમાન, સંતાપ આપવાથી ગ્રીષ્મઋતુ સમાન, શત્રુરૂપી હંસોને દૂર કરવાથી વર્ષાઋતુ સમાન અને શત્રુઓના મસ્તકોને છેદવાથી શરદઋતુ સમાન, તથા પંચત્વ આપવાથી ષડ્વિધ કાળરૂપ છે. જેની ભુજાએ વૈરીઓના વિષાદરૂપ કાજળજળના સ્થાન સમાન મુખના ઉપર આક્ષેપપૂર્વક દેદિપ્યમાન ખડ્ગરૂપ લેખિનિ નાખીને દિશારૂપી ભિંતો ઉપર વિજયથી ઉત્પન્ન થયેલી સ્થિર કીર્તિરૂપ ચંદ્ર સમાન ઉજ્વળ પ્રશસ્તિ લખી તે કોને આશ્ચર્ય નથી ઉપજાવતું ? ઋષભપ્રભુના રાજ્યાભિષેકને અવસરે યુગલિકે આણેલા જળનો પ્રભુના ચરણ ઉપર અભિષેક કરવાથી સુખડના લેપ સહિત વહેતા તે જળની બનેલી ગંગાસાથે જે રાજાએ શત્રુઓની સ્ત્રીઓના નયનથી વહેતા કાજળથી સહિત જળવડે બનેલી યમુનાનો સંગમ કર્યો તે તીર્થંકરનો પોતે પુત્ર છે એમ સૂચવે છે. વળી આ રાજાએ સુવર્ણ પામીને અત્યંત મૃદુતા ધારણ કરી છે તેથી સુવર્ણના મેરૂપર્વતને જીતી લીધો છે, ક્ષારપણું ત્યાગ કરીને રત્નનો સમૂહ પ્રાપ્ત કરવાથી સમુદ્રને જીતી લીધો છે, અશ્વ, હસ્તિ, મણિ અને સુંદર જ્ઞાન યુક્ત સ્ત્રીને પામીને કામધેનુને જીતી લીધી છે તથા સુંદર વચનો સહિત મનવાંછિત દેવાથી કલ્પવૃક્ષને જીતી લીધો છે. વધારે શું કહેવું પણ જે કવીની વાણીને આ રાજાએ સાંભળી નથી તે કવીની સાફલ્યતા નથી, મનોહર વસ્ત્રો ધારણ કરવાવાળી જે સ્ત્રી અથવા દેવીને આ રાજાએ જોઇ નથી તે સ્ત્રી અરણ્યમાં રહેલા આવળના પુષ્પની માફક સૌભાગ્ય રહિત છે, જે રાજાઓની ઉપર આ ભરતમહારાજે ચઢાઇ કરી નથી તે રાજાઓ પ્રશંસાપાત્ર નથી, અને જેઓના હૃદયમાં આ રાજા પ્રભુપણે નથી તે હૃદયાળુ નથી. આવાયોગ્ય ગુણોવાળા આ રાજાના પગક્રમે અમૃતરસની આશાવાળી મારી જીભને ખરેખર પકડી રાખી છે. (તેનુંજ વર્ણન કરવામાં ઉદ્યુક્ત બનેલી છે). '

આ પ્રમાણે સાંભળીને સુભદ્રા બોલી કે-'સુંદર વાણીવડે અલંકૃત થયેલી આ કોણ આકાશમાં બોલે છે? એટલામાં આકાશમાં રહેલી ગંગા બોલી–'મનોરમે! અમૃતને વરસાવનારી તારી વાણી સાંભળીને મારા બને કાન હર્ષથી યુક્ત અત્યંત ચપળ બની ગયા છે. હે મનોરમે! વચનરૂપી અમૃતનું પાન કરાવીને તેં મારા મનને અત્યત સંતુષ્ટ કર્યું છે, હવે તું વીરની તૃષ્ણા શાંત કરવા માટે અમૃતનું પાન કર, અને હું પૃથ્વીનું રક્ષણ કરવાસારૂ મારા વનમાં આવેલા ચક્રી જે સર્વ પ્રાણીઓને સુખ ઉપજાવનારા છે તેને જોવા જાઉં છું. આ રાજાના ગુણો મારા કાનની અંદર પેસી મારા મનને બાંધીને તેની પાસે લઇ ગયા છે તેથી હું વિલંબ કરી શકું તેમ નથી' મનના અનુરાગ સહિત પરસ્પર બોલતી આ બંને દેવીઓની વાણીએ રાજાના ચિત્તની અંદર વિસ્મય ઉત્પન્ન કર્યો. એટલામાં પેલું વિમાન ત્યાંથી ચાલી નીકળ્યું. અબળા (સ્ત્રી)ના મુખથકી પોતાની સ્તુતિ સાંભળીને મંદ ઇંદ્રિયોવાળા તથા વિલક્ષ મનવાળા થઇને વસુધાના ઇંદ્ર અને હૃદયબળથી ગુરૂસમાન ભરતમહારાજ નીચું મુખ રાખી રહ્યા. તે વખતે સુભદ્રા 'મારા જીવિતના સ્વામી સુર અને અસુરની સ્ત્રીઓના હૃદયમાં નિવાસ કરનારા છે' એવું જાણી વિકસ્વર મુખકમળથી યુક્ત થઇ. ત્યારપછી પ્રિયંવદ બોલ્યો–'હે કર્પૂરતરૂ! તું જય પામ, કારણ અતિથિપ્રિય એવા તેં અહીં આ રાજાનો સારીરીતે સત્કાર કર્યો છે. હે રાજાધિરાજ! આજ સુધી સાંભળવા યોગ્ય સંભળાવીને આપના બને કાનની મેં સેવા કરી છે પણ અત્યારે મારા કાનને મનોરમા સિવાય બીજું કોઇ સુખ આપી શકે તેમ નથી.'

હવે તે વખતે પુષ્પ ચુંટનારીઓએ સુંદર રચનાપૂર્વક ગુંથેલા નવા પુષ્પના આભૂષણો લાવીને રાજા પાસે મૂકયા, અને ચક્રવર્તીએ તેમજ સુભદ્રાદેવીએ મણિના અલંકારો છોડી દઇને તે આણેલા પુષ્પના આભૂષણો ધારણ કર્યા. 'કોમળતાયુકત એવો કયો પુરૂષ કોમળતા સહિત પ્રાપ્ત થયેલા

સુગંધી પુષ્પોનો ત્યાગ કરે ?' બખ્તરને ધારણ કરેલા સાક્ષાત્ દેહધારી કામદેવની જેમ શોભતા સમગ્ર ભૂમિના સ્વામી ભરત-મહારાજ પોતાની પ્રિયા સહિત આગળ ચાલ્યા.

ગ્રીષ્મઋતુનું વર્ણન—જ્યારે ગ્રીષ્મઋતુથી શોભતી પૃથ્વી પાસે રાજા આવ્યા ત્યારે બંદિવર, પ્રિયંવદ સૂર્યના તાપને દૂર કરવાવાળું વચન બોલ્યો –' અહીં સૂર્યના પ્રચંડ કિરણોથી જગતના જીવો તપી રહ્યા છે અને પૃથ્વી પણ બળી રહી છે છતાં કાળ દુઃખરૂપ બન્યો નથી તે ખરેખર આશ્ચર્ય છે. ચારે તરફ અત્યંત વિરસતાને ઉત્પન્ન કરતો આ સૂર્ય બન્યો છે તે જોઇને-જ દુઃખથી આ પૃથ્વીનું હૃદય ફુટી ગયું છે. સૂર્યના તાપથી રૂક્ષ બનેલી પૃથ્વીને જોવાથી, બળતી એવી આપની દૃષ્ટિ હે રાજન્ ! શિતળતાથી પુષ્ટ બનેલી વેલડીઓથી યુક્ત આ દ્રાક્ષવન ઉપર ફેરવી પ્રસાદ કરો; સુંદર નીલવર્ણવાળી આ દ્રાક્ષલતાઓના ફળનો આસ્વાદ કરવાથી જીભને અત્યંત સુખ આપે છે, તેને જોવાથી નેત્રો પ્રસન્ન થાય છે. વળી કમળોથી ભરેલી, રસયુક્ત વાયુથી સેવાયેલી રસ(જળ)ના સમૂહથી યુક્ત આ વાવડીને હે રસજ્ઞ રાજન્ ! આપ જુઓ તે વાવડીની પાળ ફલિત થયેલી શાળો (ડાંગર)થી શોભતી છે અને ત્યાં અદ્ભુત પરાક્રમવાળા પુરૂષોની પાદુકાથી યુકત જિનમંદિરની શ્રેણિ રહેલી છે. તેને રાજાના મસ્ત કોથી સેવાયેલા ચરણો છે જેના એવા હે રાજન્ ! આપ જુઓ ! અહીં વિચિત્ર પ્રકારની ચેષ્ટાથી, શુકન ભમરીને ભમરો, પુષ્પનો રસ પાઇ રહ્યા છે તથા પોતાના સ્વામીથી લાલિત થયેલી ઉજ્વળ હંસલી સુંદર નખરા કરી રહી છે આ સમીપ રહેલી કમલિની જો કે સૂર્યના કિરણોવડે વિકસિત થયેલી છે, પવિત્ર હંસોથી સેવાયેલી છે છતા પોતાનો રસ ભ્રમરને આપે છે પણ જેનાથી વિકસિત થયેલી છે અથવા તો જેનાથી સેવાયેલી છે તેને નથી આપતી તેથી તેને પંકમા ઉત્પન્ન થયેલી હોવાથી પંકવર્ણવાળા ભ્રમર ઉપરજ પ્રીતિ છે એમ સ્પષ્ટ દેખાડી આપે છે વળી આ

કમલિની કળાથી મુક્ત ચંદ્રથી વિમુખ રહે છે (તે વખતે બીડાઇ જાય છે તેથી), અને સૂર્યનાં કિરણોથી જો કે વિકસ્વર થાય છે છતાં તેને ભજતી નથી પણ પોતાના શરીરના અંશો (બિસતંતુ) ઉજ્જ્વળ હંસોને આપીને તેને ભોજન કરાવે છે અને રસ તો ફક્ત જેની સાથે કોઈ જાતનો સંબંધ પણ નથી એવા ભ્રમરનેજ આપે છે, તેથી ખરેખર સ્ત્રીના હૃદયમાં શું હોય છે તેની ખબર પડતી નથી. અહિં કમળોથી રમ્ય અને અમૃત તુલ્ય પાણીથી ભરપૂર આ દિવ્ય સરોવરમાં થોડો વખત જળક્રીડા કરીને શરીરના શ્રમને હે રાજન્ ! આપ દૂર કરો.' એ પ્રમાણેની બંદિજનની વાણી સાંભળીને કૌતુકથી રાજાએ પોતાના અંતઃપુરની સ્ત્રીઓ સહિત રસપૂર્વક આશ્ચર્યકારી તે સરોવરમાં પ્રવેશ કર્યો. સરોવરની અંદર સ્ત્રીઓ સહિત રહેલા ભરતમહારાજ મહાદેવે જે વખતે કામદેવને બાળી નાખવા અગ્નિ મૂકયો તે વખતે અત્યંત કાંતિવાળો રતીનો સ્વામી કામદેવ જળમા પેસી જવાથી જેવો જળમાં શોભતો હતો તેનાથી પણ વધારે રમણીય દેખાતા હતા. કોમળ નેત્રોવાળી સ્ત્રીઓ સાથે થોડો વખત ક્રીડા કરીને મનોહર કાંતિવાળા રાજા જળક્રીડાથી વિરામ પામ્યા. જળમાંથી બહાર નીકળી સરોવરના તટ ઉપર અંતઃપુરની સ્ત્રીઓ સહિત રહેલા કાંતિના એક સ્થાનરૂપ ભરતમહારાજ વર્ષાકાળ વીત્યા પછી તારીકાથી યુક્ત નિર્મળ ચંદ્ર જેમ શોભે તેમ શોભતા હતા. પછી દશાયુક્ત ઉજ્વળ વસ્ત્રને ધારણ કરીને રહેલા પૃથ્વીના ઈંદ્ર ભરતમહારાજ શરદઋતુના ચંદ્રની ચંદ્રિકા ધારણ કરીને રહેલા મેરૂપર્વતની સદૃશ શોભાવા લાગ્યા ત્યારપછી ત્યાં આગળ ભરતમહારાજે એક સુવર્ણમય દેવમંદિર જોયું અને તેમાં પ્રવેશ કર્યો એટલે ત્યાં રહેલી અદ્ભુત કામદેવની એક મૂર્તિ દીઠી. રાજાએ સરોવરના જળથી તે મૂર્તિને અભિષેક કરી પૂજા કરી અને તે મંદિરના રંગમંડપમા રહેલા સિંહાસન ઉપર બેઠા.

ભરતમહારાજને ગંગાદેવીનો મેળાપ—આ વખતે

રીતને જાણનારી કોઇ એક ચતુર દેવીએ આવીને રાજાને નમસ્કાર કર્યો અને હસ્તકમળને કર્ણના આભૂષણો (દુખણા લેવાની રીત) બનાવી પ્રૌઢતાપૂર્વક બોલી—' ત્રણ જગતના સ્વામી ઋષભદેવના પુત્ર! તમે લાંબો કાળ જય પામો. હે પૃથ્વીપતિ! અમૃત સમાન મારૂં વચન ધ્યાનપૂર્વક સાંભળી મારા ઉપર કૃપા કરો! હે પ્રભુ! ભરતક્ષેત્રની અંદર વસનારી ચૌદ હજાર મુખ્ય નદીઓથી પરવરેલી ગંગાદેવી પોતાના ચિત્તના રંગથી આપના દર્શનને ઇચ્છે છે.' એ પ્રમાણે તે દેવીનું વચન સાંભળીને સ્મિત સહિત લીલાપૂર્વક રાજા બોલ્યા કે—' હે મનોરમા! તારી વાણી સાંભળવામાં મારૂં મન હર્ષથી અત્યંત આતુર બને છે'. આ વખતે ભરતમહારાજની પ્રિયા સુભદ્રાદેવી એકાએક હસીને બોલી કે—' હે રાજન્! આ વાણીથી તમે મનોરમાને ઓળખી?' આ પ્રમાણેનું સુભદ્રાનું વચન સાંભળી મુદિત થયેલી તે દેવી ચાલી ગઇ અને તુરત આકાશમાં સુંદર વિમાનો તથા દેવો પ્રગટ થયા. પછી વિકસીત મુખવાળી ગંગાદેવી પોતાની સખીઓ સાથે એક ઉંચા વિમાનપરથી હર્ષપૂર્વક ત્વરાથી નીચે ઉતરી ચક્રી પાસે આવી.

**ગંગાદેવીને દેખવાથી ભરતમહારાજને થયેલો વિસ્મય**—પોતાના દેહની કાંતિરૂપ જળમાં પ્રેક્ષક મનુષ્યોના નેત્રોને કમળરૂપ બનાવતી તે ગંગાદેવીએ રાગથી ઉત્પન્ન થયેલા અનેક પ્રકારના તરંગોવડે ભરતમહારાજના હૃદયને વશ કરી લીધું. તે ગંગાદેવીને વિકસ્વર, અત્યંત સ્નિગ્ધ કાંતિયુક્ત અને સુગંધમય જોઇને પ્રેમવાળા થયેલા ભરતમહારાજ ચિત્તની અંદર વિચાર કરવા લાગ્યા કે—મનને મોહ ઉપજાવનારી આ દેવીના અવયવો અત્યંત કોમળ, સ્નિગ્ધ અને સુગંધથી બહેકી રહેલા છે તેથી હું માનું છું કે કાર્યમાં નિપુણ એવા સ્મરબ્રહ્મા (કામદેવરૂપી બ્રહ્મા)એ વિદગ્ધતારૂપી ગોરસથી ઉત્પન્ન થયેલા શૃંગારરૂપ દહિંને સુંદર પુષ્પોરૂપ મન્થાન (રવૈયા) વડે વલોવીને કાઢેલા ઉજ્વળ તેજરૂપ માખણવડે આ દેવીને બનાવેલી છે. અથવા ચંદ્રરૂપી પાત્રની

અંદર શૃંગારરૂપ દહિને સ્થાપન કરી પ્રેમરૂપ દોરડીથી વેષ્ટિત સુવાન પુરૂષોની અભિલાષરૂપ રવૈયાવડે પોતાની સ્ત્રી રતીના હાથથી મંથન કરાવી કાઢેલા સારભૂત માખણથી સ્મરબ્રહ્માએ આ દેવીને નિર્માણ કરી અને બાકી રહેલ જ્યોત્સનારૂપ તક્ર (છાશ) ખરેખર આ જગતના જીવોના તાપની શાંતિને માટે મૂકેલ છે. જો આ જગતમાં સ્ફુરાયમાન સુવર્ણનાળથી યુક્ત અને પ્રસરતી કાંતિવાળા દેદિપ્યમાન પાચ પદ્મરાગમણિ સમાન પાંખડી સહિત રસથી વિલસિત થતું કમળ હોય તોજ તે અત્યંત કાંતિથી ઉલ્લસાયમાન થતી જ ઘાથી યુક્ત નિર્મળ જ્યોતિને વિસ્તારતા નખોવાળા રક્ત તલ સહિત આ દેવીના ચરણકમળની સદશ થઇ શકે તેમ છે. હે સુતનુ ! તારો દેહ જોવાથી જણાય છે કે અતિ કોમળ કેળદંડ પણ તારા ઉરૂની બરાબરી કરી શકે તેમ નથી, સિંહનો કટીપ્રદેશ તારા કટીપ્રદેશની સમાન થતો નથી, સુવર્ણકળસ તારા સ્તનની સૌન્દર્યતાને ધારણ કરી શકતો નથી, કમળદંડ તારા હસ્તની સરખા કોમળ લાગતા નથી, તારી કંઠની શોભા સુદર જળની અંદર ઉત્પન્ન થયેલા શંખમાં પણ દેખાતી નથી, તારા મુખચંદ્રની પાસે શ્વેત કાતિવાળો ચદ્ર પણ શ્યામ કાતિવાળો થઇ જાય છે, અને તારા કેશપાસ પાસે કળાયુક્ત મયૂર પણ નિંદાને પાત્ર બને છે. મને લાગે છે કે જે ચંદ્રે કલંકથી યુક્ત પોતાના દેહની એક એક અંશરૂપ કળાને દરરોજ છેદી છેદીને અમાવાસ્યાને દિવસે સૂર્યના તેજની અંદર સમસ્ત કળાનો ત્યાગ કર્યો તે સમસ્ત કળાઓએ મનોહર વાણીરૂપી અમૃતના પ્રસરથી દેવોને પ્રીતિના સ્થાનરૂપ તથા વૃદ્ધિ પામતી કાતિથી યુક્ત આ દેવીના મુખનો આશ્રય લીધો છે. વળી આ ગંગાદેવીના મદ અને પ્રમોદ ઉપજાવે તેવા નેત્રોની પાસે અહો ! વાયુથી લીલાપૂર્વક આંદોલિત થયેલું નીલકમળ શોભા રહિત લાગે છે, પોતાની જાતિ તરફ કુદકા મારવાપૂર્વક ચાલેલું ખંજન પક્ષી (કાતિથી યુકત પક્ષી વિશેષ–દિવાળી–ઘોડાના નામથી ઓળખાય છે.) મંદ કાંતિવાળું લાગે છે, અને ભયથી ત્રાસ પામીને વાંકી નજરે

જોતી નાસતી સારંગી ( હરિણી ) આનંદને માટે થતી નથી. પોતાના આયુષ્યનો નાશ થવાનો છે એમ જાણે સમજીને વૈરાગ્યવાન બનેલા ચક્રવાકના જોડલાએ આ જગતની અંદર આખી રાત્રિ અત્યંતતીવ્ર બ્રહ્મચર્ય પાળ્યું તેથી પુણ્યવડે તેઓ કામદેવના સ્થાન સદૃશ આ ગંગા દેવીના દેહરૂપ અમરપુરીમાં ફરી કદી વિયોગ ન થાય તેવા સ્થિર અને પ્રૌઢ સ્તનરૂપે દેવો ઉત્પન્ન થયેલા છે એમ લાગે છે.

આ પ્રમાણે ભરતમહારાજને વિસ્મય ઉપજાવતી, ક્ષીરસમુદ્રના તરંગો સમાન ગૌરવર્ણવાળી, અદ્ભુત રત્નપાદુકાથી યુક્ત, ધારણ કરેલા નીલ હીરાગળ વસ્ત્રનો છેડો ફરકતો હોવાથી શોભાયુકત બનેલી, કલ્પવૃક્ષના પુષ્પથી ગુંથેલા અંબોડામાંથી ઉલ્લસાયમાન થતી પ્રભાવાળી, મિત દિવ્ય આભૂષણોને ધારણ કરેલી ગંગાદેવી સમીપ આવીને ઉભી રહી.

**દેવીએ કરેલી ભરતમહારાજની પ્રશંસા**—ઐશ્વર્યવડે ભારતભૂમિ ઉપર રહેલી સમગ્ર દિવ્ય લક્ષ્મીના સ્વામી, બે હજાર ઉત્તમ દેવોથી સેવાતા, નિષ્કલંક તેજવાળા, અને મનુષ્ય તથા દેવોના મુકુટમણિસમાન ઋષભદેવના પુત્ર ભરતમહારાજને જોઇને સમીપમાં આવેલી ગંગાદેવી વિસ્મયતા, સાંત્વન, કામ, હર્ષ અને વિહ્વળતાયુક્ત બની. ગંગાદેવીની સખી મનોરમાએ આ-ણેલું ભેટણું રાજાની પાસે મૂકયું તે વખતે ગંગાદેવી વિસ્મયતા પૂર્વક વિચાર કરવા લાગી કે—' અહો આ ભરતમહારાજની ગુણીજનને વિષે અત્યંત ગુણજ્ઞતા દેખાય છે; વળી ઠકુરાઇ, નિર્મળ ચતુરાઈ અને જગતમા અંતીમ પ્રતિભાથી યુક્ત તેનો દેહ શોભે છે.' તે વિસ્મયતા થઇ. 'આદિનાથના જ્યેષ્ઠ પુત્ર આ ભરતમહારાજ મારા ઉપર અત્યંત રાગવાળા હોવાથી પોતાની સૌમ્ય કાંતિયુક્ત નેત્રોથી મારા હૃદયને અત્યંત ધીરજ આપે છે.' તે સાંત્વન થયું. 'જગતની અંદર ઉત્તમ કામિનીજન રતક્રીડા સમયે હૃદયને વિષે શૃંગારરસના સમુદ્રસમાન આ ભરતરાજાનું ધ્યાન કરે છે અને તેજ રાજા જો મારી સાથે ક્રીડા કરે તો જરૂર

મારૂં ઉત્કૃષ્ટ ભાગ્ય થયું ગણાય.'—એ પ્રમાણે કામ ઉત્પન્ન થયો. 'અત્યારે પ્રેમ ઉત્પન્ન થવાથી અન્ય મનુષ્યોના હૃદયથી મારૂં હૃદય જુદા પ્રકારનું વર્તે છે અને તેવા મારા હૃદયને ભરતમહારાજના નેત્રની પ્રભા વિકસ્વર કરે તો શીઘ્ર કામીનીજનની પ્રભુતા મને પ્રાપ્ત થાય એમ હું સમજુ છું.'—એ પ્રમાણે હર્ષ થયો. 'કુશળ એવા આ ભરતમહારાજની સાથે વાત કરવાને હું શક્તિવાન થતી નથી તેથી જ્ઞાનમહોદધિની પાસે મહોદધિ મુગ્ધતા ધારણ કરે તેવી સ્થિતિ અહિં મને પ્રાપ્ત થઇ છે.' એ વિહ્વળતા થઇ. આ પ્રમાણે વિચાર કરવાપૂર્વક ભેટણું પ્રભુપાસે મૂકીને એકસો સખીઓ સાથે આવેલી ગંગાદેવીએ ભારતપૃથ્વીના પ્રભુ ભરતમહારાજાને નમસ્કાર કર્યો

**ભરતમહારાજનું ગંગાદેવીના મંદિરે ગમન**—તે વખતે પ્રતિહારીએ ગંગાદેવીને બેસવા માટે રત્નમય સુંદર આસન આણ્યું અને પ્રમોદ પામતી ગંગાદેવી ભરતમહારાજની પાસે તે આસન ઉપર બેઠી. પછી રાજાએ નિર્મળ વાણીથી પૂછયું કે—'હે દેવી ગંગે ! જગતના જનને પોતાના જળથી નિષ્પાપ બનાવતી તું સુખી છો ?' તે સાંભળીને સ્મિતવડે દેદિપ્યમાન બનાવી છે સમગ્ર રત્નની કાંતિ જેણે એવી ગંગાદેવી બોલી કે—'હે જગદીશ ! આપ પ્રભુના શાસનમાં સર્વકોઇ ઠેકાણે પ્રાણીઓને સુખજ છે. હે અનવદ્યદર્શન ! આપનાવડે આજે હું પવિત્રતાના સ્થાનરૂપ કરવામાં આવી છું તેથી નવી કીર્તિરૂપી સરોવરની અંદર રમતું એવું કલહંસ સમાન મારૂં મન અત્યંત સુખી છે.' એટલું કહી ગંગાદેવી ફરીથી બોલી કે—'હે રાજન્ ! મારા મંદિરે આપ આજે પધારો અને આપના ચરણકમળની રજવડે મારૂં ગૃહાંગણ પવિત્ર કરી મારા મનને પ્રમુદિત કરો. ખેચરસ્વામી વિનમિની પુત્રી સુભદ્રા જે આપની જીવિતવલ્લભા છે તે પણ મારા સ્થાનપર પધારે જેથી હું યથાશકિત ભક્તિ કરીશ.' એ પ્રમાણે કહી ભકિતથી યુકત બનેલી ગંગાદેવી પરિવાર સહિત ભરતમહારાજ તથા સુભદ્રા

દેવીને વિમાનમાં બેસાડીને પોતાને મંદિરે લાવી. દેવીએ સુગંધી નિર્મળ શીતળ જળવડે, કોમળ દિવ્ય વસ્ત્રોવડે અને વિવિધ પ્રકારના દિવ્ય ભોજનવડે તેમનો સત્કાર કર્યો ભક્તિમાં તલ્લીન બનેલી ગંગાદેવીએ અમૃતથી સીંચાયેલી નંદનવનની પૃથ્વી ઉપર ઉત્પન્ન થયેલા ચંદન અને પુષ્પવડે રાજાને પ્રીતિયુક્ત મનવાળા કર્યો અને મનની પ્રસન્નતાપૂર્વક નખરાંથી યુક્ત પવિત્ર હાવભાવ કરીને રાજાને ખાત્રી કરી આપી કે દેવીઓ પણ આવી રીતના સુરતભાવ (રતક્રીડા)માં કુશળ હોય છે. આ પ્રકારની ચેષ્ટાથી ભરતમહારાજનું મન સહેજ સ્પૃહાયુક્ત બન્યું તે અવધિજ્ઞાનથી ગંગાદેવીએ જાણ્યું તેથી તુરત તેણીએ ત્યાં આગળ પોતાની દેવીશક્તિથી ઉપભોગને યોગ્ય સામગ્રી તૈયાર કરી. અહીં સુભદ્રાદેવીની તથા ભરતમહારાજની ભક્તિ કરીને તે બંનેને એટલા બધા સંતુષ્ટ કરી દીધા કે તેઓને આ દેવી આપણાથી ભિન્ન છે એવું સમજવામાં ન આવ્યું. ગંગાદેવીના અત્યંત ડહાપણવડે, અત્યંત ભક્તિવડે અને હાવ-ભાવવડે વશ થવાથી હર્ષ પામેલા અને રક્ત થયેલા ભરતમહારાજે ગંગાદેવી સાથે અત્યંત ક્રીડા કરી.

**અયોધ્યા તરફ જવાની ઇચ્છા**—એ રીતે ગંગાદેવીના સ્થાન ઉપર રહી સુભદ્રા તથા ગંગાદેવીની સાથે માનુષિક અને દૈવિક સુખ ભોગવતાં ભરતરાજાને એક હજાર વર્ષો વીતી ગયા. પછી એક વખતે સુખમાં મગ્ન થયેલા રાજાને હર્ષયુક્ત જોઇને દિવ્યસંગીત કરવામાં કુશળ એવો બંદિવર પ્રિયંવદ વિસ્મયતાપૂર્વક બોલ્યો કે-'હે પ્રભુ! ભુવનમાં શ્રેષ્ઠ બે વલ્લભા (સુભદ્રા તથા ગંગાદેવી)થી યુક્ત આપને જોઇને મને બે નાગવલ્લીથી શોભતા ઘનસારતરૂનું સ્મરણ થાય છે.' બંદિવરને આ પ્રમાણે બોલતો જોઇ હાસ્યપૂર્વક રાજાએ પૂછ્યું-'પ્રિયંવદ! આજ તું વિહ્વળ અને ઉત્સુક નેત્રોવાળો ખેદયુક્ત કેમ દેખાય છે?' તે સાંભળી પ્રિયંવદે જવાબ આપ્યો—' પ્રભુ! મને આપણી અયોધ્યાનગરીનું સ્મરણ થયું છે અને તેથી હવે સુંદર હોવા.

છતાં પણ આ અન્યભૂમિ ઉપર મારૂં મન આનંદ પામતું નથી; વળી હે પૃથ્વીપતિ ! દુઃખની અંદર કાળ જતો નથી, રાત્રે નિદ્રા આવતી નથી અને દિવસે ભોજન રૂચતું નથી અને તેથીજ મારૂં શરીર ખિન્ન થયેલુ છે; કહ્યું છે કે—

असुखं च सुखं च चेतसि स्थितमस्त्येव न जातु वस्तुनि ।
भविनः सुखिनः स्युरत्र यैर्यतिनस्तैरिह दुःखिता खलु ॥

'સુખ અથવા તો દુઃખ તે મનની માન્યતાનું કારણ છે પણ કોઇ વસ્તુનો સુખ અથવા તો દુઃખ આપવાનો સ્વભાવ નથી, કારણકે આ જગતની અંદર સંસારી જીવો જે જે વસ્તુઓથી પોતાને સુખી માને છે તેજ વસ્તુઓથી યતિઓ ખરેખર પોતાને દુઃખી માને છે.' અથવા તો—

भवि किं नगराणि सन्ति नो बहवः किं न जनाश्च सन्ति वा ।
निजजन्मपुरे सजन्मभिः सह यः स्यात् प्रमदः स नाऽन्यतः ॥

'આ પૃથ્વી ઉપર શું કાંઇ ઘણા નગરો નથી ? અને ઘણા મનુષ્યો નથી? અર્થાત્ ઘણા નગરો છે અને ઘણા મનુષ્યો પણ છે છતાં પોતાના જન્મસ્થાનમાં પોતાની સાથે વસનારાઓની સાથે જે આહ્લાદ ઉત્પન્ન થાય છે તે અન્ય કોઇ ઠેકાણે થતો નથી.'

એ પ્રમાણે બંદિવરની વાણી સાંભળીને થોડા દિવસને વીતાવીને ભરતમહારાજ એક એક પોતાની અયોધ્યાનગરી તરફ જવાને ઉત્સુક થયા. ગંગાદેવી પણ રાજાના મનને જાણીને બોલી કે—'હે પ્રભુ! આપે સ્થિરતાપૂર્વક લાંબો કાળ અહિં રહી મારા ઉપર પ્રસન્નતા કરી છે તેને વાસ્તે હું આભારી છું. હવે આપની અયોધ્યાનગરીની પ્રજા લાબે વખતે આપના દર્શન કરવાને ઉત્સુક થઇ છે વાસ્તે હે રાજન્! આપ તે પ્રજાના મનોરથને પૂર્ણ કરો અને મારા ઉપરનો આપનો પ્રેમ વિસરશો નહિ.' રીતને સમજનારી એવી તે ગંગાદેવી એ પ્રમાણે ભોગના વિયોગને દેવાવાળું વચન બોલી, કારણકે દક્ષ સ્ત્રી હૃદયમાં પ્રેમને માટે જેટલો યત્ન કરે છે તેટલો યત્ન સુખને માટે કરતી નથી. ગંગાદેવીની

આવી ઉચિત વાણીથી ખુશી થયેલા ભરતમહારાજે કહ્યું—' હે દેવી ! હમેશાં મારા મનને ઇચ્છિત સુખો આપનારી તને કદી હું ભૂલનાર નથી.'

**ગંગાના ઉત્તરતટનો વિજય**–એ પ્રમાણે પોતાને આધીન બનેલી તે ગંગાદેવીને સંતોષ પમાડીને ભરતમહારાજ ગંગાના ઉત્તરતટને જીતીને સુખપૂર્વક સૈન્ય લઇને આગળ ચાલ્યા.

**ખંડપ્રતિપાતિકા ગુહાના દેવનો વિજય અને નવ નિધાનોની પ્રાપ્તિ**—રસ્તામાં ખંડપ્રતિપાતિકા ગુહાના દેવને જીતીને ગંગાનો દક્ષિણતટ સ્વાધીન કર્યો અને અહિં નવ નિધાનો ચક્રવર્તીને પ્રાપ્ત થયા.

**ભરતમહારાજનો અયોધ્યા નગરીમાં પ્રવેશ**—સમગ્ર મનુષ્યો તથા દેવોને પોતાની આજ્ઞાને આધિન કરીને ભરતચક્રવર્તી અતિ દુસ્સહ સિંહ જેમ પોતાની ગુફા તરફ ચાલે તેમ પોતાની અયોધ્યા નગરી તરફ ચાલ્યા. નહિ નમેલાઓને નમાવતા, નમેલાઓ ઉપર અનુગ્રહ કરતા અને વિવેકી પુરૂષોને ઉચ્ચ બનાવતા, પંડિતજનોથી પૂજાતા ભરતમહારાજે અયોધ્યા નગરી પ્રાપ્ત કરી. તે વખતે અગ્રસૈનિકોના શસ્ત્રો પોતાના તેજના અંકુરાસમાન દેખાતા હતા, અને પોતાની સાથે રહેલા રાજાઓના સેંકડો છત્રો પોતાના યશતરૂના પુષ્પો હોય તેવા દેખાતા હતા. અક્ષીણ કાંતિવાળા અને પ્રમોદયુક્ત થયેલા ભરતચક્રવર્તીએ જ્યારે અયોધ્યાનગરીમા પ્રવેશ કર્યો તે વખતે તે નગરી મણિના તોરણની શ્રેણિથી શોભી રહી હતી અને હર્ષ તથા ઉત્કંઠાથી યુક્ત બનેલા નગરવાસીઓની મેદિનીથી વ્યાપ્ત થઇ હતી. વળી તે નગરની કુળવધુઓ કૌતુકથી આકુળ બનેલી હતી અને વારાંગનાઓ વિલાસપૂર્વક નૃત્ય કરી રહી હતી. અત્યંત નિર્મળ રત્નોની બનાવેલી પુતળીઓથી યુક્ત ઉંચા માચાઓ ઉભા કરેલા હોવાથી તે નગરના રસ્તાઓ સુંદર દેખાતા હતા અને હાવભાવ સહિત દિગ્વિજયના ગવાતા ગીતોથી એ નગરીમાં કર્ણને અત્યંત સુખ

ઉપજતું હતું. વળી મધુર મંગળ વાજીત્રના નાદથી મયૂરનો સમૂહો નાચી રહ્યા હતા. ત્યારપછી પોતાના પુરોહિતરત્ને કરેલા ઘણા માંગલિકવિધિને સાચવતા ભરતમહારાજ ઈંદ્ર જેમ સૌધર્મ-સભામાં જાય તેમ મહેલની અંદર પધાર્યા.

**ભરતચક્રવર્તીનો અભિષેક**—પછી રાજાઓએ અને ઇંદ્રોએ મધુર મંગળગાનપૂર્વક વિધિપ્રમાણે પ્રથમ ચક્રવર્તી ભરત-મહારાજનો બાર વર્ષ સુધી અભિષેકનો મહોત્સવ કર્યો.

**ભરતમહારાજની ભગિની સુંદરીનો તપ અને પ્રવ્રજ્યા**—ભરતમહારાજે અહિં ચંદ્રની કળાની સરખી નિર્મળ અને અત્યંત કૃશ થયેલી પોતાની બહેન સુંદરીને જોઇને મંત્રી-ઓને તેનું કારણ પૂછયું. મંત્રીઓએ નીચા મુખ રાખી જવાબ આપ્યો–' હે રાજન્! સુંદરીએ પ્રવ્રજ્યા લેવાની તીવ્ર ઇચ્છાથી આપના દિગ્વિજયના શરૂઆતના દિવસથી આજ સાઠ હજાર વર્ષ પર્યંત રસકસવાળા ભોજનનો ત્યાગ કર્યો છે (આયંબિલ કર્યા છે). આ પ્રકારની હકીકત સાંભળી ચક્રવર્તીએ સુંદરીને સાથે લઇ જઇને ઉત્સવપૂર્વક પ્રભુને હાથે દીક્ષા અપાવી.

**લઘુ બંધુઓ તરફ દૂતોનું મોકલવું**—બાર વર્ષના અભિ-ષેકના ઉત્સવમાં પોતાના લઘુ બંધુઓ જ્યારે આવ્યા નહિ ત્યારે ચક્રવર્તીએ પોતાના અઠ્ઠાણુ ભાઇઓ તરફ દૂતો મોકલ્યા. દૂતોએ જઇને તે સઘળા અઠ્ઠાણું નાના ભાઇઓને જણાવ્યું કે—'તમે આ-વીને અને નમસ્કાર કરીને જલદી ભરતમહારાજને પ્રમુદિત કરો!' આ પ્રમાણે દૂતોનું વચન સાંભળી સમર્થ એવા તે રાજાઓ બોલ્યા– ' પિતાએ પોતાના રાજ્યના ભાગ પાડીને ભરતને તેમજ અમને આપ્યા છે. તમારો સ્વામી ભરત અમારી પાસેથી હવે તે દેશોને ખુંચવી લેવાની કેમ ઇચ્છા રાખે છે? અમારે અમારૂં છે તેટલાથી સંતોષ છે, વધારે કાંઇ જોતું નથી, વળી અમે અમારૂં રક્ષણ કરવાને સમર્થ છઇએ તો પછી બળવાન અને સંતોષી અમે ભરતને સ્વામી તરીકે શું કામ સ્વીકારીએ? બુદ્ધિ હણાઇ

જવાથી અત્યંત અધિરા થઇને જો ભરત ઉતાવળે સંગ્રામ કરવા આવશે તો અમે અમારા બાણોવડે પશુઓની જેમ તેનો સંહાર કરી શકીએ નહિ એટલે અન્ય જેમ ઉતાવળે તેની સામે લડવા આવે તેમ અમે લડવા આવીએ તેવી અમારી સ્થિતિ નથી. હે દૂતો ! જો કે અમે ભરતના કહેવરાવેલા આવા વચનોથી અત્યંત રોષ પામેલા છઇએ છતા અમે અમારા પિતા ઋષભદેવની આજ્ઞા લઇને કલહમાં રક્ત થયેલ ભરતની સાથે સંગ્રામ કરશું અન્યથા કરી શકીએ નહિ. ૨

**અષ્ટાપદ પર્વત ઉપર ઋષભસ્વામીની દેશના અને અઠ્ઠાણું પુત્રોની પ્રવ્રજ્યા**—આવી રીતે દૂત મારફતે કહેવરાવેલા મોટાભાઇ ભરતના સંદેશાથી ખેદયુક્ત થયેલા તે અઠ્ઠાણું ભાઇઓ દૂતોને વડિલભાઇ ભરતસાથે યુદ્ધ કરવાની આજ્ઞા લેવા જવાનું જણાવી અષ્ટાપદ પર્વત ઉપર જ્યા પ્રભુ હતા ત્યા ગયા. પ્રભુની પાસે આવી હર્ષપૂર્વક તેમને નમસ્કાર કરી દૂતમૂખે કહેવરાવેલો ભરતનો સંદેશો તેમને નિવેદન કર્યો. પ્રભુએ આવેલા પોતાના અઠ્ઠાણું પુત્રોના ભાવ જાણી લીધા અને અમૃત સમાન પોતાની પવિત્ર અને શાંત દૃષ્ટિવડે તેમને સિંચીને ખેદાગ્નિથી તપ્ત થયેલા એવા તેમની શાંતિ માટે ઉપદેશ આપ્યો કે—' હે પુત્રો ! આ જગતની લક્ષ્મી ખરેખર અન્યાયનોજ આશ્રય કરનારી છે અને તમે તો ન્યાયનિપુણ છો તો પછી ખેદની વાત છે કે તમે તેવા પ્રકારની લક્ષ્મીના સંગમને હજુ કેમ ઇચ્છો છો ? કારણ કે પવિત્ર ચિત્તવાળા પુરૂષો ધૂર્ત વેશ્યાનો સમાગમ કદી પણ ઇચ્છતા નથી. પોતાના પૂર્વોપાર્જિત પુણ્યરૂપી મેઘથી ઉત્પન્ન થયેલું ધનનું પૂર આત્માના શીલવૃક્ષના મૂળનો નાશ કરનારૂં બને છે, ફક્ત આત્મતત્વજ સ્થિર અને નાશ નહિ પામનારૂં છે. આ દુનિયાના ભોગો અતિ કુત્સિત છે, નાશવંત છે અને પ્રાંતે નરકગતિને પમાડનારા છે, આવા ભવભોગોથી મનુષ્ય રંકની જેમ કદી તૃપ્ત થતો નથી અને શિવરાજ્યને માટે ઉદ્યમ કરતો

નથી. ચક્રવર્તી અને ઇંદ્રની પદ્વિને આપવાવાળો હોવાથી પરમ્ આત્માને ઉત્કૃષ્ટ કલ્પવૃક્ષ સમાન છે. માટે વ્રતનો આદર કરી વિષયવાસના રૂપી વિષવલ્લિનો નાશ કરો અને તમે પરમાત્મ-સ્વરૂપને પ્રગટ કરો. હે પુત્રો! આ જગતની અંદર વિષયવાસના એજ એક મૂળ કારણ છે કે જેને લીધે અપમાનથી દુષિત થયેલા મનુષ્યો પડી રહેલા છે. સિવાય મનુષ્યને આ દુનિયાની અંદર કોઇ પણ પદાર્થો સુખ ઉપજાવનારા અથવા શાંતિ આપનારા થતા નથી; માટે હે પુણ્યશાળીઓ! વિષયવાસનાનો શીઘ્ર ત્યાગ કરીને મુક્તિને માટે આદર કરો. તમે મન, વચન અને કાયાવડે ધ્યાન, શાસ્ત્રાભ્યાસ અને તપ કરવાને સમર્થ છો. તો પછી કુત્સિત દેહધારીઓને યોગ્ય પાપોનું આચરણ કેમ કરશો?' પ્રભુનો આ ઉપદેશ સાંભળીને તે અઠ્ઠાણું ભાઇઓ શાંત થઇ ગયા અને પ્રભુ પાસે સંયમ ગ્રહણ કરીને રહ્યા. ત્યારપછી ભરતમહારાજે મોકલેલા દૂતો પાછા ગયા અને ચક્રવર્તીને બનેલી હકીકત નિવેદન કરી. ભસ્મકરોગવાળો જેમ ઘણો આહાર કરી જાય તેવી રીતે ચક્રવર્તીએ વિભૂતિથી યુક્ત પોતાના નાના ભાઈઓના બધા રાજ્યોને ગ્રહણ કરી લીધા.

**બાહુબલિને જીતવા ભરતચક્રવર્તીને વિજ્ઞપ્તિ**—જેમના ચરણકમળને રાજાઓએ પોતાના મુકુટરૂપ બનાવ્યા છે એવા ભરતમહારાજને એક વખત સુષેણસેનાપતિએ સભામાં આવી જણાવ્યું કે-'પ્રભુ! દિગવિજય કરીને આપે બળથી સર્વે રાજાઓને નમાવ્યા છે છતાં મદ સહિત હસ્તિની જેમ ચક્ર આયુધશાળામાં પેસતું નથી.' તે વખતે સભામાં બેઠેલા સુમતિપ્રધાને આદરપૂર્વક નિવેદન કર્યું કે-' આપે સમગ્ર જગતને જીત્યું છે છતાં સૂર્યનો ઉદય થયેલો હોય તો પણ કોઈ ઠેકાણે અંધકારનો અંશ જેમ રહી જાય તેમ કોઇ પણ આપને હજુ જીતવો બાકી રહેલો જણાય છે. આ! હે મહારાજ! યાદ આવે છે કે હજુ તો આપનો નાનો ભાઇ બાહુબલિ આપને વશ થયેલો નથી. તે

બાહુબલિ વળી બળવાનમાં શ્રેષ્ઠ ગણાય છે અને તે ગુણરૂપી રત્નોનો ભંડાર છે, પોતાના મોટા મહીધરો ( રાજાઓ-પર્વતો ) થી સહિત બળતા સમુદ્ર સમાન છે તથા ફેલાતી પોતાની આજ્ઞાવડે સ્થિર તેજવાળ। વડવાગ્નિ જેવો સીધણુ છે. મહા બળવાન આ બાહુબલિને જ્યાંસુધી જીત્યો નથી ત્યાંસુધી હે રાજન્! આપે દિગ્વિજયના બહાનાથી વિદેશ જતા વણિકની માફક કાંઇ પણ પરાક્રમ કર્યું ગણાય નહિ; કારણકે અત્યાર સુધી રાજાઓને વશ કર્યા તેમાં તેઓ અશક્ત હોવાથી કાંઇ પણ યુદ્ધ કરવું પડયું નથી અને આ બાહુબલિ સશક્ત હોઇ સહેજે વશ થઈ શકે તેમ નથી.' આ પ્રમાણે મંત્રીનું વચન સાંભળી ભરતમહારાજે જવાબ આપ્યો કે-' મારો ભાઈ બાહુબલિ તેજસ્વી અને અત્યંત બળવાન્ છે અને મારી કીર્તિ ઘણી છે અને બળ પણ નિશ્ચયે કરીને ઘણું છે.' તે સાંભળી સુમતિમંત્રીએ કહ્યું કે-'હે પ્રભુ ! અત્યારે તમે જો કે આ ભરતક્ષેત્રના છ ખંડના સ્વામી છો છતાં જ્યાંસુધી આ નાનાભાઇ બાહુબલિને આપે જીત્યો નથી ત્યાંસુધી તેના બળસાથે તમારા બળની ઉપમા આપી શકાશે, વાસ્તે બળવાન્ એવા તેને જીતીને આપ ઉપમા ન આપી શકાય તેવા ચક્રવર્તી થાઓ. અત્યંત વત્સલ થઇને જો આપ તેની ઉપેક્ષા કરશો અને તમારી આજ્ઞા નહિ મનાવો તો પછી નાનાભાઇથી નહિ માન્ય કરાયેલું તમારૂ વચન બીજા રાજાઓ પણ કેમ ગણશે. હે પ્રભુ ! જો આપ સંગ્રામ ન કરો તો આપ તેના તરફ દૂત મોકલીને કહેવરાવો કે તે અહીં આવીને તમને નમે અને તે આપના કહેણને માન ન આપે તો પછી આપ યુદ્ધમાં તેને જીતી નમે તેમ કરજો. '

**ભરતમહારાજનું બાહુબલિ પ્રત્યે દૂતનું મોકલવું.—** પ્રશાંત હૃદયવાળા હોવા છતાં મંત્રીના વચનરૂપી વાયુવડે અગ્નિરૂપ બનેલા ભરતમહારાજે બાહુબલિ પ્રત્યે જવાને પોતાના સુવેગ નામના દૂતને આદેશ કર્યો, કારણકે રાજાઓનો આ પ્રકારનો આચાર

હોય છે. દૂત જવા લાગ્યો તે વખતે સેંકડો અપશકુનો થયા પણ તેને નહિ ગણકારતાં તે દૂત અત્યંત વેગથી ચાલ્યો. બુદ્ધિમાન્ મનુષ્યો 'જે બનવાનું હોય છે તે બને છે' તેવા આશયવાળા હોય છે. આ દૂત બહલીદેશમાં પેઠો ત્યારે ત્યાં તેણે ધાન્યનાં મ્હોટા મ્હોટા ઢગલાઓ જોયા તે જાણે તે દેશનું સુખ અને લક્ષ્મી સૂચવનાર મણિઓના ઢગલાઓ હોય તેમ દેખાતા હતા અને ચક્ષુને અત્યંત હર્ષ ઉપજાવતા હતા. વૃક્ષોની શીતળ છાયા નીચે ત્યાંના લોકો આદિજિનની જેવી ગીતિઓ મેરૂપર્વત ઉપર દેવોથી ગવાતી હતી તેવાજ પ્રકારની ગીતિઓ સુખપૂર્વક ગાતા હતા. ત્યાં વસતા હસ્તિ, સિંહ, અષ્ટાપદ તથા સર્પો 'શાસ્ત્રને નહિ અનુસરનાર તથા અન્યાયીઓની સાથે યુદ્ધ કરવામાં નિશ્ચયવાળા એવા બાહુબલિ આવે છે' એવી ભીલ્લોની વાણી સાંભળતાં અત્યંત ત્રાસ પામતા હતા. રસ્તામાં મુસાફરોની સ્ત્રીઓના આભૂષણોની કાંતિથી રાત્રિના અંધકારનો નાશ થયેલો દેખાતો હતો અને ઉત્પન્ન થયેલી શાલી (ડાંગર) ની રક્ષા કરતી સ્ત્રીઓ બાહુબલિ રાજાના ગીતો ગાતી હતી. આ પ્રમાણેના બહલીદેશને જોતો સુવેગદૂત અત્યંત આશ્ચર્ય પામતો ખરેખર આ દેશમાં આવેલા પોતાને દેવભવ પ્રાપ્ત થયો હોય તેમ માનતો હતો. ક્રમે કરીને સુવેગદૂતે બાહુબલિની રાજધાની તક્ષશિલાને દીઠી. તે તક્ષશિલા નિર્મળ શાલીવૃક્ષથી અને ફરકતી ધ્વજાની શ્રેણીથી શોભતી હતી તેથી સ્ફુટરીતે ધર્મ અને યશરૂપી બે વસ્ત્રો ધારણ કર્યા હોય તેવી દેખાતી હતી.

બાહુબલિ પાસે દૂતનું આવવું-અત્યંત મદથી યુક્ત, બુદ્ધિમાન્ અને કૌતુક જોવાથી ચકિત થયેલો તે સુવેગદૂત તક્ષશિલાનગરીમાં પેઠો અને રાજ્યમંદિર પાસે આવી રથ ઉપરથી હેઠો ઉતરી પોતાના સ્વામી ભરતમહારાજે કહેલો સંદેશો સ્મરણમાં લીધો. મહેલની બહાર રહેલા પ્રતિહાર સાથે દૂને પોતાના સમાચાર બાહુબલિરાજાને કહેવરાવ્યા અને રાજાની આજ્ઞા લઇને

પ્રતિહારે દૂતને રાજસભામાં પ્રવેશ કરાવ્યો. આ રાજસભામાં જળકાંતમણિથી ભૂમિ બાંધેલી હતી તેથી ચોતરફ જળ ઉછળી રહ્યું હોય તેમ લાગતું હતું. સભામાં બેઠેલા બાહુબલિરાજાની પ્રતિકૃતિઓ (આકૃતિઓ) સ્તંભોની અંદર દેખાતી હતી તેથી રાજા કયા એવી દૂતને ભ્રાંતિ થઇ, તે જ્યારે બાહુબલિરાજાએ વિસ્મયપૂર્વક વચનોવડે તે દૂતને બોલાવ્યો ત્યારે દૂર થઇ. પછી નમસ્કાર કરી દૂત જ્યારે પોતાના આસન ઉપર બેઠો ત્યારે રાજા હૃદયમાં ઉત્પન્ન થયેલા હર્ષવૃક્ષના સ્મિતરૂપી પુષ્પોવડે પૂંજિત વાણી હોય તેવી પ્રમોદયુક્ત વાણી બોલ્યા કે-"હે પ્રિય બોલનાર ! મારા જ્યેષ્ઠ બંધુને અત્યંત કુશળ છે ? તેનાથી જીતાયેલા સર્વે રાજાઓ હર્ષયુક્ત રહે છે ? હે વાચાલશિરોમણિ આ ભરતભૂમિને જીતીને પૃથ્વી ઉપર ફરતાં તેને કોઇ વખત ત્રણ પુરૂષાર્થ (ધર્મ, અર્થ, અને કામ) સાધવામાં સ્ખલના તો નથી આવતી ? ' આ પ્રમાણેના બાહુબલિના સુંદર વચનોથી તે દૂતના કર્ણો અલંકૃત થયા.

**દૂતે કરેલી ભરતમહારાજની પ્રશંસા**—પછી તે સુવેગ દૂત બોલ્યો—'ભરતમહારાજનું સ્મરણમાત્ર કરવાથી મનુષ્યોના રોગના સમૂહો નાશ પામે છે તો તે પોતે કેમ કુશળ ન હોય ?, અર્થાત તેને કુશળ હોય તેમાં કહેવુંજ શુ ! વીરશિરોમણિ ભરતમહારાજની સાથે કયો ઉત્કટ ભટ્ટ (યોદ્ધો) સંગ્રામમાં ટકી શકે તેમ છે, કારણ કે સૂર્ય ઉદય પામેલો હોય ત્યારે શું તારો આકાશમાં ટકી શકે ? અથવા ગરૂડની પાસે શું પ્રચંડ સર્પ ટકી શકે ? વધારે શું કહેવુ પણ સબળા રાજાઓ ભરતમહારાજની આજ્ઞાને માતા સરખી જીવિત દેવાવાળી માને છે અને ત્રણે પુરૂષાર્થો તો તેનાથી જાણે ભય પામ્યા હોય તેમ પોતાના વિષયોને છોડતાજ નથી. આ ભારતભૂમિના સબળા રાજાઓએ ભરતમહારાજનો અત્યંત ભક્તિપૂર્વક બાર વર્ષપર્યંત ચક્રીપણાનો ઉત્સવ કર્યો તે તમે જાણો છો. પોતાના નાના ભાઇઓની સાથે રહે-

વામાં પોતાની શોભા અને હર્ષનું કારણ સમજનારા ભરતમહારાજે આવા મ્હોટા ઉત્સવમાં નાના ભાઈઓ આવ્યા નહિ તેથી પોતાના પુરૂષો તેમને બોલાવવા સારૂ મોકલ્યા હતા, પણ હે બુદ્ધિમાન્! તે અઠ્ઠાણું ભાઈઓ તો કાંઈ વિકલ્પ કરીને પોતાના દેશો છોડી ચાલ્યા ગયા અને ઋષભપ્રભુના વિકસ્વર હસ્તકમળને પામીને સુમધુવ્રતતા (ભ્રમરપણા)ને પામ્યા.—(પ્રભુ પાસે જઇને દીક્ષા લીધી).

## બાહુબલિ રાજાનો યુદ્ધનો ઉત્સાહ.

**દૂતનું બાહુબલિ પ્રત્યે ભરત પાસે આવી નમવાનું** કહેવું—હે ધીર બાહુબલિ ! તમારા ભાઈ ભરત આ પ્રમાણેના બંધુના વિયોગથી સીમાવિનાના ખેદરૂપી સમુદ્રમાં ગરકાવ થઇ ગયેલ છે તો પણ અત્યારે અન્યની જેમ તમે તેની ઉપેક્ષા કેમ કરી રહ્યા છો ? હે રાજન્! આપ તો લઘુબંધુ હોવાથી જ્યેષ્ઠબંધુને આધિનજ છો પણ તમે ભરતમહારાજના ઉત્સવમાં આવ્યા નહિ તેથી સ્વભાવથીજ અવર્ણવાદ બોલનારા આ જગતના લોકો તમારૂં જેમ તેમ અન્યથા બોલી રહ્યા છે. વાસ્તે હે બુદ્ધિમાન્ ! હે પ્રભામંદિર ! આપ ચાલો અને ભરતમહારાજના ચરણકમળને નમસ્કાર કરી કીર્તિસરિતા (નદી) પ્રગટાવો અને લોકના અપવાદથી મલીન થયેલ આપના ગુણના સમૂહને સાફ કરી ઉજ્વળ બનાવો. ભરતમહારાજ પોતાના સેવકોને ઘણું ધન આપે છે અને કેવળ નિઃસ્પૃહ છે; તેને ફક્ત માનરૂપી ધનજ પ્રિય છે અને તેથી હે રાજન્ ! તમે ત્યા આવીને નમસ્કાર કરો એટલુંજ તે અત્યારે ઇચ્છયા કરે છે હે બુદ્ધિમાન્ ! તમારે હું લઘુબંધુ હોવાથી મોટા ભાઈએ મને પુષ્ટિ કરવી જોઈએ અથવા પ્રણામની આકાંક્ષા ન રાખવી જોઇએ એવો કોઇ પ્રકારનો મનોભ્રમ કરવો નહિ, કારણકે આ જગતમાં સૂર્ય પોતાના અત્યંત તેજને લીધે શનીને પોતનો પુત્ર હોવા છતાં પણ ગળી જાય છે તેથી મહોટો હોય તે નાનાને નમાવે તેમાં કાંઇ આશ્ચર્ય નથી વળી હે ધીર ! જો તમે મદ લાવીને આ પ્રબળ ચક્રવર્તીની અવગણના કરશો તો શત્રુરૂપી વૃક્ષોના

નશ માટે અગ્નિસમાન તે ભરતમહારાજ લીલામાત્રમાં તમને શલભ (પતંગિયા)પણાને પમાડશે. વધારે શું કહું પણ જો તમારે તમારી પૃથ્વીનું રક્ષણ કરવાની અને જીવિતને સાચવવાની આકાંક્ષા હોય તો જેવી રીતે બીજા રાજાઓ માનપૂર્વક તેની આજ્ઞા ઉઠાવે છે તેમ તમે તેની આજ્ઞા ઉઠાવો. ભ્રમરની જેમ દેવતાઓ સમગ્ર ભારતભૂમિના સ્વામી ભરતમહારાજના ચરણકમળના યુગ્મને સેવી રહ્યા છે. તમે તો પૃથ્વીતળના લેશ સમાન એક દેશના માત્ર સ્વામી છો તો તેને નમસ્કાર કરવામાં તમને લજ્જા કેમ આવે છે ?'

બાહુબલિએ દૂતને મોઢે કરેલી વક્રોક્તિ—આ પ્રમાણે દૂતનું વચન સાંભળીને અતિ બલિષ્ઠ બાહુબલિએ પોતાની ભુજા ઉપર દૃષ્ટિ કરી એટલે તેની જમણી ભુજા જાણે પ્રેરણા કરતી હોય તેમ તુરત જવાબ આપ્યો કે—' ભરત મને મળવા બોલાવે છે, તે બહુ સુંદર વાત છે અને ખરેખર તે મારે પૂજ્ય છે ! વળી તેણે નાના ભાઈઓને પોતાને નમસ્કાર કરવા સારૂ બોલાવવા મોકલ્યા તેથી તેની બુદ્ધિની સ્થિરતા તથા તેની પ્રૌઢ વય પણ આશ્ચર્યકારી છે ! વળી આ અઠ્ઠાણું નાના ભાઈઓએ રાજ્યોનો ત્યાગ કરી વ્રત ગ્રહણ કર્યું ત્યારે તેમણે વમેલી રાજ્યસંપદા ઉત્સુક શ્વાનની જેમ આ તારો સ્વામી ભોગવવા લાગ્યો છે, તેથી તેનો ભાઈઓ પ્રત્યેનો સ્નેહ તો પ્રગટ દેખાય છે ! દુનિયામાં ભરત પોતાના નાના ભાઈઓથી જીતાયો એવું કુવાક્ય ન બોલાય તેટલા વાસ્તેજ લજ્જાથી યુક્ત બની સંગ્રામ કરવાને બદલે તેઓએ ચારિત્ર અંગીકાર કર્યું છે, છતાં નિર્લજ્જ બનેલો તારો સ્વામી પોતે જીત્યો છે એમ માને છે. હે દૂત ! તારા કહેવા પ્રમાણે હું ભરતને નમવા આવ્યો નહિ તેથી લોકો મારો અપવાદ બોલે છે પણ નાના ભાઈઓના રાજ્યોને લઈ લેવાવાળા ભરતના અપવાદને તો લોકો નથી બોલતા ? ! આ પ્રમાણેની તારી વાણીથી તેં તારા સ્વામીની અત્યંત ભક્તિ કરી છે તે પ્રગટરીતે દેખાઈ આવે છે.

બાહુબલિએ કરેલી ભરતની નિર્ભર્ત્સના—હે દૂત ! આ જગતની અંદર આદિનાથ પ્રભુજ ફક્ત મારે પૂજવા યોગ્ય છે અને તેનાં સિવાય બીજો પૂજવા યોગ્ય નથી. ભરત જ્યેષ્ઠબંધુ હોવાથી તો હું તેને નમસ્કાર કરૂં પણ બીજી રીતે તું મને ડરાવીને નમવાનું કહે છે તે પ્રમાણે કદી હું નમનાર નથી. આ ભરતે લઘુબંધુઓના દેશો ખુંચવી લીધા છે તેથી તે યોગ્યજ નથી છતાં મને નમવા બોલાવે છે તો ઉચ્છેદ ( પ્રાયશ્ચિત્ત પ્રકરણના છેદશાસ્ત્રરૂપ ) અસ્ત્રને ધારણ કરવાવાળી મારી ભુજા તેના પાપની વિશુદ્ધિને માટે ગુરૂ તુલ્ય બનો ! મારો જ્યેષ્ઠ બંધુ મારા ઉપર અત્યારે સ્નેહ નથી રાખતો તે ઠીક થયું છે કારણ કે એમ ન થયું હોત તો તે બીજી કઈ રીતે દિગ્‌વિજયથી ઉત્પન્ન થયેલું પોતાનું યશરૂપી ધન સુખી એવા મને આપત. આ તારો સ્વામી શત્રુરૂપી વૃક્ષોને બાળી નાખવાને વહ્નિસમાન દેદિપ્યમાન તને દેખાય છે પણ મારા ચાપ (ધનુષ)રૂપી મેઘમાંથી બાણોની અત્યંત વૃષ્ટિ થશે ત્યારે હા ! ખેદની વાત છે કે તેનું શું થશે ? ત્રણ જગતના મનુષ્યોના હૃદયને આનંદ કરવાવાળા યુગ દિજિણંદ પિતા હોવાથી અને મારા જેવો પરાક્રમી લઘુબંધુ હોવાથી તે ભરત દેવ અને દાનવને પૂજવા યોગ્ય કેમ ન થાય? તીર ફેંકવાના અભ્યાસ વખતે મેં તેને પિતાની દેખતા જીતી લઈને વ્યાકુળ લોચનવાળો કરી દીધો હતો અને તેથીજ મારા આવવાથી તે લજ્જાયુક્ત ન થાય એમ સમજી તેના ઉપર કૃપા કરીને હું આવ્યો નહોતો. હે દૂત ! મેં મારા હાથથી તેને આકાશમા ઉડાડ્યો હતો અને દડાની માફક પડતાં તેને મેં ઝીલી લીધો હતો. આ બધું તે સુંદર ચાટુ વાક્યો સાભળી સાભળીને અત્યંત મદોન્મત્ત બનેલો આજે ભૂલી ગયો લાગે છે. અરે દૂત ! તારો સ્વામી પોતાના એક ચક્રથી અહંકાર કરે છે તો પછી રથો તો બે ચક્રોવાળા હોય છે તો તેઓ કેમ વધારે અહંકાર કરનારા ન થાય ! રે દૂત ! તું જા અને મદરૂપી ભૂતથી ગ્રસિત થયેલા તારા સ્વામીને જલદી મોકલ એટલે માંત્રિક જેમ પોતાના મંડળ પાસે આવેલા

ભૂતથી ગ્રસિત થયેલા પુરૂષને ભૂત કાઢીને શાંત બનાવે છે તેમ તે ભરતનું પણ મદરૂપી ભૂત કાઢી શાંત કરી દઉં.' એ પ્રમાણે કહી બાહુબલીએ પોતાના હાથમાં રહેલ ખડ્ગ ફેરવ્યું તેથી ભાવી રણસંગ્રામની પ્રતિજ્ઞાથી આનંદિત થઇને જાણે નૃત્ય કરતું હોય તેમ તે ખડ્ગ શોભવા લાગ્યું અને તે આવેલો દૂત ભયપામીને ત્યાંથી ચાલી નીકળ્યો. માર્ગે સઘળા સુભટોને ઉઘાડા હથીયારવાળા જોઇને પોતાના રથમાં બેસી ભયથી ઉતાવળો ચાલ્યો, કારણકે જે મનુષ્યને મોટો પુરૂષ વૈરીરૂપ થાય છે તેનું મન સતત ભયની શંકાવાળું બને છે.

દૂતનું ભરતમહારાજને નિવેદન—બહલીદેશથી નીકળી સ્થિરચિત્તવાળો થયેલો તે દૂત ભાવિયુદ્ધના ભયથી ત્રાસ પામતા પોતાના સ્વામીના દેશને જોતો ભરતરાજા પાસે આવ્યો અને વિજ્ઞપ્તિ કરી કે-'હે પૃથ્વીપતિ! કદી મેરૂપર્વત સૂર્યના કિરણોથી તુટી જાય, કદી વાયુના વેગથી આકાશ ફૂટી જાય અને કદી હાથના બળથી વજ્રના કટકા થઇ જાય તો પણ બળવાન, મનુષ્ય દેવ અથવા દાનવોથી પણ ઉચ્ચ કાંતિવાળા અને બલિષ્ઠ એવા તમારા નાના ભાઇ બાહુબલિ જીતી શકાય તેમ નથી. હે દેવ! જ્યારે આપના પરાક્રમનું વર્ણન તેની પાસે મેં કર્યું ત્યારે તે બાહુબલિરાજા પોતાની બંને ભુજાઓ તરફ દૃષ્ટિ કરીને મૂછે તા દઇને હસવા લાગ્યા. વળી પ્રબળ શત્રુના સમૂહથી ભય પામેલા વિદ્યાધરોને શરણ મળવાથી જન્મથી સંતુષ્ટ ચિત્તવાળા થયેલા તેઓએ તેની તક્ષશિલાપુરીની ફરતી નવ નગરીઓ બનાવી છે તેથી તે ચતુર સખીઓથી યુક્ત શ્રેષ્ઠ સ્વામિની હોય તેવી શોભે છે. વળી પરાક્રમથી યુક્ત અને પરોપકાર કરવામાં એક ચિત્તવાળા તે બાહુબલીને દેવીઓ અત્યંત રસપૂર્વક ગાય છે અને તેમને ગાવામાં એટલો આનંદ ઉત્પન્ન થાય છે કે તે દેવીઓ અમૃતપાનમાં પણ નિરાદર બનેલી છે. વધારે શું કહું પણ ભરતભૂમિ ઉપર વજ્રાયુધને ધારણ કરવાવાળા આ બાહુબલિના સરખો

કોઇપણ દેવ દાનવ અથવા મનુષ્યોમાં વિરોત્તમ મેં સાંભળ્યો નથી. આ મારો નાનો ભાઇ આવીને મારા ચરણયુગળને પૂજશે એવો ફોગટ વિચાર હે રાજાધિરાજ! મનમાંથી કાઢી નાખજો, કારણ તમારો તે વિચાર આકાશપુષ્પથી જિનેશ્વરની સેવા કરવાની ઉત્કંઠાતુલ્ય છે તેથી પાર પડે તેમ નથી.'

**ભરતમહારાજની યુદ્ધ કરવાની તૈયારી**—એ પ્રમાણે બોલતા દૂતને ભરતમહારાજે અત્યંત કોપના આવેશથી ભ્રકુટિ ચડાવી ઉત્કટ ચહેરો કરી કહ્યું-'રે! રે! બત્રીશ હજાર રાજાઓ સહિત સુષેણસેનાપતિ રણસંગ્રામમાં જ્યારે ઉતર્યો ત્યારે પોતાના ઘરમાં રહી બળથી પુલાતો બાળક જેવો આ બાહુબલિ કોણમાત્ર છે.' એ પ્રમાણે બોલી ભરતમહારાજે 'હો! રાજાઓ! કરો પ્રયાણ'! એટલો ઉચ્ચાર કર્યો. ભરતમહારાજના આ અર્ધ વચનરૂપ પ્રસાદને પામીને ઉલ્લસિત થયેલા સેનાપતિઓએ પ્રયાણઢક્કા વગાડી. શત્રુ-રાજાને ત્રાસ ઉપજાવવામાં હક્કા સમાન તે પ્રયાણઢક્કાનો અવાજ સાંભળીને સઘળા સુભટો સંગ્રામમદથી પૂર્ણકળશરૂપ થયા.

**બીજો સર્ગ સંપૂર્ણ**—શ્રીરત્નપ્રભસૂરિરૂપી સૂર્યના કિરણોથી રાત્રિની જેમ દોષોનો ત્યાગ કરીને જાડ્ય બુદ્ધિવાળા હોવા છતાં પણ પ્રતિદિવસ કૃપાવડે અદ્ભુત બુદ્ધિથી જે યુક્ત થયા તે શ્રી કમલપ્રભસૂરિએ રચેલા શ્રી શત્રુંજયના દીપકતુલ્ય શ્રી પુંડરીકસ્વામીના ચરિત્રનો બીજો સર્ગ સંપૂર્ણ થયો.

इति श्रीरत्नप्रभसूरिशिष्य–कमलप्रभसूरिविरचिते श्रीपुण्डरीकचरिते
भरतादिग्विजय–बाहुबलिमुपोत्साहनो नाम
द्वितीयः सर्गः



# સર્ગ ત્રીજો.

## શ્રી બાહુબલિને કેવળજ્ઞાનની પ્રાપ્તિ.

**ભરતમહારાજનું બહલીદેશપ્રત્યે આગમન**—ત્યારપછી હસ્તિરત્ન ઉપર સ્વારી કરી બાહુબલિની સાથે સંગ્રામ કરવામાં રક્ત ચિત્તવાળા બની શ્રીમાન્ ભરતમહારાજે સમગ્ર બલિષ્ઠ રાજાઓની સાથે પ્રયાણ કર્યું. ભરતમહારાજના સૈન્યના અત્યંત વિસ્તારથી સમગ્ર પૃથ્વી સાંકડી જણાતી હતી. ચક્રવર્તીના સૈન્યના હસ્તિ, અશ્વ, ઉંટ તથા પાળાઓના અવાજોથી ગિરિની ગુફાઓમાં પડતા પડઘાવડે પર્વતો ચક્રીને એમ કહી રહ્યા હતા કે–' હે પહેલા ચક્રવર્તી ! આ તમારા સૈન્યના ભારથી પૃથ્વી રસાતલમાં જાય છે, વાસ્તે તમે ધીમે ધીમે પ્રયાણ કરો. ' સૈન્યના પ્રયાણ સમયે આકાશમાં ઉડતી ધૂલિથી વ્યાપ્ત થયેલો સૂર્ય મંદ તેજવાળો થયો અને તેથી તે સૂર્યને ફેલાતા કિરણોવાળો ચંદ્ર માની કુમુદો (ચંદ્રવિકાસી કમળ) વિકસિત થયા. સૂર્યે પોતાના કિરણોવડે વિકસિત થયેલી કુમુદવતીનું આલિંગન કર્યું, તેથી સૂર્ય ધૂલિથી ધુસર બન્યો હતો છતાં પોતાનું બહુમાન સમજવા લાગ્યો. આકાશમાં પ્રસરતી રજથી ઉત્પન્ન થયેલ અંધકારરૂપ રાત્રિમાં હસ્તિઓની ગર્જનારૂપ મેઘધ્વનિ કરતી, ગુણરૂપી મણિઓથી યુક્ત અને શ્રેષ્ઠ નાયકોરૂપી નાયકાઓથી શોભતી એવી ભરતમહારજની સેનારૂપી સ્રીએ બહલીદેશના સીમાડારૂપ કંઠને પ્રાપ્ત કર્યો ' અર્થાત્ ભરતમહારાજની સેના બહલીદેશના સીમાડા પાસે આવી.

**બાહુબલિની સંગ્રામ માટે તૈયારી**—ચક્રવર્તીને આવેલો જાણીને અંતરંગમાં ખેદવાળો થયેલો બાહુબલિ શ્રેષ્ઠ હસ્તિ ઉપર આરૂઢ થયો અને પોતાના સૈન્યને તૈયાર કરવા લાગ્યો. બાહુબલિનું સૈન્ય તૈયાર થયું ત્યારે તેણે મેઘના સરખું કાર્ય કર્યું, કારણ કે તે વખતે તેના સૈન્યે ઉડાડેલી ધૂલિવડે સૂર્ય ઢંકાઇ ગયો, હસ્તિ

વિગેરેની ગર્જનાથી અને તેના પ્રતિધ્વનિથી આકાશ ગર્જનામય થઇ ગયું. સુભટોના તીક્ષ્ણ દેદિપ્યમાન ભાલા વિગેરે હથિયારો વિજળી સદૃશ દેખાવા લાગ્યા. આવી રીતનો કૃત્રિમ મેઘ આકાશમાં વિસ્તાર પામ્યો. મેઘથી પૃથ્વી ઉપર નવા અંકુરા ઘાસ તથા જળનો દેખાવ થાય ત્યારે અહિંઆ ઉત્પન્ન થયેલા નવિન મેઘથી બાહુબલિના સત્વશાળી સુભટોના હૃદયમાં રોમાંચરૂપી અંકુરા ઉત્પન્ન થયા, ઘાસનો સમૂહ ભય પામતા શત્રુઓના મુખની અંદર દેખાયો અને જળનો પ્રવાહ શત્રુઓની સ્ત્રીઓના નેત્રયુગ્મમાં દેખાયો. શત્રુરાજાઓનો નાશ કરવામાં ચક્રસમાન એવા અને લડવાની ઇચ્છાવાળા થયેલા બાહુબલિએ ચક્રવર્તીના પડાવની નજીકમાં પોતાના સૈન્યનો પડાવ નાખ્યો. તે વખતે સમગ્ર જગતના કર્મના સાક્ષીરૂપ સૂર્યે જોયું કે અહિં આવતીકાલ સવારમાં આ જગતના પ્રથમ ઉત્પન્ન થયેલા બે વીરપુરૂષોનું (ભરતમહારાજ તથા બાહુબલિનું ) વિષમરસવાળું અને આશ્ચર્યકારી યુદ્ધ થશે તેથી કરીનેજ જાણે વરૂણદેવ ( પશ્ચિમદિશાનો અધિપતિ દેવ ) ને ખબર આપવાને જતો હોય તેમ સૂર્ય પશ્ચિમ દિશામાં ગયો ( અસ્ત પામ્યો. ) સંધ્યાને વખતે રક્ત કાંતિવાળા દેખાતા બાહુબલિ અને ભરતમહારાજ ક્રોધથી રક્ત વર્ણવાળા જાણે બનેલા હોય તેમ દેખાવા લાગ્યા, તેથી ચંદ્રે તુરત આવીને પોતાના કિરણોરૂપી હસ્તોથી બંને પક્ષના સૈન્યના સમૂહને સંગ્રામથી રોકયા. કારણકે 'સૌમ્યતાથી યુકત પુરૂષોની પાસે વિરોધ રહી શકતોજ નથી.' શશિવદનવાળી, દેદિપ્યમાન તારાથી યુકત અને જ્યોત્સ્નાથી લિપ્ત અંગવાળી તે રાત્રિરૂપી સ્ત્રીને પામીને બંને પક્ષના સૈન્યના સુભટોએ પ્રગટ રીતે વિષમ આયુધનું અર્ચન કરવાપૂર્વક ઉગ્ર ક્રીડા કરી જ્યારે અત્યંત રક્ત મુખવાળા સૂર્યે પોતાના કિરણોવડે નક્ષત્રો સહિત ચંદ્રને ત્રાસ પમાડી રાત્રિને દૂર કરી, અર્થાત્ પ્રભાત થયો અને સૂર્યનો ઉદય થયો, ત્યારે સૈન્યના રણતૂર્યની ગર્જનાથી આકાશ ભરાઈ ગયું, જે વખતે બને પક્ષના સૈન્યો-

યુદ્ધને માટે તૈયાર થઇને રણભૂમિ ઉપર સત્વરમાં આવીને રહ્યા, તે વખતે પ્રભાતમાં અસ્તાચળ ઉપર રહેલા ચંદ્રના તથા ઉદયાચળ ઉપર રહેલા સૂર્યના કિરણોરૂપી દંડો તે બે સૈન્યની વચમાં પડ્યા, તેથી જાણે યુદ્ધના સાધનભૂત ઉદ્દંડો હોય તેમ દેખાવા લાગ્યા. ભૂમિ ઉપર અશ્વનું અશ્વ સાથે, સુભટનું સુભટ સાથે, હસ્તિનું હસ્તિ સાથે, અને રથીનું રથી સાથે જેવી રીતે એક ભાવનાથી યુદ્ધને માટે મળવું થયું તેવી રીતે આકાશમાં પણ લશ્કરના કરેલા મોટા નાદોને તેના પ્રતિધ્વનિની સાથે, અને ઉડેલી ધૂલિને ધૂલિ સાથે મેળવું થયું; અર્થાત્ આકાશ ધ્વનિ અને તેના પ્રતિધ્વનિથી તથા બંને પક્ષના સૈન્યે ઉડાડેલી ધૂલિથી વ્યાપ્ત થઈ ગયું. જે વખતે લશ્કરની ધૂલિ ઉડવાથી અંધકારમય રણભૂમિ થઇ ગઇ અને બાણના પરસ્પર અથડાવાથી ઉડતા અગ્નિના કણિયાવડે ભયંકર બની તે વખતે ખેદની વાત છે કે પ્રબળ એવા કાળરૂપ ચોરે ઘણાના જીવિતરૂપી દ્રવ્યોને હરણ કર્યાં.

**યુદ્ધનું વર્ણન**—યુદ્ધ કરવામાં એક નિશ્ચયવાળા તે બંને ઋષભદેવના પુત્રોએ પ્રથમ જિનેશ્વરની પૂજા કરીને પોતપોતાના સૈન્યના સુભટોને બખ્તરો પહેરાવી સજ્જ કર્યા. શુરવીર એવો કયો રાજા પોતાના સુભટોનું રક્ષણ કરવાને સાધનો પૂરા પાડી ઉદ્યમ ન કરે ? યુદ્ધ શરૂ થયું તે વખતે સુભટોએ ઝુલો સહિત ઘણા હસ્તિઓને હસ્તલીલાવડે આકાશમાં ફેંક્યા તે પાછા ભૂમિ ઉપર પડતા ત્યારે શ્યામ અને બે પાંખવાળા દેખાતા હતા, તેથી આવતા એવા નવા સૈન્યના સમૂહનો ભ્રમ દેતા હતા એક અશ્વ આગળ રહેલા બીજા અશ્વને પોતાના મસ્તકવડે દૂર કરીને વેગથી પોતાના આગલા બે પગવડે સમીપના હસ્તિના બે દાંતનું આક્રમણ કરે છે અને પોતાની પીઠ ઉપર રહેલા પોતાના સ્વામીને હસ્તિની પીઠ ઉપર સ્થાપન કરે છે. સારી રીતે શીક્ષણ આપેલા સૈનિકોથી સ્વામી શત્રુને હણવાવાળો થઇ અત્યંત શુરતાને શું નથી પામતો ? અર્થાત્ પામે છે. થોડા વખતમાં તલવારથી હણાયેલા ઘણા હસ્તિઓના

કુંભસ્થળમાંથી નીકળેલા મોતીઓથી વ્યાપ્ત અને રૂધિરરૂપ કુંકુમથી રક્ત બનેલી તથા જ્યાં સુભટોના ધડો નાચી રહ્યા છે એવી તે રણભૂમિની અંદર યમરાજનું સામ્રાજ્ય થઇ રહ્યું.

**બાહુબલિને યુદ્ધથી થયેલો ખેદ**—હથિયાર તથા અશ્વ, હસ્તિ, અને સુભટોના પ્રત્યક્ષ રીતે થતા આસ્ફોટનને જોઇને વીર અને અગ્રેસર એવા બાહુબલિને હૃદયમાં દયા આવી, તેથી ખેદપૂર્વક વિચાર કરવા લાગ્યા કે-' હસ્તિ અને સુભટો આદિ કરોડો જીવોના નાશરૂપ અત્યંત પાપીષ્ઠ સંગ્રામ થાય છે તે જોઇને બળવાન્ અને ધર્મજ્ઞ એવો હું દયાવાન્ કુળમાં જન્મ હોવા છતાં કેમ લજ્જા નથી પામતો ? અસ્ત્રોથી દેદિપ્યમાન આ રણાગ્નિમાં અંગારાની જેમ સુભટો સળગી રહ્યા છે તે વખતે પાસે ઉભેલો શ્વાસોશ્વાસને લેતો એવો હું તેની ઉપેક્ષા કરવાથી ખરેખર પવનને લેતી તથા મૂકતી જીવિત વિનાની ચર્મભસ્ત્રિકા (ધમણ) તુલ્ય છું.' એ પ્રકારનો મનમાં વિચાર કરીને તે વીરરાજ બાહુબલિએ પોતાના મોટા ભાઇ ભરતને સમજાવવાને દૂત મોકલ્યો; પણ તે દૂતના વાક્યથી ભરતમહારાજ સમજ્યા નહિ અને યુદ્ધ કરીને પોતાના નાનાભાઇને બાંધી લેવાની ઇચ્છાથી નિર્લજ્જની જેમ પોતે યુદ્ધ કરવા ચાલ્યા. સંગ્રામને માટે ભરતમહારાજને આવેલા જોઇને બાહુબલિએ પણ યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો અને સુવર્ણના બખ્તરોને ધારણ કરેલા રાજાઓથી યુક્ત હસ્તિ ઉપર આરૂઢ થઇ તેની સમીપ ચાલ્યા. ભરતમહારાજ તથા બાહુબલિએ આરંભેલા આ મોટા યુદ્ધથી જગતનો પ્રલય થશે એવા ભયથી કંપતા સર્વ શ્રેષ્ઠ દેવો પોતાના વિમાનોને લઇને આકાશમા આવીને રહ્યા.

**ભરતમહારાજનો ઇંદ્રની સાથે સંવાદ**—તે વખતે દેવોથી બોલાતી વિજયવાણી સહિત ઇંદ્રમહારાજ ભરતરાજા પાસે આવ્યા અને ભરતમહારાજનો દૃષ્ટિસંજ્ઞાથી ઉચિત સત્કાર મેળવીને તેના અંતરની શાંતિ માટે યુક્તિયુક્ત ઉચિત વાણી બોલ્યા કે—'હે ! ચક્રિન્ ! સમગ્ર પૃથ્વીને જીતીને પોતાની ભૂજાની

ખરજ દૂર કરવા વાસ્તે તમે જાતે તમારા નાનાભાઈની સાથે લડવાની ઈચ્છા રાખો છો તો શું તમને દયા નથી આવતી ?' ભરતમહારાજે જરા હસીને જવાબ આપ્યો—' હે ઇંદ્ર ! તમે સ્વર્ગના સ્વામી છો. તમને મર્ત્યલોકના કાર્યના તત્ત્વની સમજ નથી. અહો! કોઇ દિવસ કોઇ પણ મનુષ્ય ભૂજાની ખરજ દૂર કરવા પોતાના ભાઈની સાથે યુદ્ધ કરે ? અર્થાત્ નજ કરે; પણ દુર્મદ થયેલા આ બાહુબલિ વશ નહિ થવાથી મારૂં ચક્ર.શસ્ત્રાગારમાં પેસતું નથી, તેથી નિર્મળ જ્ઞાનરૂપ તેજથી યુકત મારૂં હૃદય અથવા આત્મા અત્યારે અવરાઇ ગયેલ છે. મારે તો ફક્ત એટલુંજ કહેવાનું છે કે મારો નાનોભાઇ ફક્ત મને એકજ વાર નમીને મારા ચક્રને શીઘ્ર શસ્ત્રાગારમાં સ્થાપન કરી આ આરંભેલા સંગ્રામથી જલદી વીરમે; પછી તે બાહુબલિજ મારી સર્વ ઋદ્ધિનો સ્વામી થાય. '

બાહુબલિનો ઇન્દ્રની સાથે સંવાદ—ભરતમહારાજનું આવું નીતિયુક્ત વચન સાંભળીને ઇંદ્રમહારાજ બાહુબલિની પાસે આવ્યા અને 'હે નાભેયાંગજ ! વીરશિરોમણિ ! તમે જય પામો' એ પ્રમાણે કહી તેમના હૃદયને હર્ષ ઉપજાવવા વાસ્તે બોલ્યા—હે 'રાજન્ ! પ્રેમપરાયણ બાહુબલિ ! તમે અહિં આવેલા તમારા મોટાભાઇનો હર્ષવડે જલદી ઉચિત સત્કાર કેમ નથી કરતા ? તમે વિચારી જુઓ કે ભરતની સાથે યુદ્ધ કરવાનો આ તમારો વ્યાપાર તમારા મનમાં તમને ઠીક દેખાય છે? તમારા પૂજ્ય એવા મોટા ભાઇ શ્રીભરતમહારાજ આજે ફક્ત તમારા એક પ્રણામ સિવાય બીજા કશાની ઇચ્છા રાખતા નથી; તેથી તેનું ઇચ્છિત કરીને તેમના ઉપર પ્રીતિવાળા થઇ તમે તમારી કીર્તિને વિનયથી પવિત્રિત કરો અને સમગ્ર પૃથ્વીનું સ્વામીપણું ગ્રહણ કરો?' મહાન્ વીરસેનાના નેતા બાહુબલિએ આશ્ચર્યપૂર્વક જરા હસીને ઇંદ્રને જવાબ આપ્યો કે–'મારા મોટાભાઇ ભરત વૃદ્ધ હોવાથી ભલે મારી પાસેથી સત્કારની અપેક્ષા તો મારા નમસ્કારની પણ આશા રાખે અને હું શીઘ્ર તે કરવાને પણ તૈયાર છું; પણ તે ભરત તો કહે છે

કે હું સ્વામી છઉં, ભારતભૂમિને જીતનારો છઉં અને બલિષ્ઠ છું, તેથી બળાત્કારે નમાવવાની ઇચ્છા રાખે છે; આટલાજ કારણથી હે ઇંદ્ર! તેમને હું નમતો નથી. ગર્વિષ્ઠપુરૂષનો વિનય કરવો એ નીતિશાસ્ત્રથી પણ વિરૂદ્ધ છે. ભરતનું હજુ કાંઈપણ બગડયું નથી તેથી ભલે જલદી પાછા વળી પોતાના નગરે ચાલ્યા જાય અને હે ઇંદ્ર! તમારા વાકયથી હું પણ સંગ્રામને છોડી દઇને પાછો ફરૂં; મદોન્મત થયેલો મદગજ જેમ સમર્થ હસ્તિઓને મદ રહિત કરી નાખે તેવી રીતે ભરતરાજા અન્ય રાજાઓને મદ રહિત (વશ) કરીને મારી સાથે યુદ્ધ કરવા આવેલા છે તેથી તેણે સુતો સિંહ જગાડયો છે અને હવે તે અનિષ્ટજ ઇચ્છે છે. ત્રણ લોકમાં ઉત્તમ એવા પિતા ઋષભદેવને નમસ્કાર કરીને પવિત્ર થયેલું મારૂં મસ્તક તેજ નમસ્કારને સત્ય માનીને મદ સહિત થયેલ છે, અને તેથી ફરીનેજ હવે મારૂં તે મસ્તક આભવ અથવા પરભવમાં બીજા કોઈને નમી શકે તેમ નથી. મુકુટને છોડી દઇને મસ્તક ઉપર ઘટને કોણ ધારણ કરે?' બાહુબલિની આવી યુક્તિયુકત વાત સાંભળીને વિસ્મય પામેલા ઇંદ્ર બોલ્યા-' હે વિપુલમતે બાહુબલિ! આ કાર્યમાં મારી મતિ ચાલતી નથી. આ બાબતનો તોડ કેવી રીતે લાવવો તે કાંઇ મને સુઝતું નથી; કારણ-ન્યાયમાં રહેલા ભરતરાજા ચક્રને વશ થયેલા છે અને હે માનિન્! તમે વિનયમાં ઉત્કૃષ્ટ હોવાથી તેને શિક્ષણ આપવા યોગ્ય છો. "

ઇંદ્રનું ભરત તથા બાહુબલિને દેહયુદ્ધ કરવાનું કહેવું —પછી આકાશમાં રહેલા ઇંદ્રે ભરત તથા બાહુબલિ બંનેને કહ્યું કે-'તમારે અન્ય જીવોના સંહારના કારણભૂત તીક્ષ્ણ શસ્ત્રયુદ્ધને છોડી દઇને અરસપરસ દૃષ્ટિયુદ્ધ, સ્વરયુદ્ધ, મુષ્ટિયુદ્ધ, અને દંડયુદ્ધવડે યુદ્ધ કરવું અને આ નિયમનો ભંગ ન કરવા માટે યુગાદિસ્વામીના તમને શપથ છે.' ભરત તથા બાહુબલિ બંનેએ તે પ્રમાણે અંગાંગીયુદ્ધ કરવાનું કબુલ કર્યું એટલે બંને પક્ષના સુભટો યુદ્ધથી વિરમ્યા અને ઇંદ્રે તે બંને ભાઇઓ ઉપર સુગંધી

ખરજ દૂર કરવા વાસ્તે તમે જાતે તમારા નાનાભાઈની સાથે લડવાની ઈચ્છા રાખો છો તો શું તમને દયા નથી આવતી ?' ભરતમહારાજે જરા હસીને જવાબ આપ્યો—' હે ઇંદ્ર ! તમે સ્વર્ગના સ્વામી છો. તમને મર્ત્યલોકના કાર્યના તત્ત્વની સમજ નથી. અહો! કોઈ દિવસ કોઈ પણ મનુષ્ય ભૂજાની ખરજ દૂર કરવા પોતાના ભાઈની સાથે યુદ્ધ કરે ? અર્થાત્ નજ કરે; પણ દુર્મદ થયેલા આ બાહુબલિ વશ નહિ થવાથી મારૂં ચક્ર શસ્ત્રાગારમાં પેસતું નથી, તેથી નિર્મળ જ્ઞાનરૂપ તેજથી યુક્ત મારૂં હૃદય અથવા આત્મા અત્યારે અવરાઈ ગયેલ છે. મારે તો ફક્ત એટલુંજ કહેવાનું છે કે મારો નાનોભાઈ ફક્ત મને એકજ વાર નમીને મારા ચક્રને શીઘ્ર શસ્ત્રાગારમાં સ્થાપન કરી આ આરંભેલા સંગ્રામથી જલદી વીરમે; પછી તે બાહુબલિજ મારી સર્વ ઋદ્ધિનો સ્વામી થાય. '

**બાહુબલિનો ઇન્દ્રની સાથે સંવાદ**—ભરતમહારાજનું આવું નીતિયુક્ત વચન સાંભળીને ઇદ્રમહારાજ બાહુબલિની પાસે આવ્યા અને 'હે નાભેયાંગજ ! વીરશિરોમણિ ! તમે જય પામો' એ પ્રમાણે કહી તેમના હૃદયને હર્ષ ઉપજાવવા વાસ્તે બોલ્યા—હે 'રાજન્ ! પ્રેમપરાયણ બાહુમલ્લ ! તમે અહિં આવેલા તમારા મોટાભાઈનો હર્ષવડે જલદી ઉચિત સત્કાર કેમ નથી કરતા ? તમે વિચારી જુઓ કે ભરતની સાથે યુદ્ધ કરવાનો આ તમારો વ્યાપાર તમારા મનમાં તમને ઠીક દેખાય છે? તમારા પૂજ્ય એવા મોટા ભાઈ શ્રીભરતમહારાજ આજે ફક્ત તમારા એક પ્રણામ સિવાય બીજા કશાની ઈચ્છા રાખતા નથી; તેથી તેનું ઇચ્છિત કરીને તેમના ઉપર પ્રીતિવાળા થઇ તમે તમારી કીર્તિને વિનયથી પવિત્ર કરો અને સમગ્ર પૃથ્વીનું સ્વામીપણું ગ્રહણ કરો?' મહાન્ વીરસેનાના નેતા બાહુબલિએ આશ્ચર્યપૂર્વક જરા હસીને ઇદ્રને જવાબ આપ્યો કે–'મારા મોટાભાઈ ભરત વૃદ્ધ હોવાથી ભલે મારી પાસેથી સત્કારની અથવા તો મારા નમસ્કારની પણ આશા રાખે ત્યારે હું શીઘ્ર તે કરવાને પણ તૈયાર છું; પણ તે ભરત તો કહે છે

કે હું સ્વામી છઉં, ભારતભૂમિને જીતનારો છું અને બલિષ્ઠ છું, તેથી બળાત્કારે નમાવવાની ઇચ્છા રાખે છે; આટલાજ કારણથી હે ઇંદ્ર! તેમને હું નમતો નથી. ગર્વિષ્ઠપુરૂષનો વિનય કરવો એ નીતિશાસ્ત્રથી પણ વિરૂદ્ધ છે. ભરતનું હજુ કાંઈપણ બગડયું નથી તેથી ભલે જલદી પાછા વળી પોતાના નગરે ચાલ્યા જાય અને હે ઇંદ્ર! તમારા વાક્યથી હું પણ સંગ્રામને છોડી દઇને પાછો ફરૂં. મદોન્મત થયેલો મદગજ જેમ સમગ્ર હસ્તિઓને મદ રહિત કરી નાખે તેવી રીતે ભરતરાજા અન્ય રાજાઓને મદ રહિત (વશ) કરીને મારી સાથે યુદ્ધ કરવા આવેલા છે તેથી તેણે સુતો સિંહ જગાડયો છે અને હવે તે અનિષ્ટજ ઇચ્છે છે ત્રણ લોકમાં ઉત્તમ એવા પિતા ઋષભદેવને નમસ્કાર કરીને પવિત્ર થયેલું મારૂં મસ્તક તેજનમસ્કારને સત્ય માનીને મદ સહિત થયેલ છે, અને તેથી કરીનેજ હવે મારૂં તે મસ્તક આભવ અથવા પરભવમાં બીજા કોઈને નમી શકે તેમ નથી. મુકુટને છોડી દઇને મસ્તક ઉપર ઘટને કોણ ધારણ કરે?' બાહુબલિની આવી યુક્તિયુક્ત વાત સાંભળીને વિસ્મય પામેલા ઇંદ્ર બોલ્યા-' હે વિપુલમતે બાહુબલિ! આ કાર્યમાં મારી મતિ ચાલતી નથી. આ બાબતનો તોડ કેવી રીતે લાવવો તે કાંઇ અને સુઝતુ નથી; કારણ-ન્યાયમા રહેલા ભરતરાજા ચક્રને વશ થયેલા છે અને હે માનિન્! તમે વિનયમાં ઉત્કૃષ્ટ હોવાથી તેને શિક્ષણ આપવા યોગ્ય છો."

ઇંદ્રનુ ભરત તથા બાહુબલિને દેહયુદ્ધ કરવાનું કહેવું --પછી આકાશમા રહેલા ઇંદ્રે ભરત તથા બાહુબલિ બંનેને કહ્યું કે-'તમારે અન્ય જીવોના સંહારના કારણભૂત તીક્ષ્ણ શસ્ત્રયુદ્ધને છોડી દઇને પરસ્પરસ દૃષ્ટિયુદ્ધ, સ્વરયુદ્ધ, મુષ્ટિયુદ્ધ, અને દંડયુદ્ધવડે યુદ્ધ કરવુ અને આ નિયમનો ભંગ ન કરવા માટે યુગાદિસ્વામીના તમને શપથ છે.' ભરત તથા બાહુબલિ બંનેએ તે પ્રમાણે અંગાંગીયુદ્ધ કરવાનું કબુલ કર્યું એટલે બંને પક્ષના સુભટો યુદ્ધથી વિરમ્યા અને ઇંદ્રે તે બંને ભાઇઓ ઉપર સુગંધી

જળયુક્ત પુષ્પોની વૃષ્ટિ કરી.

દૃષ્ટિયુદ્ધ—બેહદ ઉર્મીથી વ્યાપ્તસમુદ્ર સદૃશ, વીરશિરોમણિ, અને મદવડે દૃઢ મનવાળા ભરત તથા બાહુબલિને રણભૂમિ ઉપર યુદ્ધ માટે આવેલા જોઇને આકાશમાં સૂર્ય અને ચંદ્ર બંને તેમના પરાક્રમરૂપી તેજનું માપ લેવા વાસ્તે જાણે આવેલા હોય તેમ દેખાતા હતા, અર્થાત્ તે વખતે પ્રભાત હોવાથી પૂર્વ અને પશ્ચિમ બંને દિશામાં સૂર્ય અને ચંદ્ર વિદ્યમાન હતા. ભરત અને બાહુબલિ બંને ભૃકુટિને અત્યંત ઉંચે ચડાવેલા, સ્થિર તારિકા (કીકીઓ)વાળા, અને ગૌરવર્ણવાળા હેવાથી જાણે નવિન તોરણોવાળા સુંદર વર્ણથી નિર્માણ કરેલી શ્યામ પુતળીના યુગ્મથી યુક્ત અત્યંત મહિમાવાળી બે વીરલક્ષ્મીના બે ઉજ્વળ પ્રાસાદ હોય તેવા શોભતા હતા. તે બંનેની ચક્ષુઓ ઉપર ત્યાં આવેલા સર્વ દેવો તથા રાજાઓના ચક્ષુના સમૂહો લાગેલા હતા અર્થાત સર્વેની દૃષ્ટિ તેમની ચક્ષુ ઉપર સ્થિત થયેલી હતી છતાં પણ દુઃખે કરીને પ્રાપ્ત કરવા યોગ્ય સરખે સરખાનો સંગમ જેમ ખેદને માટે થતો નથી તેમ જાણે તે બંનેની ચક્ષુઓને પણ લેશમાત્ર ખેદ થયો નહિ. 'મારી પહેલાં આ બાહુબલિ અપ્રતિમ દર્શનવાળા થશે તેથી પૃથ્વી ઉપર તે શ્રેષ્ઠ છે.' એવું ભરતના અંતરચક્ષુને જ્ઞાન થવાથી જાણે તેને સંવેગ થયો હોય તેમ ભરતમહારાજના ચક્ષુમાં આંસુ આવ્યા. 'બાહુબલિએ ભરતમહારાજને સર્વે દેવો તથા રાજાઓની સમક્ષ જીત્યા છે' એ રીતની પ્રમોદયુક્ત વાણી એકદમ તે વખતે આકાશમાં થઈ રહી.

સ્વરયુદ્ધ—ચક્રવર્તી ભરતમહારાજ દૃષ્ટિયુદ્ધમાં બાહુબલિથી જીતાયા છતાં પણ ફરીથી તેમણે બાહુબલિને સ્વરયુદ્ધને માટે બોલાવ્યા અને સ્વરયુદ્ધ કરવાનું નક્કી કર્યા પછી ભરતમહારાજે દેવ તથા મનુષ્યોને બધિર (બહેરા) કરી નાખે તેવો સિંહનાદ કર્યો. સર્વે સ્વસ્થ થઈ ગયા એટલે પ્રતાપી બાહુબલિએ સિંહનાદ કર્યો અને તે સિંહનાદથી અચલા (પૃથ્વી)

ચળાયમાન થઈ, ગિરિના શીખરો નીચે પડ્યા અને દિગ્હસ્તિઓ અત્યંત ત્રાસ પામ્યા.

મુષ્ટિયુદ્ધ—સ્વરયુદ્ધમાં ચક્રી ભરતમહારાજ જીતાયા ત્યારે તેમણે બાહુબલિને તુરત મુષ્ટિયુદ્ધને વાસ્તે બોલાવ્યા, કેમકે ભુજબળવાળા મનુષ્યો યુદ્ધથી વિરમતાંજ નથી. તે બંને બળવાન્ રાજાઓ પોતપોતાના ભુજાઓને આસ્ફોટન કરીને મુષ્ટિયુક્ત એક હસ્ત ઉંચે રાખીને લાલ નેત્રોવાળા, પગવડે ભૂપીઠને કંપાવતા રોષ પામેલા જાણે બે દિગ્હસ્તિઓ હોય તેમ શોભતા સામસામા દોડ્યા. સમગ્ર સૈન્યથી ચક્રવર્તીનો જે હસ્ત જરાપણ નમતો નહોતો તે હસ્તની મુષ્ટિ બાહુબલિને મારવાથી બાહુબલિ બેશુદ્ધ થઈ ગયા અને મસ્તક ધુણાવવા લાગ્યા તેથી ચક્રવર્તીના પ્રહારથી જાણે મુદિત થયેલા હોય તેમ તે શોભવા લાગ્યા. બાહુબલિએ તુરત શુદ્ધિમાં આવીને ભરતમહારાજની ગ્રીવા ઉપર મુષ્ટિનો પ્રહાર કર્યો તેથી તે પૃથ્વીપર પડ્યા અને તેના સુભટોની આંખમાં અશ્રુ આવ્યા. બળનો ગર્વ દુઃખદાયી છે. ! ! અત્યંત ભક્તિવાળા બાહુબલિએ તે વખતે સુખડ આદિ સુગંધિ દ્રવ્યો લગાડીને ભરતમહાજને શુદ્ધિમાં આણ્યા, કારણકે રત્નકંબળ જેમ અગ્નિની પાસે શીતળ થઇ જાય છે, તેમ ઈર્ષાના વિષયમાં પણ એકકુળનો ભાવ અત્યંત નિર્મળ બને છે.

દંડયુદ્ધ—ત્યારપછી આક્ષેપવડે અત્યંત કઠોર અને રોષયુક્ત ચક્ષુવાળા અને હસ્તમાં રહેલા દંડવડે પ્રચંડ દેખાતા ભુવનમાં અત્યંત ભયકર બંને ભરત તથા બાહુબલિ સામસામે ગર્જના કરતા ઉતાવળે દોડ્યા. ચક્રવર્તી શ્રી ભરતમહારાજે વજ્રમૂર્તિસમાન બાહુબલિને મસ્તક ઉપર દંડવડે પ્રહાર કર્યો તેથી તુરત તે જાનુસુધી પૃથ્વીમાં પેસી ગયા. એક ઉત્સંગ (ખોળા) માંથી જેમ ચરણને ખેંચી કાઢે તેવી રીતે સહજ માત્રમાં પૃથ્વીમાંથી પોતાના ચરણને ખેંચી કાઢી શીઘ્ર પ્રચંડ દંડથી ચક્રીને મસ્તક ઉપર પ્રહાર કરીને હઠથી કઠિન થયેલા બાહુબલિએ તેને

કંઠપર્યંત ભૂપીઠમાં પેસાડી દીધા. 'દૈવને ધિક્કાર હો !' એ પ્રમાણે બોલતા સુભટો પોતાના ભુજબળના મદની સાથે શસ્ત્રોને છોડી દઈને પોતાના સ્વામીરૂપી રત્નને કાઢવા વાસ્તે કોદાળા ઉપાડ્યા કારણ કે કોઈ વખત કામ પડે ત્યારે હીન (શસ્ત્ર) પણ માન્ય કરવા યોગ્ય બને છે અહિં સુભટો પાસે તીક્ષ્ણ શસ્ત્રો ઘણા હતાં છતાં તે અહિં ઉપયોગી થયા નહિ પણ પૃથ્વી ખોદવામા હીન એવા કોદાળા ઉપયોગી બન્યા પૃથ્વીમાથી બહાર કઢાયેલા ચક્રવર્તીની મૂર્છા શીતળ જળ છાંટવાથી જ્યારે દૂર થઈ, ત્યારે તે વિચાર કરવા લાગ્યા–'આ પૃથ્વી ઉપર ચક્રવર્તી હું છું કે શુ આ બાહુબલિ ચક્રવર્તી છે ?' એવો વિચાર કરે છે તેટલામા વિલસિત કિરણોવાળું ચક્ર તેના હસ્તકમળમા આવ્યું

**બાહુબલિના ઘાત માટે ચક્રનું મૂકવું**--શીઘ્ર ક્રોધયુક્ત થયેલા ચક્રીએ પોતાના નાનાભાઈ બાહુબલિને હણવાની ઈચ્છાથી કલ્પાત કાળનો ગર્જના કરતો મેઘ જેમ વિજળીને મૂકે તેમ પ્રત્યક્ષ જ્વાળાની શ્રેણિના સમૂહરૂપ ચક્ર પોતાના હાથથી મૂક્યું. તે ચક્ર રસ્તામા બાણ, શક્તિ, ભાલા અને ખડ્ગથી ચોતરફથી હણાતું શીઘ્ર બાહુબલિની સમીપમા જ્યારે આવ્યું ત્યારે જાણે ભરતમહારાજનો મૂર્તિમાન પ્રતાપ હોય તેમ શોભવા લાગ્યું. છ ખંડના ઉપર વિજય મેળવેલા મારા નેતા ભરતમહારાજને આ બાહુબલિના બે નેત્રોએ દષ્ટિયુદ્ધમા જીત્યા તેથી બાહુબલિના નેત્રો ઉપર કોઈનો દષ્ટિદોષ ન પડે તેવા હેતુથી જાણે તે ચક્રે અન્યની દષ્ટિ બાંધી લેવારૂપ બાહુબલિના ફરતી પ્રદક્ષિણા કરી

**બાહુબલિની ઉંચી કરેલી મુષ્ટિ**--બાહુબલિની ફરતી પ્રદક્ષિણા કરીને ચક્ર પાછું ભરતમહારાજના હસ્તમા ગયુ એટલે રોષવડે લાલ નેત્રવાળા થયેલા શૂરવીર બાહુબલિ ભરતને હણવાની ઈચ્છાથી શીઘ્ર દઢમુષ્ટિ સહિત બાહુદંડ ઉંચો કરી પોતાના મોટાભાઈ તરફ દોડ્યા. 'હા ! ચક્રવર્તી હણાયો' એ પ્રમાણે બોલતા ઇંદ્ર પણ જેને રોકવાને સમર્થ થઈ શક્યા નહિ તે

બાહુબલિને તેના પોતાથી ઉત્પન્ન થયેલા અને અતિ મૃદુ એવા એક વિવેકે રોકી રાખ્યા, કારણ કે કોઈ વખત પિતા કરતાં પુત્ર પણ બળવાન્ હોય છે.

**બાહુબલિને વૈરાગ્યની ઉત્પત્તિ**—બાહુબલિ વિચાર કરવા લાગ્યા કે—"લોભ ઈર્ષ્યાદિએ ભરતને વશ કરી લીધાથી તેના આત્મામાં રહેલા ધૈર્યનો નાશ થયો છે. એ ભરતને અહહ! મારે મુષ્ટિવડે કેમ હણવો! કારણ કે ધીરપુરૂષોને ચેતના રહિત થયેલા જીવો હણવા યોગ્ય નથી. 'સ્વગોત્રિયનો વિનાશ થઈ શકે નહિ' તેવી મર્યાદા આ ચક્રે છોડી નહિ અને રોષવડે મારાભાઈ ભરતને હણવાની ઇચ્છાવાળો થયેલો હું તે ચક્રથી પણ વધારે હિંસા કરવાવાળો રાક્ષસ બનું છું. જો મારો ભાઈ લોભાદિ કષાયોથી ચેતના રહિત ન કરાયો હોત તો તે કદાપિ મને હણવા આવત નહિ, માટે ખરેખરા અપરાધી તો તે લોભાદિ અંતરશત્રુ છે તેને હુ પોતે જૈનદીક્ષાવડે હવે જીતીશ." એપ્રમાણે જેનું અંતઃકરણ નિર્મળ થઇ ગયુ છે એવા ધીર અને વિવેકી બાહુબલિએ દીક્ષા ધારણ કરવાનો નિશ્ચય કરીને ઉંચી કરેલી તેજ મુષ્ટિવડે પોતાના ભવતરૂના મૂળોરૂપ મસ્તક ઉપર રહેલા કેશોને તુરત મૂળમાંથી ઉખેડી નાખ્યા ( લોચ કર્યો ).

**બાહુબલિનું માન**—ચારિત્ર અંગીકાર કર્યો પછી બાહુબલિમહારાજ મનમાં વિચાર કરે છે કે—'મેં મોટાભાઇ ભરતનો પણ વિનય કર્યો નહિ અને હવે હું પિતા પાસે જાઉ તો જ્ઞાનથી યુક્ત નાનાભાઈઓને મારે નમસ્કાર કરવો પડે તેથી જ્યારે કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને તેમના સરખો થાઉ ત્યારેજ હું પિતાની પાસે જાઉં, અન્યથા જાઉં નહિ.' મનની અંદર આવી નિશ્ચય પ્રતિજ્ઞા કરીને સાંસારિક વિષયોનો ત્યાગ કરી નિર્મળ યોગીંદ્ર બની સંસારનાં વ્યાધિરૂપ વૃક્ષને ઉખેડી નાખવામાં તીક્ષ્ણ કુઠારસમાન સુંદર સમાધિને ધારણ કરી. 'ભરતની સામે દોડીને જેણે પ્રકોપરૂપી મલ્લને હણી પ્રશમરસ ઉત્પન્ન કર્યો અને પોતાના કુળની

કીર્તિમાં વૃદ્ધિ કરી એવા ત્રિભુવનમાં એક અદ્વિતીય વીરમુષ્ટિવાળા બાહુબલિ જયવંતા વર્તો ' એવી પ્રમોદયુક્ત સ્તવનાથી પવિત્ર સંગીત કરીને આનંદિત થયેલા સૌધર્મેંદ્ર દેવોની સાથે સૌધર્મદેવલોકમાં ગયા

**ભરતમહારાજનો ખેદ**—નાનાભાઈ બાહુબલિએ સમગ્ર શસ્ત્રસમૂહને છોડી દીધો તથા તેની વિષયવાસના શિથિલ થઈ ગઈ, તે જોઈને અંત્યત વિસ્મયતાથી દુઃખી થયેલા ભરતમહારાજ ખેદ કરવા લાગ્યા કે–"મારા સમગ્ર બાંધવોનો વિરહ કરાવવાના કારણભૂત આ ચક્રીપદને ધિક્કાર પડો ! મહુડાના વૃક્ષને ફળની પ્રાપ્તિ નિંદાપાત્ર છે, કારણકે તે વખતે તેના રસયુક્ત પત્રોનો નાશ થાય છે, તેવી રીતે મને પણ આ ચક્ર અનર્થના કારણરૂપ બન્યું. કાગડો જો કે એક ચક્ષુવાળો છે છતાં પોતે આણેલા બલી (ભક્ષ)ને પોતાના પરિજનની સાથે ભાગ પાડીને ખાય છે તેથી, સેંકડો નેત્રને યોગ્ય કાર્ય કરે છે. હમણા હું તે કાગડાની સદૃશ પણ નથી, કારણકે મને આવા અત્યંત વૈભવયુક્ત ચક્રીપદની પ્રાપ્તિ થઈ ત્યારે મેં મારા સર્વે ભાઈઓને પાસે રાખવાને બદલે દૂર કર્યો. વળી 'મારો પ્રભુ એક યુગાદિનાથ ઋષભપ્રભુ હો' એ પ્રમાણે બોલતા બાહુબલિને જીતવાની ઇચ્છાવાળા મેં પિતાની પણ ગણના કરી નહિ, તેથી પાપથી નઇબળ થયેલો હું નિશ્ચે કરીને જીતાયો છું. કેવળજ્ઞાનને માટે ઉદ્યમ કરવાવાળા હે બાહુબલિ! પુણ્યવડે આપે મારી સનક્ષ ત્રણ ભુવનને જીત્યા અને ઋષભપ્રભુ ઉપર ભક્તિવાળા તમને ખેદ ઉપજાવવાથી પાપી એવો હું પરાભવ પામેલો છું." પવિત્ર અંતઃકરણવાળા ભરતમહારાજ ઘણો વખત અત્યંત અશ્રુ પાડવા સાથે વિલાપ કર્યો પછી બાહુબલિને પ્રણામ કરી વિનયથી સહિત ગદ્‌ગદ વાણીથી બોલ્યા–

**ભરતમહારાજની પ્રાર્થના**–"યુદ્ધની પ્રતિજ્ઞાનો ભંગ કરીને મેં હે બાહુબલિ ! તમારા ઉપર ચક્ર મૂક્યું છતા પ્રતિજ્ઞાનો ભંગ કરવાવાળા પાપી અને દુષ્ટ એવા મારા ઉપર તમે સંગ્રામમાં

દયા કરી. ઉંચી કરેલી મુષ્ટિનો પ્રહાર મારા ઉપર કર્યો નહિ. હે ભાઇ ! હું વિજ્ઞપ્તિ કરૂં છું કે ફરી એક વખત મારા ઉપર દયા કરો અને હે નિર્મમ ! આપ રાજ્યસ્થાનને અલંકૃત કરો ! સમગ્ર સહોદરોથી હું અત્યારે તજાયેલો છું તેથી મારૂં પુણ્યરૂપ શરીર અપયશરૂપી શત્રુઓથી ઘેરાયેલું છે, તે હવે હે બાંધવ ! તમારા વિના બીજા કોઇથી મારૂં રક્ષણ કરી શકાય તેમ નથી. હે ઋષભનંદન ! હે વીરશિરોમણિ ! હે કૃપાશ્રય ! મારા અવિનયને ક્ષમા કરીને ચક્રીપદનો આપ આશ્રય કરો અને તમારા બળથી જીતાયેલો હું તમારૂં દાસપણું કરીશ. હે ભાઇ ! તું એક વખત વચનરૂપી અમૃતના બિંદુવડે મારા આ શરીરના તાપને દૂર કર.” એ પ્રમાણે વિલાપમાં ગરકાવ થયેલા ભરતમહારાજને પવિત્ર વાણીને બોલનાર સચિવો કહેવા લાગ્યા—‘હે મનુષ્યોત્તમ ! તમારા નાનાભાઇ બાહુબલિ અજ્ઞાન રહિત સુયતિવ્રતનો આશ્રય કરી મોક્ષલક્ષ્મીની પ્રાપ્તિ કરવામાં પરાયણ થયેલા છે, તેથી અત્યંત મદના કારણરૂપ અને ભવના પરિભ્રમણને દેવાવાળા ચક્રીપદને હવે તે ધારણ કરશે નહિ. હે ભરતભૂમિના ઇંદ્ર ! તમારા ભાઇ એક મહામુનિ થયા છે અને તેમણે સમગ્ર આશ્રવોને દૂર કર્યા છે તેથી પોતાના હૃદયના અભિગ્રહથી બંધાયેલા તેઓ ઘણો આગ્રહ કરવા છતાં પણ બોલશે નહિ.’ એ પ્રમાણે સચિવોની વાણી સાંભળીને ભરતમહારાજ વ્રતમાં લીન થયેલા પોતાના નાનાભાઇને કહેવા લાગ્યા કે ‘હે મુનિવર ! પ્રશમરસની આકાંક્ષાવાળી તમારી દૃષ્ટિ એક વખત મારા ઉપર કરો જેથી મારા મનનો તાપ શાંત થાય.’

**બાહુબલિનો પ્રસાદ**—ભરતમહારાજનો અત્યંત ખેદ લક્ષમાં લઇને બાહુબલિમુનિએ તેમના તરફ દૃષ્ટિ કરી. વિવેકસૂર્યની નવીન વિભાસદૃશ બાહુબલિના નેત્રની કાંતિવડે ભરતરૂપી પર્વતની મનરૂપી ગુફા દુઃખરૂપ અંધકાર રહિત બની. બાહુબલિએ પોતાના ઉપર દૃષ્ટિ કરી તેટલા માત્રથી પણ ભરતમહારાજ સર્વ ધન જેનું નષ્ટ થઇ ગયું હોય તે જેમ ફરીથી અલ્પ પણ

ધનની પ્રાપ્તિ થવાથી પ્રમુદિત થાય અને જેની વિદ્યા નષ્ટ થઇ ગઇ હોય તે જેમ ફરીથી અલ્પ પદ પણ યાદ આવવાથી પ્રમુદિત થાય તેમ અત્યંત આનંદિત થયા.

ભરતમહારાજનું પાછું અયોધ્યા તરફે ગમન–ભરતમહારાજે નિષ્પાપ બાહુબલિમુનિનો ઘણા હર્ષપૂર્વક પોતાની વાણીના વિસ્તારવડે વિનય કર્યો, નમસ્કાર કર્યો અને ભાવથી સ્તવના કરી, પછી બાહુબલિના પુત્ર સોમયશાને ભરતમહારાજે બહલીદેશનો રાજા કર્યો. તે સોમયશારાજા પ્રસાર પામતા યશવાળો તથા અત્યંત શૌર્યતારૂપી તેજથી દેદિપ્યમાન હતો. સૈન્યના ભારથી અત્યંત કંપને ધારણ કરતી રાગવાળી બનેલી પૃથ્વીરૂપી સ્ત્રીને માત્ર અલ્પ કર લેવા પૂર્વક ભોગવવાની ઇચ્છા રાખતા ભરતરાજા પોતાની અયોધ્યાનગરીમાં આવ્યા અને પોતાના મણિગૃહની અંદર પ્રવેશ કર્યો

ચક્રનું શસ્ત્રાગારમાં પેસવું–ચક્રને ખેદ થયો કે 'શરૂઆતમાં મને સમજણ આવી નહિ અને શસ્ત્રાગારમાં મેં પ્રવેશ કર્યો નહિ તેથી બાહુબલિને ખેદ ઉપજાવવામાં કારણભૂત મારાથી થવાયું છે. મારા આવા વક્ર ચરિત્રને ધિક્કાર હો !" એવો જાણે વિચાર આવવાથી હોય તેમ તે વખતે ચક્ર પ્રશમરસને આશ્રિત કરીને રહ્યું હોય તેમ દેખાયું. બળવાન્ એવા બાહુબલીએ પણ વ્રત ગ્રહણ કર્યું તેથી જાણે પોતે પ્રતિબોધ પામ્યું હોય તેમ તે ચક્રે પોતાના શસ્ત્રાગારમાં તરતજ પ્રવેશ કર્યો અને તે ચક્ર ફરીથી કોઇ વખત બહાર નીકળ્યુંજ નહિ.

ચક્રવર્તીના કાળનું નિર્ગમન–સોળ હજારયક્ષોથી અને બત્રીશ હજાર રાજાઓથી સેવાતા, પવિત્ર ગુણોથી યુક્ત ચોસઠહજાર સ્ત્રીઓથી આનંદિત કરાતા, ચોરાશીલાખ શ્રેષ્ઠ હસ્તિ, અશ્વ, અને રથો; તથા છન્નું ક્રોડ પાયદળ, અને બહોતેર હજાર નગરોથી સહિત, નવ નિધાન, ચૌદ રત્નોને ધારણ કરનાર ચક્રીપદને ભરતરાજા રસપૂર્વક ભોગવતા હતા અને તેથી ગયેલા કાળને જાણતા નહોતા.



બ્રાહ્મી અને સુન્દરી બાહુબલિ પાસ આવીને કહે છે કે– હે બાંધવ શીઘ્ર ગજથી નીચે ઉતરો।

**બાહુબલિ-મુનિનો તપ**—બાહુબલિમુનિ કાઉસગ્ગધ્યાનને અંગીકાર કરી ઉભા રહ્યા તે વખતે તેમના વ્રતના અધ્યવસાય એટલા બળવાન હતા કે સુંદર મનવાળા તેમણે હિમ, વાયું, ધૂલિ, આતપ, તથા મેઘથી તેમજ લતાઓના વીંટાવાથી, સર્પોના ઉપસર્ગથી અને પક્ષીઓએ માળા નાખવાથી તથા છએ ઋતુના દુઃખો પડવાથી ખેદ કર્યો નહિ અને ધ્યાનથી ચલાયમાન થયા નહિ. બાહુબલિ-મહામુનિએ કામ, ક્રોધ, મદ, મોહ, માયા ને ઇર્ષ્યા એ છએ શત્રુને શીઘ્ર જીતી અંતરંગ શત્રુના સમૂહનો નાશ કર્યો. બાહુબલિએ છ ખંડના સ્વામી ભરતચક્રવર્તીને જીતીને એક વર્ષ પર્યંત નિરાહારપણે રહી છએ ઋતુના દુઃખોને સહન કર્યા. ગ્રંથકાર કહે છે કે 'આટલું ન કર્યું હોત તો બાહુબલિ પોતાના પિતાની મમતા કેવી રીતે મેળવી શકત ?'

**બ્રાહ્મી અને સુંદરીએ કરેલો બાહુબલિને ઉપદેશ**—આ વખતે ઋષભપ્રભુને બાહુબલિની બે બહેનો બ્રાહ્મી અને સુંદરીએ પોતાના બાંધવ બાહુબલિના સમાચાર પૂછ્યા એટલે પ્રભુએ બાહુબલિના કેવળજ્ઞાનમાં આવરણ કરવા રૂપ મદના નાશને માટે હવે યોગ્ય સમય આવ્યો છે એમ જણાવીને બાહુબલિને પ્રતિબોધ કરવા સારૂ તેમને જવાનું કહ્યું. યુગાદિનાથના આદેશથી બને બહેનો બાહુબલિ પાસે આવી અને 'હે બાંધવ ! શીઘ્ર ગજથી નીચે ઉતરો.' એ પ્રમાણે એકીસાથે-મોટે સ્વરે બોલી. આ વાણી સાભળવાથી બાહુબલિના કર્ણો પ્રમુદિત થયા અને તેમનો શ્રમ પણ દૂર થઇ ગયો. પછી બાહુબલિમુનિ વિસ્મયપૂર્વક વિચારવા લાગ્યા કે 'આ મૃદુ વાક્ય મારી બહેનોનું છે, પરંતુ મારી બહેનોએ મને ગજથી નીચે ઉતરવા કહ્યું અને હું તો કાંઇ ગજ ઉપર રહેલો નથી; વળી આદિનાથની તે બંને પુત્રીઓ છે અને તેણીઓ હિત કરવામાં ઉદ્યુક્ત થયેલી છે તેથી મૃષા પણ બોલે નહિ. મારી બહેનોનું આ વાક્ય હું હજુ સમજી શકતો નથી.'

**બાહુબલિને કેવળજ્ઞાનની ઉત્પત્તિ**—બાહુબલિમુનિને વિશેષ વિચાર કરતાં સમજાયું કે-' અહહ ! ઉપચારપૂર્વક બોલાયેલું મારી બહેનોનું તત્ત્વયુક્ત વચન હવે હું સમજ્યો કે, તેણીઓ માનરૂપી ગજ ઉપરથી મને શીઘ્ર નીચે ઉતરવાનું કહે છે, 'માન' આ શબ્દમાં 'મા' અને 'ન' એ બે અક્ષરો રહેલા છે. તે બંને અક્ષરોવડે શિવમાર્ગનો નિષેધ કરી રહેલ છે. માનતું આવું સ્વરૂપ છે છતાં પણ તેથી હું બેદરકાર રહ્યો અનેતેજ માનનો આદર કરી દુષ્ટબુદ્ધિવાળો હું મારા પિતાને પણ આજસુધી નમસ્કાર કરવા ગયો નહિ. ભરતની સાથેના યુદ્ધને છોડી દીધુ અને વ્રતને અંગીકાર કર્યું પણ કેવળજ્ઞાનથી યુકત પ્રશમરસમાં લીન વ્રતથી મોટા એવા મારા નાનાભાઇઓની સાથે મેં મનમાં વિરોધ રાખ્યો. અત્યંત મદથી યુક્ત થયેલો અસત્ય વ્રતથીજ હું યુક્ત છઉં. હવે આજે પ્રભુપાસે જઇને પરિવાર સહિત તેમને નમસ્કાર કરી મારો ભવ સફળ કરૂં.' આવો નિશ્ચય કરી વિનીતમતિવાળા બાહુબલિ જેટલામાં ચાલવા વાસ્તે પગ ઉંચો કરે છે તેટલામાં તેમણે રજસ્, તમસ્ આદિ ગુણોથી યુક્ત મનનો ત્યાગ કરીને લોક અને અલોકને જોવામાં સમર્થ એવું કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું.

**દેવોની સ્તુતિ**—બાહુબલિમુનિને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું તે વખતે આકાશમાં દેવદુન્દુભિ ગાજી રહી અને તેમની ઉપર પુષ્પોની વૃષ્ટિ થઇ. નમસ્કાર કરવાની ઇચ્છાવાળા દેવો તથા સજ્જનો નવા કેવળજ્ઞાની મુનિની પાસે આવવા લાગ્યા. નિર્મળ એવી વીરરસ તથા શાંતરસથી યુકત સ્તુતિઓને બોલતા અને પ્રદર્શિત કરેલા ઉત્સવથી મદયુકત બનેલા દેવોથી પરવરેલા બાહુબલિમુનિ પ્રભુની સમીપે આવ્યા. લોકમા વરવહુના વિવાહપ્રસંગમાં અગ્નિને પ્રદક્ષિણા કરવી પટે છે અને સ્ત્રીઓ ગીતો ગાય છે તેવી રીતે મુક્તિરમણીની સાથે વિવાહ કરવામાટે બાહુબલિમુનિએ કેવળજ્ઞાનરૂપ વિભાયુક્ત એવા શ્રીઋષભપ્રભુને પ્રદક્ષિણા દીધી અને તે વખતે દેવાંગનાઓએ મંગળ ગીતો ગાયા. પછી કેવળીની

પર્ષદામાં બાહુબલિ બેઠા તે વખતે દેવોએ ઉચ્ચાર કર્યો કે–'જો કે બાહુબલિના સરખો બળવાળો લોકમાં તો કોઇ નીકળ્યો નહિ પણ અહિં સભામાં રહેલા કેવળી તેમની સરખા થાઓ !' બાહુબલિમુનિએ હમેશાં એક વખત કવળઆહાર કર્યો પણ સકળતાપને દૂર કરવાવાળું પ્રશમરસમય સરસ એવું કેવળજ્ઞાનરૂપી ભોજન તો નિરંતર કર્યું.

**પ્રથમ તીર્થપતિનું સ્ફટિકાચલ ઉપર ગમન**—પ્રથમ તીર્થપતિ ઋષભદેવ પછી વિહાર કરીને સ્ફટિકાચલપર્વત[1] ઉપર ગયા. તે સ્ફટિકાચલ પર્વત કેવળજ્ઞાનને પ્રાપ્ત કરેલા મુનિઓના જાણે દૂર કરેલા મનના અણુઓના સમૂહથી બનેલો હોય તેમ અત્યંત નિર્મળ દેખાતો હતો. (કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યાં પછી તેમને ભાવમનનો ઉપયોગ રહેતો નથી તેથી કરીનેજ દૂર કરેલા મનના અણુઓથી આ પર્વત બનેલો હોય એવી ઉત્પ્રેક્ષા કરી છે.) દેવોએ અહિં સુંદર ત્રણ ગઢથી શોભિત સમવસરણ રચ્યું અને પ્રભુએ અધર્મનો નાશ કરવાવાળી દેશના આપી.

---

## ભરતમહારાજનું સાધર્મિકવાત્સલ્ય.

**ભરતમહારાજનું સ્ફટિકાચલ ઉપર પ્રભુપાસે આગમન**—પ્રભુ સ્ફટિકાચલપર્વત ઉપર સમવસર્યા છે એવા સમાચાર ચરપુરૂષોએ આવીને ભરતમહારાજને આપ્યા. ભરતમહારાજે તે સમાચાર લાવનાર પુરૂષોને સાડીબારસો ક્રોડ સોનામોહોરનું દાન આપ્યું અને પોતે પ્રભુ જ્યાં રહ્યા છે ત્યાં આવ્યા. વિધિપૂર્વક પ્રથમતીર્થપતિને પ્રદક્ષિણા દઇને નમન તથા સ્તુતિ કરીને ઇંદ્રની પાસે સમવસરણમાં બેઠા. ભરતચક્રવર્તી પ્રભુની દેશના સાંભળીને નિર્મળ અધ્યવસાયને ધારણ કરવાવાળા થયા અને ભાતૃવત્સલ થયેલા તેમણે પ્રભુને વિનંતિ કરી કે–'મારા ભાઇઓ જેઓ આપની

---

[1] સ્ફટિકાચલ પર્વત ~~અષ્ટાપદગિરિનું~~ હિમાલયનું એક શિખર છે એવું આ ગ્રંથ ઉપરથી સિદ્ધ થાય છે.

પાસે આવીને રહ્યા છે તેમને ફરીથી તેમના ૨ જ્યો ભોગવવા કૃપા કરીને મોકલો' પ્રભુએ જવાબ આપ્યો કે-'હે ચક્રપતિ! આ તમારી પ્રાર્થના નિષ્ફળ છે, કારણકે સુંદર સાધુપણામાં રહેલા તેઓ ભવોની ઉત્પત્તિ કરાવનારા વિવિધ પ્રકારના આ સંસાર સંબંધી ભોગના સમૂહથી વિરક્ત થયેલા (કેવળજ્ઞાન પામેલા) છે તેથી વિષયવાસના રહિત થયેલા છે અને તેઓ હવે ફકત મિત આહાર સિવાય અન્ય કોઇ પ્રકારની અભિલાષા રાખતા નથી.' એ પ્રમાણે પ્રભુની વાણી સાભળીને ચક્રપતિએ ભોજન મંગાવી પ્રભુને કહ્યું કે-'હે વિભુ! શ્રેષ્ઠ યતિપણામા રહેલા મારા બાધવોને આહાર લેવા આજ્ઞા કરો.' જિનેશ્વરભગવાને જવાબ આપ્યો કે-' ૧ રાજપિંડ તેમજ ૨ સાધુના નિમિત્તે નિષ્પન્ન કરેલુ અન્ન અને ૩ સન્મુખ લાવવામાં આવેલું અન્ન એ ત્રણ મોટા દૂષણોથી યુક્ત તમારૂં ભોજન શ્રેષ્ઠ સાધુઓને લેવું કલ્પે નહિ' પ્રભુનું આ વચન સાભળીને ભરતમહારાજ જો કે પોતે ચક્રી છે છતા જાણે કે પોતાનું સર્વસ્વ હરાઇ ગયું હોય તેમ અત્યંત દીન બની ગયા; કારણકે સ્વજનોના ઉપયોગમા નહિ આવતી પોતાની વિભૂતિ પંડિતપુરૂષોના મનને સુખ ઉપજાવનારી થતી નથી ભરતમહારાજને અત્યંત ખેદથી યુક્ત થયેલા જાણીને ઇંદ્રે સાધર્મિકબંધુ ભરતમહારાજના દુ:ખના નિવારણ માટે પ્રભુને પૂછયુ કે-'હે પ્રભુ! સાધુઓને અવગ્રહ કેટલા હોય તે કૃપા કરીને કહો.' પ્રભુએ જવાબ આપ્યો કે-'ભારતભૂમિ ઉપર વિચરતા મુનિઓને (૧) પહેલા દેવલોકના ઇંદ્રનો (૨) ચક્રવર્તીનો (૩) રાજાનો (૪) ગૃહસ્થનો અને (૫) પોતાના ગુરૂનો--એ રીતે પાચ અવગ્રહ હોય' પ્રભુએ કહેલી વાત સાભળીને ઇંદ્રમહારાજ બોલ્યા કે-'હે જગદીશ્વર! આ ભરતક્ષેત્રમા હમેશા વિચરવા માટે હું યતિઓને અનુજ્ઞા આપું છુ' એમ કહેવાપૂર્વક પોતાનો અવગ્રહ આપ્યો. પછી ભરતમહારાજે પણ ઇંદ્રનું અનુકરણ કર્યું અને પ્રથમ તીર્થંપતિને નમસ્કાર કરીને ભરતક્ષેત્રના ભૂમિતલ ઉપર

વિચરવા માટે પોતાના અવગ્રહનું દાન આપ્યું (અનુજ્ઞા આપી). ત્યારપછી ભરતમહારાજે ઇંદ્રની અનુમતિ લઇને પોતે કરાવેલા અન્નનું ભોજન ગુણોથી વિશિષ્ટ પુરૂષોને કરાવ્યું.

**ભરતમહારાજનું અયોધ્યામાં પાછું આવવું**—પછી પ્રભુને નમસ્કાર કરીને ઇંદ્ર પોતાને સ્થાને ગયા અને પ્રભુ વિહાર કરીને બીજે ઠેકાણે ગયા તથા ભરતમહારાજ પાછા પોતાની અયોધ્યાનગરીમાં આવ્યા

**ભરતમહારાજની વિચારણા તથા કાર્યો**—પોતાના નગરમાં આવીને પુણ્યકાર્ય કરવામાં આતુર થયેલા ભરતમહારાજ હૃદયમાં વિચાર કરવા લાગ્યા કે–' સુંદર મુનિઓ તો મારા અન્નને પણ ગ્રહણ કરતા નથી. હવે આ પૃથ્વી ઉપર ગુણોથી અધિક એવા બીજા કોણ છે કે જેમનો મારે અન્નથી સત્કાર કરવો ઉચિત છે ? ' આમ વિચાર કરતાં ભરતમહારાજને જણાયું કે–' જિનેશ્વર ભગવાનને અનુસરવાવાળું હૃદય છે જેમનું એવા બારવ્રતધારી પુરૂષો ધન્ય છે અને અવિરતિ એવા મારા થકી શ્રેષ્ઠ છે; કારણકે તેઓ મહાહિંસાથી વિરમેલા છે અને ફક્ત અલ્પ હિંસાનોજ પ્રસંગ તેમને રહેલો છે. આવા વ્રતધારીઓ ઉપર વત્સલતાને ધારણ કરી તેમનો સત્કાર કરી હું હવે કૃતાર્થ થાઉં.' પછી સુકૃતકાર્યમાં રક્ત બનેલા ભરતમહારાજે નિશ્ચળ અને ઉત્તમ એવા ઘણા ભવ્યજનોને પોતાની સભામાં બોલાવીને કહ્યું કે–' તમારે આજીવિકાના સાધનભૂત કૃષી પ્રમુખને છોડી દઇને મારે ઘરે નિરંતર ભોજન કરવું અને તમારે સતત ધર્મમાં રક્ત રહેવું, વળી તમારે હમેશાં પ્રભાતે મારી પાસે આવીને નીચે પ્રમાણેનું વાક્ય બોલવું.—

जितो भवान्, वर्धते भय तस्मान्मा हन मा हन भूपते ।।

' આપ જીતાયેલા છો, વળી ભય અત્યંત વધતો જાય છે તેથી હે રાજન્ ! હિંસા ન કરો ! હિંસા ન કરો ! '

ભરતમહારાજે પોતાને બોધ થવાના હેતુથી ભવિકપુરૂષોને

એ પ્રમાણે બોલવા શીખવ્યું અને તે પુરૂષો પણ તે પ્રમાણેનું વચન હમેશાં પ્રભાતમાં ભરતમહારાજને તિલક તથા અક્ષતવર્ધન કરવાપૂર્વક સંભળાવવા લાગ્યા. ભવ્યપુરૂષોથી બોલાતા આ વચનને સાંભળીને ચક્રવર્તિપણાથી, સુખથી અને લક્ષ્મીથી થતા વિચિત્ર પ્રકારના મદવડે ભ્રમિત થયેલું છે અંતઃકરણ જેમનું એવા ભરતમહારાજ ચિંતવન કરવા લાગ્યા કે–' અહહ ! ! ! કેના વડે હું જીતાયો ! હા ! મેં જાણ્યું–નિશ્ચયે કરીને અત્યંત દઢ ક્રોધાદિ કષાયોવડે હું જીતાયો છું અને તે કષાયોથીજ અહિં મને ભય વધતો જાય છે તેથી હવે મારે જીવદયા કરવી જોઇએ.' એ પ્રમાણે સાધર્મિકજનોથી બોલાતા વચનોવડે પ્રગટ થયેલ અદ્દ્ભુત વિવેકાગ્નિરૂપી શસ્ત્રવડે કુસંગતથી લાગેલા મળરૂપ પાપોને બાળી નાખી સુયશરૂપી સુવર્ણને ફેલાવ્યો. પુણ્યશાળી ભરતમહારાજના મુખરૂપ ચંદ્રને જોવાથી જોનારને શિતળતા અને પવિત્રતા ઉત્પન્ન થતી હતી અને તેથી કરીનેજ અતિ દૂર રહેનારા વનવાસીઓ પણ ભોજન લેવાના મિષથી ભરતમહારાજનું મુખ જોવા આવતા હતા.

**સાધર્મિકોની પરીક્ષા**—જ્યારે ભોજન વાસ્તે આવતા મનુષ્યોની સંખ્યા ઘણી વધી ગઈ ત્યારે કુશળ મંત્રીઓએ વિવેકી અને અવિવેકી મનુષ્યોના વિભાગ કરવા ભરતરાજાને કહ્યું. ભરતરાજાએ તેઓની પરીક્ષા કરી અને જેમના પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત તથા ચાર શિક્ષાવ્રત મન વચન અને કાયાવડે શુદ્ધ હતા તેમને બાર ટીલા કર્યા અને કાકિણિરત્નથી ત્રણ રેખાવાળા કર્યા.

**ભરતરાજાએ કરેલા ચાર વેદો**—ત્યારપછી ભરતરાજાએ પોતાને તેમજ ભવ્ય સાધર્મિકોને અભ્યાસ કરવા વાસ્તે પવિત્ર અને નિર્મળ પદોથી યુક્ત વેદચતુષ્ટયી બનાવી.

**અન્નશાળાઓની સ્થાપના**—ભરતરાજાએ વાર્ધકિરત્નવડે પોતાના નગરની પૂર્વદિશાની ભૂમિમાં ઉજ્વળ પાંચમો મોટા અન્નક્ષેત્રો કરાવ્યા અને ત્યાં પરીક્ષા કરેલા વ્રતધારી મનુષ્યોને

હમેશાં રસથી યુકત વિવિધ પ્રકારની રસવતીઓ હર્ષપૂર્વક જમાડવા લાગ્યા. વળી શુભ વાસનાથી યુકત ભરતમહારાજે પોતાના નગરની પશ્ચિમદિશામાં નિર્મળ મરકતમણિથી પાંચસો પવિત્ર અન્નક્ષેત્રો ઉઘાડ્યા અને કુટુમ્બિકરત્ને નિષ્પન્ન કરેલ વિવિધ પ્રકારના શાકથી શોભિત અન્ન, વ્રતને નહિ ધારણ કરેલા મનુષ્યોને જમાડવાને સુષેણરાજાને આજ્ઞા કરી.

**પાઠશાળાઓની સ્થાપના**—નગરના દક્ષિણભાગમાં સુંદર હૃદયવાળા અને વિપુલ પુણ્યથી શોભતા ભરતમહારાજે નીલમણિની ઘણી પાઠશાળાઓ સ્થાપી. પછી ભરતમહારાજે અઠ્ઠમનો તપ કરીને સરસ્વતીદેવીની આરાધના કરી અને સરસ્વતીદેવીએ તે સઘળી પાઠશાળાઓ નિર્મળ વેદચતુષ્ટયીના પુસ્તકોથી ભરી દીધી.

**પૌષધશાળાની સ્થાપના**—પોતાના નગરની અંદર ભરતરાજાએ સુવર્ણના સરખા પિંગમણિથી વિશાળ એવી ઘણી પૌષધશાળાઓ હજારદેવોથી યુકત એવા સ્થપતિરત્ન પાસે કરાવી, જ્યાં પ્રચૂર પુણ્યથી પવિત્રિત પુરૂષો ચાર શ્રુતપર્વના દિવસોએ આદરસહિત વિધિપૂર્વક પૌષધવ્રતને કરવા લાગ્યા.

**વિવાહવિધિ આદિ વ્યવહાર**—અતુલ વિવેકી એવા ભરતરાજાએ વિવાહવિધિ પ્રમુખ સમગ્ર જનવ્યવહાર મનુષ્યોની અંદર ચલાવ્યો. પુણ્ય ઉપાર્જન કરવામાં આસકત અને નિર્મળ બુદ્ધિવાળા ભરતરાજાએ હર્ષપૂર્વક હમેશા વિવિધ પ્રકારનાં દાનને આપવાથી સંપૂર્ણ કળાયુક્ત શરદૃતુના ચંદ્ર સરખો ઉજ્વળ પોતાનો યશ સમગ્ર દિશાઓમા વિસ્તાર્યો.

**ચાર વેદોમાં ફેરફાર**—આઠમા જિનપતિ ચંદ્રપ્રભસ્વામી મોક્ષે ગયા પછી લોકો જૈનધર્મ રહિત થઇ ગયા અને તે વખતના અનુયાયીઓ પાપવ્યાપારમા રકત થયા તેથી ભરતમહારાજે બનાવેલા ચાર વેદોમા અન્યથા પ્રકારે તેમણે ફેરફાર કરી નાખ્યો.

**~~સિધ્ધા~~ચળ પર્વતપર શ્રી ઋષભદેવનું આગમન**-ઋષભદેવ પ્રભુ વિહાર કરતા કરતાં ~~સિધ્ધા~~ચળપર્વતપર આવીને સમવસર્યા

છે, એવા સમાચાર એક વખત ભરતમહારાજને મળ્યા તેથી પોતે ત્યાં આવીને અત્યંત ભક્તિપૂર્વક પ્રભુને નમસ્કાર કરીને હાથ જોડી સ્થિર લોચન રાખી પ્રભુના મુખકમળથી કહેવાતા સમગ્ર વાસુદેવ, બળદેવ, પ્રતિવાસુદેવ, જિનેશ્વર તથા ચક્રવર્તિઓના ચરિત્રોને સાંભળ્યા. પ્રભુએ વર્ણવેલા વિચિત્ર પ્રકારના ચરિત્રો સાંભળીને પવિત્ર આશયવાળા અને અત્યંત કૌતુકથી વ્યાપ્ત ચિત્તવાળા ભરતમહારાજે જિનેશ્વરભગવાનને નમસ્કાર કરીને પૂછ્યું કે- 'હે જિનાધિપ! આપની આ પર્ષદાની અંદર એવો કોઈ પુણ્યવાન્ ઉત્તમ પુરૂષ છે કે જે આગામી કાળમાં જિનેશ્વર, ચક્રી, વાસુદેવ અથવા બળદેવ થશે ?'

**ભરતપુત્ર મરીચિએ કરેલો મદ**—જગદ્વત્સલ પ્રભુએ ભરતરાજાને જવાબ આપ્યો કે-' મુનિવ્રત જેણે ગ્રહણ કર્યું છે એવો તમારો પુત્ર મરીચિ જે અહિં સન્મુખ રહેલો છે તે ઘણા ભવસ્થિતિને યોગ્ય કર્મના વશ થકી ગ્રહણ કરેલા વ્રતને પાળવાને સમર્થ નથી અને તેથી કરીને પરમ અને પ્રગટ આવરણરૂપ છત્ર તે ધારણ કરે છે, પોતાનું મન કષાય યુક્ત હોવાથી શરીર ઉપર કષાયિતવર્ણવાળા વસ્ત્રો ધારણ કરે છે, મન વચન અને કાયાથી અત્યંત દંડાયેલ હોવાથી તે ત્રિદંડ રાખે છે, અને કીર્તિરૂપ સુગંધથી યુક્ત ન હોવાથી તે ચંદનનું વિલેપન કરે છે. આ પ્રમાણે વેષને ધારણ કરીને આ પૃથ્વી ઉપર તે મરીચિ ભમે છે પણ કુળની લજ્જાવડે ફરી ગૃહવાસ સ્વીકારતો નથી. નવીન વેષનો આશ્રય કરવાથી તેને લોકો કુતુહળથી જ્યારે ધર્મ પૂછે છે ત્યારે તે કહે છે કે-' પ્રભુના મુખથી કહેવાયેલો ધર્મ એજ સાચો ધર્મ છે, તે સિવાય બીજો કોઈ જગતમાં ધર્મ નથી. ' વળી તે કહે છે કે-' હું દુરિતોથી યુક્ત હોવાથી નિર્બળ હૃદયવાળો અને વ્રત પાળવામાં અશક્ત છું.' નિર્મળ આશયવાળો તે મરીચિ અનેક પુરૂષોને બોધ પમાડી વ્રત ગ્રહણ કરવા મારી પાસે મોકલે છે. આ મરીચિ મહાવિદેહમાં મૂકાપુરીનો સ્વામી પ્રિયમિત્ર નામનો

ચક્રવર્તી થશે અને અહીં ભરતક્ષેત્રમાં પહેલો વાસુદેવ તથા અન્તિમ તીર્થંકર પણ થશે.' 'મારો પુત્ર મરીચિ જિનેશ્વર થશે' એવું પ્રભુનું વાક્ય સાંભળવાથી ભરતરાજાનું મન અત્યંત ઉલ્લસાયમાન થયું. પછી ભરતરાજા મરીચિમુનિ પાસે જઇને તેને પ્રદક્ષિણા દઈ પાસે ઉભા રહી બોલ્યા-' હે મરીચિ ! કષ્ટ રહિત આ તારા વ્રતને હું નમસ્કાર નથી કરતો અથવા તો આ તારા શરીરને પણ નમસ્કાર નથી કરતો, પણ તું અંતિમ જિનપતિ થઇશ તેથી તને હું નમસ્કાર કરૂં છું.' એ પ્રમાણે પ્રભુએ કહેલી બધી હકીકત નિવેદન કરીને ભરતેશ્વર પાછા પ્રભુ સન્મુખ ગયા. પાછળથી મરીચિમુનિ પોતાના પિતા સાથેના લાંબા કાળના સ્નેહથી અને તેમના કરેલા નમસ્કારથી મદયુક્ત બન્યા કે-' અહો ! હું સુંદર ભોગોથી યુક્ત એવો પ્રિયમિત્ર નામનો ચક્રવર્તી થઇશ, વળી અહો ! હું અહિં પહેલો વાસુદેવ થઈશ અને વળી અહો ! હું જિનેશ્વર પણ થઈશ. સમગ્ર જગતને વિવેકચક્ષુ આપવાવાળા મારા દાદા અહીં પ્રથમ જિનેશ્વર થયા છે અને મારા પિતા ભરતરાજા અહિં પહેલા ચક્રપતિ થયા છે તેથી કરીને મારૂં સમગ્ર કુળ અત્યંત નિર્મળ છે.' આ પ્રકારનો વિચાર લાવીને જેનું હૃદય હર્ષથી ભરાઇ ગયું છે એવા તે મરીચિમુનિ નાચવા લાગ્યા. કારણકે નિર્બળ શરીરવાળાઓ રસથી યુક્ત એવી ચક્રવર્તીની વાણીને સહન કરી શકતા નથી.

**ભરતમહારાજનો અભિગ્રહ**—જિનપતિની સમીપમાં નિર્મળ વાસનાવાળા ભરતરાજાએ ' મારે હમેશા જિનાર્ચન કરવું' એવો અભિગ્રહ લીધો અને પછી પ્રથમ તીર્થંપતિને નમસ્કાર કરીને વિમળાચળપરથી ભરતરાજા પાછા વળ્યા. તે વખતે ઇંદ્રે ભરતરાજાને હર્ષથી એક મણિમય જિનબિમ્બ અર્પણ કર્યાં. પોતાના નગરમાં આવીને ઉચ્ચ બુદ્ધિવાળા ભરતચક્રવર્તીએ પોતાના મહેલની અંદર મણિમંદિરમાં ઇંદ્રે આપેલી ઉપમા રહિત એવી પરમાત્માની મૂર્તિની સ્થાપના કરી.

**ગંગાનો સમાગમ**—ગંગાદેવી અવધિજ્ઞાનથી ભરતને જિનેશ્વરના પૂજનની અંદર લીન બનેલા જાણીને અત્યંત ખુશી થઇ અને સુખપૂર્વક સુતેલા ભરતમહારાજની સમીપમાં એક વખત આવીને ઉભી રહી. વિકસ્વર લોચનવડે શોભતું છે મુખકમળ જેનું અને અત્યંત નિર્મળ છે મન જેનું એવા ભરતરાજાએ પૂર્વપરિચિત અને સમીપમા ઉભી રહેલી ગંગાદેવીને હર્ષપૂર્વક પૂછ્યું છે કે-'હે દેવી ! ઘણે લાંબે વખતે આપનું અહિં આગમન કેમ થયું તે કહો અને હાસ્યથી યુક્ત એવું તમારૂં મુખકમળ મારા ચક્ષુઓને અમૃત વર્ષાવન રૂં કેમ થાય છે ? તે કહો.' ભરતમહારાજનું આ પ્રકારનું પ્રિય વાકય સાભળીને તે ગંગાદેવીએ હાસ્ય સહિત જવાબ આપ્યો કે—' હે સુભગ ! વિષયના ઉદયથકી જે વખતે આપને મેં ઉલ્લાસપૂર્વક સેવ્યા તે દિવસથી આપ મારા મનમાંથી કદાપિ વિસ્મૃત થયા નથી અને આ વખતે આપને જિનાર્ચનથકી શિવમાર્ગમાં રહેલા જાણીને અહિં હું આવેલી છું અને તેજ મારૂં અહિં લાંબે કાળે આવવાનું પ્રયોજન છે. વળી હે જનનાયક ! અજરામર પદ પ્રાપ્ત કરવામાં હેતુભૂત જિનેશ્વરની પૂજા આપ ભવપૂર્વક કરો અને હું વિષયવાસના વિના આપની હમેશાં સેવા કરૂં એવો મારા મનનો ઉલ્લાસ આપની દૃષ્ટિને સુખનું કારણ બન્યો છે એમ હું સમજુ છું.'

આ પ્રમાણેની ગંગાદેવીની વાણીથી ઉલ્લસાયમાન થયેલા નળરાજા સરખી કાંતિવાળા ચક્રપતિ પ્રભાતમાં દેહશુદ્ધિને વાસ્તે સુંદર સ્નાનશાળામાં ગયા તે વખતે સ્ફટિકાસન ઉપર બેઠેલા ભરતમરાજને સુગંધી દ્રવ્યોથી મર્દન કરીને વિકાર રહિત થયેલી ગંગાદેવીએ પોતે અત્યંત નિર્મળ જળથી સ્નાન કરાવ્યું. ચક્રવર્તીના મસ્તક ઉપર રહેલો કેશથી લાલિત થયેલો જળકણનો સમૂહ જાણે નિર્મળ કલ્પવૃક્ષ ઉપર રહેલા સુકૃતના બીજનો સમૂહ હોય તેવો તે વખતે શોભવા લાગ્યો. વલયની આકૃતિવાળા પોતાના વિસ્તીર્ણ મસ્તકઉપર નિર્મળ ગંગાજળને ભરતમહારાજે સ્નાન વખતે

ધારણ કર્યું તેથી કરીને 'ખરેખર પોતાની પ્રિયતમા જાન્હવીને (ગંગાને) પોતાના મસ્તક ઉપર ધારણ કરનારા આ શંકર છે' એવી લોકોક્તિ થઈ. સ્નાન થઈ રહ્યા પછી ગંગાદેવીએ ઉજ્વળ ગંગાજળતુલ્ય કાંતિવાળા અને વિદારણ કરેલા કદલીદળની સરખા કોમળ બે વસ્ત્રો ભરતમહારાજને ધારણ કરવા વાસ્તે અર્પણ કર્યાં.

ભરતમહારાજનું જિનાર્ચન—તે વખતે જિનાર્ચનમાં લીન ચિત્તવાળા ચક્રપતિને જાણીને શ્રીમાન્ પ્રભાસ, વરદામ અને માગધ નામના તીર્થાધિપો નિર્મળ વસ્ત્રો ધારણ કરીને પોતાના સમગ્ર પરિવાર સહિત ત્યાં આવ્યા. જિનેશ્વરના જન્માભિષેકમાં બહુમાન સમજનારી સર્વ દેવાંગનાઓ મધુર સ્વરે ગાવા લાગી અને દેવોના સુભગ વાક્યોચ્ચાર થવા લાગ્યા. તે વખતે ચક્રીએ જિનેશ્વરનો સ્નાત્ર મહોત્સવ કર્યો. ત્યારપછી ગર્વ રહિત એવા ભરતમહારાજે આનંદપૂર્વક નન્દનવનના ચન્દનથી પરમાત્માની મૂર્તિને વિલેપન કર્યું અને નિર્વિકારી થયેલા તેમણે અષ્ટકર્મના છેદનને વાસ્તે અષ્ટ પ્રકારી પૂજા કરી. માયા રહિત મનવાળા અને દશ ત્રીકના ભાવને જાણનારા ભરતમહારાજે ત્યારપછી આરતિ કરી અને જાજ્વલ્યમાન છે પુણ્યનો પ્રકર્ષ જેમનો એવા તેમણે શ્રેષ્ઠ માંગલિક્ય દીપક કર્યો. ત્યારપછી ભરતમહારાજે ચોવીશ તીર્થંકરોના નામના અક્ષરો આદ્ય અને અંતમાં ઉચ્ચાર કરવાપૂર્વક બાર શ્લોકનું શ્રેષ્ઠ શ્રી વીતરાગ સ્તવ કર્યું. તે નીચે પ્રમાણે—

( श्रीऋषभ-महावीरौ )

श्री .केवल ज्ञानविमैकधा .. म !
ऋ ते भवन्तं हृदयं दुरी . . हा ।
ष द्शत्रुजातादतिदुःखरा .वी
भ. कृत्याऽऽगतोस्मित्यथ रस वी ...र ! ॥ १ ॥

'હે શ્રી કેવળજ્ઞાનરૂપી તેજના એક મંદિરરૂપ ઋષભદેવ તથા મહાવીરપ્રભુ! આપના શરણ વિના આ સંસારની દુષ્ટ વાસનાઓ મારા હૃદયને મલીન કર છે. ક્રોધાદિ ષડ્‌રિપુથી ત્રાસ પામવાથી રૂદન કરતો હું હે પ્રભુ! આપની પાસે આવેલો છું તો મારી રક્ષાકરો.'

( श्रीअजित--पार्श्वनाथौ )

श्री वीतरागाद्भुतमोह-ता पा
अ संशयं जग्मुरकर्म पा र्श्व ! ।
जि न! त्वदास्यांशुसुधानिपा ना
त था तव स्नात्रजलेन ना थ ! ॥ २ ॥

'હે શ્રી વીતરાગ અજિતનાથ તથા પાર્શ્વનાથ! અદ્‌ભુત ચરિત્ર છે જેનુ એવા મોહથી તપ્ત થયેલા અમે આપના મુખના કિરણ રૂપી અમૃતના પાનથકી નિઃસંશય કર્મ રહિત થઈએ છીએ, તેવીજ રીતે હે પ્રભુ! આપના સ્નાત્રના જળથી પણ કર્મ રહિત થઈએ છીએ.'

( श्रीसंभव-नेमिनाथौ )

श्री मज्जिन! त्वां हृदि दुःखदू ने
सं....स्थाप्य यदेव ! सुखीभवा मि ।
भ क्तिर्ममेयं न तु काऽपि ना ना
व र्णां कृपां ते जयतीह ना थ ! ॥ ३ ॥

'હે શ્રી સંભવ તથા નેમિનાથ જિનેશ્વર! દુઃખથી દુભાયેલા હૃદયને વિષે આપ પ્રભુને સ્થાપન કરીને હું સુખી થાઉં છું. હે નાથ! મારી આ ભક્તિ આપની કૃપાને મેળવી રહી છે તે કાંઈ જુદા જુદા વર્ણવાળી નથી એટલે એક સ્વરૂપવાળી અર્થાત્ અખંડિત છે'

( श्रीअभिनन्दन--नमिजिनौ )

अ म्बिणी नष्टगुणा शिल श्रीर्-
भि न्नाऽस्कदाप्यस्तरसा रसे न (!) ।
नं दत्रभारा भवतोन्चका मि
द माश्रितास्तां जिन ! के न ने मुः ? ॥ ४ ॥

'લોકોત્તર ગુણોથી યુક્ત હોવાથી હે ભિન્ન અભિનન્દન તથા નમિપ્રભુ! વાસ્તવિક રસથી યુક્ત એવા આપનાવડે રૂપ રહિત, (રજસ્ સત્વાદિ) ગુણરહિત તથા રસરહિત એવી શિવશ્રી-રૂપી આ નિરંતર આશ્રિત કરાણી તેથી ઉત્કૃષ્ટ પ્રભાવવાળી થઈ અને તેથી ફરીનેજ ઉચ્ચ સ્થાનના અભિલાષીઓ અને ઇંદ્રિયોને દમનારા સાધુઓમાંના કોણ તેને નથી નમતા? અથવા સર્વ તેની અભિલાષા રાખે છે' આ શ્લોકના છેલ્લા અક્ષર મુનો નામ માત્રથી સબંધ નીચેની ગાથા સાથે છે અને નીચેની ગાથાના પહેલા અક્ષર નનો તેવીજ રીતે ઉપરની ગાથા સાથે સંબધ છે.

(श्रीसुमति--मुनिसुव्रतौ)

न को मनोभूस्त्रिजगन्त्यमू नि
सु खाद् ववन्ध त्वरितं मनः सु।
म त्वेति हत्वा मन एव ती व्र (!)
ति रोभवस्त्वं शुचिधर्मधा तः॥ ५॥

'આ ત્રણ જગતની અંદર કામદેવે મનની અંદર કોને નથી બાધ્યા અર્થાત્ સર્વે સહેલાઇથી શીઘ્રપણે મનની અંદર કામદેવથી બધાયેલા છે હે પવિત્ર ધર્મના પ્રગટ કરનારા તીવ્ર-સ્વરૂપવાળા પ્રભુ સુમતિનાથ તથા મુનિસુવ્રતસ્વામી! આપ તો તે મનનેજ હણી નાખીને અંતર્ધ્યાન થયા છો.'

(श्रीपद्मप्रभ-मल्लिजिनौ)

प दयाऽऽहिता दुर्निगडे प्रमा दे-
द्म को वयं दु:खकदन्न मे व।
प्र भोऽसि सौख्यामृतमात्तधा म
भ वे त्वदन्ता किमिदं न म ल्लिः॥ ६॥

'હે પ્રાપ્ત કરી છે આત્મજ્યોતિ જેણે એવા પદ્મપ્રભુ તથા મલ્લિ-નાથ! અમે આ સંસારની અંદર પ્રમાદરૂપી બેડીની અંદર પડેલા દુઃખરૂપ કુત્સિત અન્નને ખાનારા બન્યા છીએ, વાસ્તે અમારી

સ્થિતિ ઉપર આપ નજર કરો. અમારા આવા પ્રકારના દુઃખને નાશ કરવા માટે આપની પાસે રહેલું સુખરૂપ અમૃત શું યોગ્ય શસ્ત્ર નથી? અર્થાત્ આપની પાસે અનંતા સુખરૂપ અમૃત છે તે અમારા દુઃખોને ફેડી નાખવામાં ખરેખરા શસ્ત્રની ગરજ સારે તેમ છે.'

( श्रीसुपार्श्व-अरनाथौ )

श्री....वीतरागेन्द्र ! शिवश्रिया अ
सु....खा-ऽऽसुखाद्यल्प विकल्पभा...र ! ।
पा....र्श्वे न तस्याऽक्षरणोऽहिना ना (?)
र्श्वं....हन्दमातिष्ठति नैव ना....थ ! ॥ ७ ॥

'હે શ્રી વીતરાગેન્દ્ર! શિવશ્રીથી યુક્ત હોવાથી સંસારના દુઃખ અને સંસારના સુખના વિકલ્પનો ભાર ગયો છે જેનો એવા હે સુપાર્શ્વનાથ તથા અરનાથ પ્રભુ! બીજા દેવોને જેમ સર્પ સહિત હોવા સાથે રૂદ્રાક્ષનો ધ્વનિ હોય છે કારણ તેઓ રૂદ્રાક્ષવડે જાપ જપે છે, તેવી રીતે આપની ( સુપાર્શ્વનાથની ) પાસે સર્પ હોવા છતાં રૂદ્રાક્ષનો ધ્વનિ નથી; વળી બીજા કોઈ દેવોની પાસે કુતરાઓનું ટોળું પણ દેખાય છે,તેવી રીતે આપની પાસે દેખાતું નથી. વાસ્તે આપનું સ્વરૂપ અલૌકિક છે.'

[ श्रीचन्द्रप्रभ-कुन्थुनाथौ ]

च....न्द्रो यथा नन्दति सर्वरौ कुं
द्र....वेत् तु चन्द्राश्मचयोऽमृतं थु ।
प्र....भो! तथा शान्तरसान्विता ज....ना
भ....वन्ति ते वाग्भिरनूनवित्प....थ ! ॥ ८ ॥

'રાત્રિની અંદર ચંદ્ર જેમ પૃથ્વીને આનંદ આપે છે અને જેમ ચંદ્રકાન્તમણિ અમૃતને સ્રવે છે તેવી રીતે હે સર્વજ્ઞ ચંદ્રપ્રભુ તથા કુંથુનાથ! આપની વાણીથી ( દેશનાથી ) મનુષ્યો શાંત રસથી યુક્ત થાય છે.'

(श्रीसुविधि-शान्तिनाथौ)

श्री रज्जुवद्धां नृतति दृढा........शां
सु....मोह एप भ्रमयन्नरा........तिर् ।
वि..भो ! तवाग्रे तु नयेत् कदा...... ..ना-ऽऽ-
धि—व्याधि वह्नि प्रशमेऽसि पा. ..थः ॥ ९ ॥

હે પ્રભુ ! શ્રીસુવિધિનાથ તથા શાંતિનાથ ! આ શત્રુરૂપ મોહે લક્ષ્મીના પાસથી બંધાયેલા દૃઢ આશાથી યુક્ત મનુષ્યોને આપની સમક્ષ આવવા દીધા નહિ. જો આપની સમક્ષ આવ્યા હોત તો આપ આધિ-વ્યાધિરૂપ અગ્નિને શાંત કરવામાં જળ સમાન હોવાથી તેમની સમગ્ર આધિ-વ્યાધિરૂપ અગ્નિ શાંત થઇ ગઇ હોત.

[श्रीशीतल-धर्मनाथौ]

श्री. मन्नहं मोहतमो भिरं धः
शी ..लाध्वहीनं कृतवान् कुक ....र्मं ।
त..स्य क्षयोऽभूत् तव दर्शने ना-ऽ-
ल .सं मनो मेऽस्तु नवाङ्कितेऽ . थ ॥ १० ॥

' હે શ્રીમાન્ શીતળનાથ તથા ધર્મનાથ પ્રભુ ! મોહરૂપી અંધકારથી અંધ બનેલો અને શીળમાર્ગથી વિમુખ બનેલો હું કુકર્મ કરતો હતો પણ તે કુકર્મોનો આપના દર્શનથી નાશ થઇ ગયો અને આપની સન્મુખ થયેલું એવું મારૂં મન આળસ રહિત બન્યું.

[श्रीश्रेयांस-श्रीअनन्तौ]

श्री .मन् ! यथाऽऽद्यो लघुरण्जुः श्री-
श्रे. पुः प्रदर्द्ध्य वचनश्रिया अ ।
यां स्त्वं नृचित्तेऽणुरपीह नू नं
स. चेंरुरेवाऽसि तथाऽत्र ने.. . तः ॥ ११ ॥

' હે શ્રીમાન્ શ્રેયાંસનાથ તથા અનંતનાથ પ્રભુ ! જેવી રીતે શરૂઆતનો પહેલો લઘુ અકાર વચનલક્ષ્મીના વિસ્તારને કરવાવાળો

હોઇને શ્રેષ્ઠ છે તેમજ આઠ ગુણોએ યુક્ત છે તેવી રીતે હે પ્રભુ! આપ આજ મનુષ્યના ચિત્તમા રહ્યા છતા અણુસમાન છે। તે। પણ ખરેખર સર્વના ગુરૂ તુલ્ય છે।'

[श्रीवासुपूज्य–श्रीविमलौ]

वा ग्मीश ! ते सर्वसमा वचः श्री
सु धास्रवा मदूर्मिरिति व्यभा वि ।
पू र्णात् सुमात् त्वम्बुधितो निका म !
ज्या योरसोल्लोलततिः समू ल ! ॥ १२ ॥

'જેવી રીતે પૂર્ણિમાના ચંદ્રથી સમુદ્રમા ઉત્કૃષ્ટ જળના કલ્લોલની શ્રેણિ થાય છે તેવીરીતે હે વાણીના સ્વામી વાસુપૂજ્ય તથા વિમળનાથ પ્રભુ! સર્વને સમાન એવો આપનો અમૃતના સ્રાવતુલ્ય વાણીનો વિસ્તાર સજ્જનોવડે જોવાય છે'

સુંદર રીતે બને શ્રેણિમા ક્રમે કરીને રહેલા શ્રી ઋષભાદિ નામ રૂપ મણિઓથી યુક્ત તથા અક્ષયસુખ, આયુષ્ય, વીર્ય અને તેજથી સહિત શ્રી જિનરાજના નામવાળા આ સ્તવનને પોતાના ચિત્તની અંદર હર્ષપૂર્વક સ્થાપીને જે ધ્યાન કરે છે તે મનુષ્ય સ્ફુરાયમાન યશ તથા સુગંધવાળો થયો થકો (સિદ્ધિરૂપ લક્ષ્મીના કમળની પ્રભાને શીઘ્ર પામે છે અથવા મોક્ષલક્ષ્મીને પ્રાપ્ત કરે છે

આ રીતે હમેશા ચક્રવર્તી ઘણા શ્રેષ્ઠ પુરૂષોની સાથે જિનેશ્વરનુ પૂજન કર્યા પછી ઘણા ભવ્ય પુરૂષોને ભોજન કરાવીને ભોજન કરવા લાગ્યા ગંગાદેવી, વરદામપતિ અને માગધાધિપ આદિએ તે વખતે કરેલા પરમાત્માના સ્નાત્રને જોઇને પૃથ્વી ઉપર ઘણા રાજાઓ હમેશા જિનપૂજા કરવાવાળા થયા કહ્યુ છે કે-

शस्तमस्तसमस्त–समुद्र–तीर्थोदकानि घोषणया।
स्मरयन् प्राग्जिनेन्द्र छेत्र साप विधि कुर्यात् ॥

'ઉત્તમ સમસ્ત નદીઓ અને સમુદ્રના તીર્થજળોને ઘોષણા પૂર્વક સભારીને પ્રથમ પરમાત્માને અભિષેક કરીને પછી પ્રવીણ પુરૂષ જિનાર્ચનવિધિ કરે.

ભરતમહારાજના ચરિતને જોઇને તે વખતે પૃથ્વી ઉપર પુણ્યવાન ઘણા બીજા રાજાઓ પોતાની શક્તિ અનુસાર ભક્તિક જનને ભોજન અને દાન આપવા લાગ્યા.

## પુંડરીકસ્વામીનું વિમળાચળપર ગમન.

---

**પુંડરીકસ્વામીનો પોતાને કેવળજ્ઞાનની ઉત્પત્તિના સંબંધમાં પ્રભુને પ્રશ્ન**–એક સમયે સ્ફટીકાચલના શિખર ઉપર પ્રથમગણધર ઋષભસેને (પુંડરીકસ્વામીએ) ઋષભદેવપ્રભુને નમસ્કાર કરીને વિનયપૂર્વક ' પોતાને કેવળજ્ઞાનની ઉત્પત્તિ કયારે થશે ? ' એવો પ્રશ્ન કર્યો. વળી પૂછયુ કે–' હે પ્રભુ ! આ બાહુબલિપ્રમુખ યતિવરો થોડા વખતના ચારિત્રવાન્ હોવા છતાં પણ કેવળી થયા છે અને હું શરૂઆતથી ( લાંબા કાળથી ) વધારે તીવ્ર વ્રતને પાળું છું છતાં મને કેવળજ્ઞાન કેમ હજુ પ્રાપ્ત થતું નથી ? માટે હે પ્રભુ ! ઘણા ભવોથી ઉપચિત થયેલ દૃઢ કેવલાવરણ નામનું મારૂં માઠું કર્મ કયા તપ કરવાવડે નષ્ટ થશે ? અથવા આ પૃથ્વી ઉપર એવું કયું મહાન્ તીર્થ છે કે જ્યાં જવાથી મારૂં તે કર્મ નાશ પામશે અને મને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થશે.' યુગાદિનાથે જવાબ આપ્યો કે–' આ સ્ફટિકાચલશૈલની પશ્ચિમ દિશાગા વિમળાચળ નામનો પર્વત છે અને તે અનંતા મુનીશ્વરોને મુક્તિ-પદ દેવાવાળો છે. અતીત કાળમાં આ પર્વત ઉપર અનેક જીવો મુક્તિપદ પામ્યા છે. શ્રેષ્ઠ એવા તે વિમળાચળના શિખર ઉપર હે ગણપતે ! તમને શિવસુખના ફળને આપવામાં કલ્પલતાસમાન નિર્મળ કેવળજ્ઞાન ઉત્પન્ન થશે. ત વિમળાચળપર જતાં રસ્તામાં તમે (૧) ભવ્ય પુરૂષોને પ્રતિબોધ પમાડનારા થશો, (૨) વિમળાચળે જઇને તે શૈલના પ્રભાવને પ્રકાશિત કરવાવાળા થશો, અને (૩) ત્યાં તમને તીવ્ર શુભ ભાવનાનો ઉદય થવાથી કેવળજ્ઞાનની પ્રાપ્તિ થશે. એ રીતે સમગ્ર દુરિતોના નાશને કરવાવાળા ત્રણ કાર્યો તમારાથી થશે. કહ્યું છે કે–(ત્રણ કાર્ય દેખાડે છે )

*सयलम्मि जीवलोए तेण अह घोसिउ एअमाघाओ।*
इक्क पि जो दुहत्त सत्त बोहेइ जिणवयणे ॥ १ ॥
समत्तदायगाण दुप्पर्डीयार भवेसु बहुएसु।
सव्वगुणमेलियाहि वि उवयारसहस्सकोडिहि ॥ २ ॥ एवम्।

સમગ્ર જીવલોકની અંદર દુઃખથી પીડાતા એવા એક પણ જીવને જે મહાભાગ જિનવચનો સંભળાવીને સમ્યકત્વ પમાડે છે તે સમ્યકત્વ પમાડનારનો બદલો ઘણા ભવોવડે કરીને સમગ્ર ગુણોના એકઠા થવાથી હજાર ક્રોડ ઉપકારો કરવાવડે પણ વાળી શકાતો નથી. (એ ઘણા જીવોને પ્રતિબોધ કરવાના સંબંધમાં કહ્યું. ૧.)

तित्थयराण गुरूण, साहूण बंभयारीण।
तित्थाण खु प्पहावो, पयासिओ परमसुहहेउ ॥ १ ॥
तित्थयराण प्पहाव, तित्थाण चेव जो पयासेइ।
खविऊण पावकम्म, सिद्धिसुह सो लहइ जीवो ॥ २ ॥
तित्थाण च जिणाण, मणेइ पूय संपइ न प्पहाव।
*सो अत्थिक्कविहूणो, दुल्लहबोही नरो होही ॥ ३ ॥ द्वितीयम्।*

'તીર્થંકરોના, ગુરૂના, સાધુઓના, બ્રહ્મચારીઓના અને તીર્થોના પ્રભાવને પ્રકાશિત કરવા તે પરમસુખના હેતુભૂત છે. તીર્થંકરોના પ્રભાવને પ્રકાશિત કરવા તેજ તીર્થોના પ્રભાવને પ્રકાશિત કરવા બરોબર છે અને તે રીતે તીર્થંકરો અને તીર્થોના પ્રભાવને જે જીવ પ્રકાશિત કરે છે તે જીવ પાપકર્મોનો ક્ષય કરીને સિદ્ધિસુખને મેળવે છે. જે જીવ તીર્થોની અને જિનેશ્વરની પૂજા તેમજ તેમના પ્રભાવની અવગણના કરે છે તે આસ્તાવિહીન જીવ દુર્લભબોધિ થાય છે. (એ વિમળશૈલના પ્રભાવને પ્રકાશિત કરવાના સંબંધમાં કહ્યું. ૨.)'

जिणनाहा गणनाहा, जत्थ य सिज्झन्ति कम्मपासमुक्का।
भवियाण पयणिज्ज, सिद्धिखित्त हु त वुत्त ॥ १ ॥
सिद्धक्खित्तगयाण, भवियाण भावणा भव नियं [illegible]।
[illegible]क्खाए भावणाए, पाव कम्म [illegible] ॥ २ ॥ तृतीयम्.

'જિનેશ્વરો તેમજ ગણધરો જે સ્થળે સકળ કર્મોનો ક્ષય કરીને સિદ્ધિપદને પામે છે તે સિદ્ધક્ષેત્ર ભવ્ય જીવોએ અવશ્ય પૂજવા યોગ્ય છે, કારણ કે આવા સિદ્ધક્ષેત્રે જવાથી ભવ્યજીવોને તીવ્ર ભાવનાની ઉત્પત્તિ થાય છે અને તેવા પ્રકારની તીવ્ર ભાવનાથી સકળ કર્મોનો નાશ થાય છે. (એ તીવ્ર ભાવનાના ઉદયના સંબંધમાં કહ્યું. ૩.)

**સિદ્ધપ્રાભૃતગ્રંથની અંદર શત્રુંજયનું વર્ણન**—સિદ્ધપ્રાભૃતગ્રંથની અંદર કહ્યુ છે કે-' શત્રુંજયગિરિ પહેલા આરામાં ૮૦ યોજનના વિસ્તારવાળો હતો, બીજા આરામા ૭૦ યોજન, ત્રીજા આરામાં ૬૦ યોજન(ચોથા આરાની શરૂઆતમા)પચાસ યોજનનો હતો, વીરપ્રભુના વખતમાં (ચોથા આરાના અંતમા) બાર યોજનનો હતો **અને છઠ્ઠા આરામાં સાત હાથનો રહેશે. પૂર્વે** અનંતો કાળ ગયો તેમા અવસર્પિણી અને ઉત્સર્પિણીની અંદર અનેક તીર્થંકરો શત્રુંજયગિરિવર ઉપર સમવસરીને મોક્ષે ગયેલા છે. શ્રી પદ્મનાભ પ્રમુખ અસંખ્યાતા ભાવી તીર્થંકરો શ્રી શત્રુંજયગિરિ ઉપર જઈને મોક્ષપદ પામશે. નેમિનાથ સિવાય ત્રેવીશ તીર્થંકરો તે વિમળગિરિ ઉપર જઈને સમવસરેલા છે, તેથી ઘણા સુકૃતના અર્થી જીવો આ ગિરિને ભેટે છે. ઋષભદેવથી અજિતનાથ પર્યંત પચ્ચાસ લાખ ક્રોડ સાગરોપમ સુધીમા આદિત્યયશા પ્રમુખ અનેક રાજાઓ આ ગિરિ ઉપર નિર્વૃત્તિને પામ્યાછે. શ્રી અજિતનાથ અને શાંતિનાથ પ્રભુએ આ ગિરિઉપર ચાતુર્માસ રહીને નિર્મળવાણીવડે અનેક ભવ્યજીવોને પ્રતિબોધ પમાડયો છે. આ તીર્થઉપર એક ક્રોડ લાખ સાધુઓ સાથે નારદઋષિ શિવપદ પામ્યા છે. પાંડવ અનેક ધીર પુરૂષો અને સાધુઓ મળી વીશ ક્રોડ સાથે આ મહાન્ સિદ્ધગિરી ઉપર સિદ્ધિપદને પામ્યાછે. આ મહાન્ વિમળગિરિ ઉપર એક કોટાકોટી સાગરોપમની અંદર એ પ્રમાણે ઘણા મુનિઓ સિદ્ધિસુખને પામ્યા છે.'

પુંડરીકસ્વામીને વિમળાચળપર જવાનો પ્રભુનો આ-

દેશ–પ્રભુએ પછી પુંડરીકસ્વામીને કહ્યું કે–' હમેશાં ભવ્ય પુરૂષોને પ્રતિબોધ પમાડતા, તીવ્ર ભાવનાને ધારણ કરતા અને સાંસારિક આકાંક્ષા રહિત પોતાના મનને નિર્મળ કરતા હે પુંડરીક ગણધર ! તમે પ્રાતઃકાળ પડતા હિમના સીકર સરખા નિર્મળ વિમળાચળ પર્વત પર જાઓ.' એ પ્રકારે પરમાત્માનો આદેશ પામીને પાંચસો મુનિઓની સાથે વિમળાચળ ઉપર જવાની ઇચ્છાથી તેઓ સ્ફટિકાચળથી નીચે ઉતર્યા પ્રથમ ગણધર પુંડરીકસ્વામી હર્ષપૂર્વક વિમળાચળ તરફ જવાને તૈયાર થયા ત્યારે ઇંદ્રે હરિણુગમેષીદેવને તેમની ઉપાસના કરવાના હેતુથી સાથે મોકલ્યો તે વખતે ત્યાં આવેલા નવા અને દિવ્ય વિમાનોની શ્રેણિની મનોહર ધ્વજારૂપી ભુજાઓનો સમૂહ પવનથી ફરકતો હતો તેથી જાણે તેમણે નૃત્ય શરૂ કર્યું હોય અને દેવાંગનાઓના ગીતોવડે કરીને જાણે મહામાંગલિકના ઉચ્ચ શબ્દો તેમણે બોલવા માંડયા હોય એમ જણાતુ હતુ એવી રીતે શ્રેણિબંધ હર્ષયુક્ત બનેલી તે વિમાનોની શ્રેણિ પ્રયાણ કરતા શ્રી પુંડરીકસ્વામીની પછવાડે ચાલતી હોય તેમ દેખાવા લાગી ' જય સ્વામિન્ ! જય સ્વામિન્ !' એ પ્રકારે હરિણુગમેષી પ્રમુખ દેવો ઉત્સાહથી બોલવા લાગ્યા. તે વખતે ચાર જ્ઞાનને ધારણ કરવાવાળા અને સર્વ આગમવચનરૂપી કર્પૂરના પૂર્ણકળશ સમાન પ્રથમ ગણધરે શ્રી વિમળાચળગિરિવર ( શત્રુંજયપર્વત ) તરફ પ્રમોદ સહિત ચાલવા માંડયુ.

**ત્રીજો સર્ગ સંપૂર્ણ**—શ્રી રત્નપ્રભસૂરિરૂપી સૂર્યના કિરણોથી રાત્રિની જેમ દોષોનો ત્યાગ કરીને જાડય બુદ્ધિવાળા હોવા છતા પણ પ્રતિદિવસ કૃપાવડે અદ્ભુત બુદ્ધિથી જે યુક્ત થયા તે શ્રી કમલપ્રભે રચેલા શ્રી શત્રુંજયના દીપકતુલ્ય પુંડરીક સ્વામીના ચરિત્રનો ત્રીજો સર્ગ સંપૂર્ણ થયો.

इति श्रीबाहुबलिकेवलज्ञान–भरतसाधर्मिकवात्सल्य-

पुण्डरीकयात्राप्रचलनो नाम तृतीयः सर्गः ॥

---



પુંડરીકસ્વામી પોતનપુર નગરના ઉદ્યાનમાં આવીને રહ્યા છે તે વખતે રત્નચૂડ રાજા પોતાના રાજહંસ નામના પુત્ર તથા મતિચંદ્ર નામના મંત્રી સાથે વંદન કરવા આવે છે. મંત્રી રાજાના મૌન રહેવાના સંબંધમાં ગણધર મહારાજને પ્રશ્ન કરે છે.

# સર્ગ ૪ થો.

—:※*૦*※:—

## દાન મહિમા ઉપર રત્નચૂડરાજાની કથા.

---

**પુંડરીકસ્વામીનો વિહાર**--પાંચ સમિતિથી યુક્ત અને અનુપમેય છે બુદ્ધિ જેમની એવા શ્રી પુંડરીકસ્વામીએ પૃથ્વી ઉપર ઘણા ભવ્ય પુરૂષોને બોધ પમાડીને દીક્ષા આપી. અનુક્રમે પાંચસે ધનુષની કાયાવાળા અને પાપના શત્રુસમાન પુંડરીકગણધર સેંકડો સાધુથી યુકત પુણ્યના ઉદ્યોતને કરવાવાળા પોતનપુરના ઉદ્યાનમાં આવ્યા અને ત્યાં મુનિઓને રહેવા વાસ્તે દેવોએ રત્નશાળા બનાવી દીધી. મુનિઓના પ્રભાવથી આ ઉદ્યાન તે વખતે સર્વ ઋતુને યોગ્ય ફળફુલવાળું થવાથી ઉચ્ચ પ્રકારનું બન્યું અને માંગળિક આલાપને કરતા શુકો તથા હંસોથી વ્યાપ્ત થયું.

**શ્રી રત્નચૂડરાજાનું આગમન**--પુંડરીકસ્વામી પોતનપુરના ઉદ્યાનમા રહેલા છે તે વખતે કોઈએક દેવતા આવીને તેમના ચરણકમળને નમસ્કાર કરીને જેટલામાં સ્વસ્થ મનવાળો થઇ પાસે બેઠો, તેટલામાં જેણે શત્રુઓને દીનતા ઉપજાવી છે તેવા સૈન્યથી પરવરેલા અત્યંત દક્ષ અંગરક્ષકો, ઉદ્ભટ સુભટો અને મતિચંદ્ર નામના મંત્રી તથા રાજહંસ નામના પુત્ર સાથે રત્નચૂડ નામના રાજાએ આવીને ગણધરમહારાજને નમસ્કાર કર્યો. પછી મતિચંદ્ર મંત્રીએ પ્રશ્ન કર્યો કે- ' હે ભગવન્ ! કોઇ પણ દેવે આ રાજાની જીંહ્વા વૈરથકી સ્તંભી દીધી છે ? કે કાંઇ પણ વસ્તુના ભક્ષણથી રાજાને આ જીંહ્વાસ્તંભના દોષની ઉત્પત્તિ થઈ છે ? કારણકે આ રાજા યૌવરાજપણામાં બોલતા હતા,

પણ રાજયની પ્રાપ્તિ થયા પછી બોલતા નથી તેનું શું કારણ છે ? તે કૃપા કરીને કહો.' મુનિએ જવાબ આપ્યો કે-'પૂર્વભવમાં આરાજા કર્મના બંધને કરાવનારૂં વચન બોલ્યા અને પાછળથી તે લક્ષમાં આવવાથી વિનયપૂર્વક તેને ખમાવ્યું. ત્યારપછી આ રાજાને અહિં તેનો પૂર્વભવ સ્મરણમાં આવ્યો તેથી વાણીના કર્મબંધનથી ભય પામીને તે બોલતા નથી. રાજાને મૌન રહેવામાં હે મંત્રી ! બીજું કાંઇ કારણ નથી. ' ફરીથી મંત્રીએ પૂછયું-' પ્રભુ ! આ રાજાનો પૂર્વભવનો વૃત્તાંત શા પ્રકારનો હતો ? અને આ રાજા કર્મના બંધને કરાવનારૂં વચન શું બોલ્યા હતા ? તે કૃપા કરીને આ સભાસમક્ષ કહો. ' મંત્રીએ તે પ્રમાણે પૂછવાથી પુંડરીકસ્વામીએ મંત્રીને ઉત્પન્ન થયેલા સંદેહને દૂર કરવા વાસ્તે નીચે પ્રમાણેની હકીકત નિવેદન કરી.—

**પુંડરીકસ્વામીની દેશના અને રત્નચૂડરાજાનો પૂર્વભવ** —મહાવિદેહ ક્ષેત્રની અંદર મંગળાવતી નામની વિજય છે. તેમાં રત્નપુર નામનું નગર છે, જેની અંદર પુણ્યશાળી નગરવાસીઓ રહેતા હતા. ત્યાં વૈરસિંહ નામનો રાજા હતો, જે નિંદિત બળવાળાઓને ( તેમનો નાશ કરવાથી ) પ્રિય નહોતો. વળી તે શૂરવીર હોવાથી જગતનો મિત્ર (પક્ષે સૂર્ય ) હતો પણ વિશ્વને ખેદ ઉપજાવનારો નહોતો. તે રાજાને શીળથી આઢ્ય લીલાવતી નામની પ્રિયા હતી, જે અક્ષીણ સત્યતારૂપી અમૃતથી વ્યાપ્ત હતી અને જેના મુખની દ્યુતિ અમૃતને વર્ષાવતી હતી. પૂર્વપુણ્યથી તેમને ઇંદ્રસરખા પરાક્રમવાળો મેઘનાદ નામનો પુત્ર પ્રાપ્ત થયો હતો. જે પુત્ર જગતના મનુષ્યોને અત્યંત પ્રિય હતો. અનુક્રમે મેઘનાદકુમારે મુગ્ધતારૂપ બાલ્યાવસ્થાને ઓળંગી કળાસાથે યૌવન પ્રાપ્ત કર્યું, તેમજ સર્વ ઠેકાણે તેની કીર્તિ પ્રસરી. આગ્રહવાળા તેણે પોતાના શુદ્ધ પુણ્યને સાક્ષી બનાવીને પોતાનો હસ્ત મેળવવાપૂર્વક દાન નામના મિત્રની સાથે સ્થિર મિત્રાઇ કરી. અર્થાત્ તે દાન દેવાના વ્યસનવાળો થયો. તેણે દાનના અર્થી-

અને સુવર્ણ (સોનું) આપીને સુવર્ણથી યુક્ત ( સુંદર અક્ષરોથી યુક્ત ) યશોવાદ મેળવ્યો અને પુણ્યપ્રાસાદોને બંધાવીને પુણ્યથકી પ્રસાદને મેળવ્યો અર્થાત્ ઘણું પુણ્ય ઉપાર્જન કર્યું. હમેશાં આનંદને ઉપજાવનારૂં દાન બુદ્ધિમાન્ એવો તે જેમ જેમ દેવા લાગ્યો તેમ તેમ દાનના અર્થી એવા કળાપાત્રો મોટી સંખ્યામાં આવવા લાગ્યા. દિવસે દિવસે વધતા દાનને દેતો એવો મનુષ્યમાં શ્રેષ્ઠ આ કુમાર એક દિવસે અઢાર સુવર્ણ કોટીનું દાન આપવા લાગ્યો. આવા પ્રકારના પુત્રના દાનના વ્યસનથી ભય પામેલા રાજાએ એકાંતમાં તેને કહ્યું ' હે વત્સ ! શુદ્ધ આશયથી દ્રવ્ય ભોગ કરવા યોગ્ય છે પણ અદ્ભુત પ્રકારની ઉદારતા કરી દ્રવ્યનો વ્યય કરવો ઉચિત નથી.'

**મેઘનાદનો પ્રવાસ**--એ રીતના પિતાના વચનને સાંભળીને મહાદાની, મહામાની, સદાચારજ જેને સારભૂત છે તથા જે સર્વ ઉત્તમ ગુણોથી ભરેલો છે એવો મેઘનાદકુમાર મધ્યરાત્રિએ મહેલમાંથી ચાલી નીકળ્યો. ભીષ્મ એવી ગ્રીષ્મઋતુમાં જતાં જતાં એકદા થાકી ગયેલો તે બકુલના વૃક્ષ નીચે આવ્યો અને ત્યાં વાયુવડે કરીને દૂર થયો છે સ્વેદ જેનો એવા તેણે સારી રીતે વિસામો લીધો.

**હરિણીનો અને સિંહનો સમાગમ**—ત્યાં આગળ અકસ્માત્ ભયથી ત્રાસ પામેલી, ચપળ નેત્રવાળી, આંસુથી યુક્ત ગર્ભવડે ખીન્ન અંગવાળી હરિણી એકાએક તેની પાસે આવી અને ઉત્સુકતાપૂર્વક ' રક્ષણ કરો ' એ રીતની મનુષ્યવાણી બોલી. તે હરિણીને મેઘનાદે પોતાના હસ્તવડે પંપાળી અને તેથી ખુશી થયેલી તે હરિણી સ્વસ્થ થઇ. 'ભય ન રાખ, ભય ન રાખ ' એ પ્રકારનું સ્પષ્ટ અને કૃપાથી પુષ્ટ વચનને બોલતા તે કુમારે તે હરિણીને ઉમંગસહિત પોતાના ઉત્સંગમા રાખીને અભયદાન આપ્યું; તેજ વખતે દૈવયોગે ક્રોધ અને ક્ષુધાવડે પ્રસ્ત છે આસ્ય (મુખ) જેનું એવો, અને કાતર મનુષ્યોથી નહિ જોઇ શકાય તેવો એક સિંહ ત્યાં આવ્યો.

**સિંહ અને મેઘનાદનો સંલાપ**—મેઘનાદના ઉત્સંગમાં મૃગલીને જોઇને તે સિંહ સ્થિર રહી આંખને જરા સુખપૂર્વક બંધ કરી શ્વાસને હેઠો મૂકીને મનુષ્ય વાણીથી બોલ્યો કે-'ત્રણ દિવસની લંઘન થઈ ત્યારે આજે દૈવવડે મને આ મૃગલી મળી તે ચાલી ગઇ, તેથી ખરેખર મારા મુખમાં આવેલો કવળ જાણે ત્રાસ પામ્યો હોય તેમ ચાલ્યો ગયો છે! વળી હે મહાભાગ! જન્મથી મારી સાથે રહેલી ક્રુરતાએ હા! હા! ખેદની વાત છે કે પુણ્યશાળી એવા આપને જોઇને મને છોડી દીધો છે. અર્થાત આપને જોવાથી મારી ક્રૂરતા ચાલી ગઇ છે. હવે હું શું કરૂં! હું ક્રૂર છું, હું શૂરો છું અને અજ્ઞાનતાથી યુકત પણ છું, છતાં મારૂં મન પૃથ્વીના કલ્પવૃક્ષ સમાન આપને નમસ્કાર કરીને શાંત બની ગયું છે. હે સદાકાર! હે સદાચાર! સર્વદા ઉપકારને કરવાવાળા હે કુમાર! તમારે જો ધર્મમાં પ્રીતિ હોય તો મારૂં ભક્ષ્ય મને આપો.' મૂર્તિમાન કામદેવ સરખા તે રાજકુંવરે કહ્યું-"અહો! તેજસ્વી સિંહ! તારા મનને તું રોક અને હું કહું તે સાંભળ-બ્રહ્માએ આ જગતની અંદર સર્વ તેજોનું ગ્રહણ કરીને પરપ્રાણીઓને રક્ષણ કરવા માટેજ ક્ષત્રિયોને બનાવ્યા છે. હે પ્રાજ્ય સામ્રાજ્ય સિંહ! ક્ષત્રિયો પોતાના દેહ ઘર અને પુત્રોનું દાન કરે છે પણ શરણાગતનું દાન કદી પણ કરતા નથી. તેથી કરીને પ્રસન્ન થયેલા દૈવે આજે મને જે આ પુણ્યરૂપી દેહને વૃદ્ધિ કરવાવાળું અને સાંસારિક ભયથી બચાવનારૂં મહાભોજ્ય આપ્યું છે તેને હું કેમ તજું?" સારાંશમાં કુમારે કહ્યું છે કે-'દૈવયોગે પ્રાપ્ત થયેલી મૃગલીને બચાવવાથી મને મહાન્ પુણ્યનો ઉદય થશે વાસ્તે હું તેને છોડનાર નથી.'

**મેઘનાદે સિંહને મૃગલીને બદલે પોતાના શરીરનું કરેલું દાન**—હે સિંહ! જો તારૂં એમ કહેવું હોય કે મારૂં ભક્ષ્ય નહિ આપવાથી તારા શરીરનો નાશ થશે અથવા ઘણો અનર્થ થશે તો સત્વર આ મારો દેહ તું ખાઈ જા' એમ કહીને તે સિંહની આગળ

પડ્યો. સિંહ તે વખતે બોલ્યો-'હે નરોત્તમ ! દુઃખે કરીને પ્રાપ્ત થઇ શકે તેવા અને મોક્ષપદ પમાડનાર આ મનુષ્ય દેહનો કેમ તું ત્યાગ કરે છે ? મૃગલીને વાસ્તે પોતાના પ્રાણોને આપનાર હે તુચ્છબુદ્ધિવાળા ! તારા માંસનું હું હજી ભક્ષણ કરતો નથી. હે સ્વચ્છ મનવાળા ! તું ઉભો થા અને વિચાર કર.' રાજકુમાર બોલ્યો 'મહાન્ કલ્યાણને કરવાવાળી આ મૃગલીવડે મને મોક્ષની પ્રાપ્તિ થશે, કારણ કે જીવરક્ષા પરમપદને આપે છે. માટે હે સિંહ ! પ્રસાદ કરીને મારા શરીરને કૃતાર્થ કર.' એ પ્રમાણે ફરીથી બોલતો અતિ સાહસિક એવો કુમાર આગળ પડયો તેવામાં ત્યાં આગળ તેણે મૃગલીને તેમજ સિંહને જોયા નહિ, તેથી વિસ્મય પામેલો તે વિચાર કરવા લાગ્યો કે 'આ સઘળો પિત્તના પ્રકોપથકી દુષિત ચિત્તવડે કરીને મને મિથ્યાભાસ થયો કે શુ ?' એ પ્રમાણે પોતાના ચિત્તમા લાબા કાળ સુધી વિસ્મય પામ્યો. પછી તે મેઘનાદ બકુલવૃક્ષથી આગળ ચાલ્યો, પણ તેના સ્મરણમાંથી આ આશ્ચર્યની વાત ગઈ નહિ

**મેઘનાદનું એક પ્રાસાદનું જોવું**—નિર્મળ બુદ્ધિવાળો આ રાજકુમાર ચાલ્યો જાય છે. તેટલામા તે સુદર અરણ્યની અદર તેણે ફલિત વૃક્ષોથી યુક્ત એક સુદર નદી જોઇ. લીલાપૂર્વક તે નદીના નિર્મળ તટ ઉપર ફરતા મેઘનાદે ત્યાં ફળોનો આહાર કર્યો અને નદીના નિર્મળ જળનું પાન કર્યું. તે વખતે ત્યા આગળ ઝળહળતા વિવિધ રત્નોના સમૂહની કાંતિના પ્રકર્ષથી અમ્બરતલને જેણે પવિત્રિત કરી દીધું છે એવો એક પ્રાસાદ (મહેલ) તેણે જોયો.

**પ્રાસાદમાં રહેલી દેવી અને તેનો વિષાદ**—કુતૂહળરૂપી રસના આવેશવડે વિકસ્વર અને પ્રસન્ન છે લોચન જેના એવા મેઘનાદે સુંદર અને પ્રભાયુકત તે પ્રાસાદના દ્વારમાં જઇને અંદર નજર કરી તો ત્યાં આગળ સ્મિતયુકત છે નેત્રો જેના એવા બુદ્ધિમાન્ અને સાત્વિક શિરોમણિ કુમારે ચક્ષુને આનંદકારી કોઇએક સમગ્ર દેવીઓની સ્વામિનીને દીઠી. તે દેવીશ્વરી એક

પ્રતિહારી એક છત્રધારી અને બે ચામરને ધારણ કરવાવાળી સ્ત્રીઓથી હર્ષવડે સેવાતી હતી. વળી તે આનંદરૂપી અમૃતની જાણે નીકસમાન હોય, જાણે જંગમ કલ્પવલ્લી હોય, સુંદર જોવા યોગ્ય સ્ત્રીઓની સીમા હોય અને પૃથ્વી ઉપર રૂપવાળી સ્ત્રીઓની હદ હોય તેવી હતી. અને તે અત્યંત દિવ્ય દેહધારી દેવીઓથી ચોતરફ વીંટાયેલી તેમજ રત્નસિંહાસન ઉપર બેઠેલી છતાં અત્યંત દુઃખવડે કરીને દીન મુખવાળી દેખાતી હતી. સુંદર આશ્ચર્યવાળા રાજકુમારે દીનમુખી તેમજ શ્યામમુખી તે દેવીશ્વરીને જોઇને કોઇએક સુંદર મુખવાળી તેની સખીને દુઃખનું કારણ પૂછયું. તે સખી કર્ણને સુખકારી મનોહરવાણીવડે બોલી કે–'હે સુકૃત્યવિદ્! પોતાના ચિત્તને સ્થિર કરીને હું વૃત્તાંત કહું તે સાંભળો—

, હે કુમાર! આ અમારી સ્વામિનીનું કુળસંબંધી વૃત્તાંત તો તે પોતે કહેશે પણ તેના અદ્ભુત એવા દુઃખનું કારણ હું તમને કહું તે સાંભળો—

**દેવીના વિષાદનું કારણ**—અહિં યક્ષવનમાં હર્ષપૂર્વક ક્રીડા કરતી એવી સ્વામિનીએ જયારે પોતાના હસ્તવડે પુષ્પકંદુક (પુષ્પનો દડો) સખી પ્રત્યે ફેંકયો ત્યારે ચિન્તામણિથી વિભૂષિત એવી વીંટી સ્વામિનીની આંગળીમાંથી નીકળીને એકાએક પાસેના દિવ્યાગ્નિથી સંપૂર્ણ એવા કુંડની અંદર પડી. તે દિવ્યકુંડની વહ્નિજવાળા સાત્વિક એવા મહાત્માના સત્ત્વવિના ઉગ્રા કુળવાન પુરૂષોથી પણ શાંત થાય તેમ નથી આ નિમિત્ત બન્યું ત્યારથી અમારી સ્વામિનીના મનરૂપી નગરમાંથી હર્ષરાજને દેશવટો આપીને વિષાદરૂપી ચાંડાલ સ્થિર થઇને રહેલો છે અર્થાત્ હર્ષ ચાલ્યો ગયો છે અને વિષાદ (ખેદ) થી યુક્ત સ્વામિની રહે છે.'

**દેવીના વિષાદને નાશ કરવા મેઘનાદનો પુરૂષાર્થ**—એ રીતનો વૃત્તાંત કહીને તે સખી શાંત રહી એટલે મેઘનાદ વિચાર કરવા લાગ્યો કે–'મહાદુઃખને સાંભળ્યા પછી જો દુઃખનો નાશ ન કરૂં તો હું ખરેખર પશુ તુલ્ય છું. આ જગતની અંદર

દીનતાથી ભય પામેલો મનુષ્ય પોતાના દુઃખને કોઇ પાસે કહેતો જ નથી અને જો કદાચ કહે તો દુઃખના નાશની અંતઃકરણથી આશા રાખીનેજ કહે.' પ્રસ્તુત કાર્ય કરવામાં આ મારા દેહનો નાશ થવાથી હું સ્થિર એવું પુણ્યરૂપી શરીર જરૂર પામીશ, નહિ તો મને મંદભાગ્યત્વ અત્યારે પ્રત્યક્ષ વર્તે છેજ. માટે આ સખીની જીહ્વા તેની સ્વામિનીના દુઃખનો નાશ કરવા મને કહે નહિ તે પહેલાં હું તે કાર્ય કરૂં. મારી આ પ્રકારની વાંછા પુણ્યવડે કરીને સફળ નીવડો." ત્યારપછી સત્પુરૂષોને માન્ય એવા કુંવરે તે દેવીને સ્ફૂટપણે કહ્યું કે—'વહ્નિકુંડમાં રહેલી વીંટીને તું શીઘ્ર મને બતાવ.' તે દેવીએ થોડીક ભૂમિ જઇને તર્જની આંગળીવડે અગ્નિકુંડમાં રહેલી તે વીંટીને બતાવી અને કુમાર તે વીંટીને જોઇને જેમ મુનિ વહ્નિના આતાપનાના પ્રસંગને મેળવીને ખુશી થાય તેમ ખુશી થયો. 'પરદુઃખને નાશ કરવાનું આ મારૂં કાર્ય વિધિ સફળ કરો.' એ રીતે બોલીને નિષ્કંપ જેના અંગ અને મનની સ્થિતિ છે એવા રાજકુમારે તે અગ્નિકુંડમાં ઝંપાપાત કર્યો. પરંતુ સત્વરૂપી અમૃતના કુંડસમાન તે કુમાર અગ્નિકુંડના આભૂષણરૂપ બન્યો. અર્થાત્ જેવો તેણે તે કુંડમાં એરીતે ઝંપાપાત કર્યો કે તુરતજ તે કુંડનો અગ્નિ આ કુમારની કીર્તિરૂપી બીજને ઉત્પન્ન કરનારી લતાને પુષ્ટ કરવા જળપણાને પામ્યો. એટલે કુમારના પડવાથી અગ્નિને ઠેકાણે જળ થઇ ગયું. રાજકુમાર મેઘનાદ દેવીઓના જયનાદની સાથે અને પ્રગટ એવા યશની સાથે મૂર્તિમાન્ જાણે આનંદ હોય તેમ મુદ્રિકાને લઈને બહાર નીકળ્યો.

**દેવીની મેઘનાદ ઉપર પ્રસન્નતા**—ત્યારપછી દેવીએ મેઘનાદને કહ્યું—'હે વત્સ! હે સ્વચ્છ! તારા સત્વથી હું પ્રસન્ન થઇ છું માટે તું વર માગ.' દેવી આ પ્રમાણે બોલી ત્યારે તે દેવીની પાસે મેઘનાદે તે અંગુઠી મૂકીને નમસ્કાર કર્યો. પછી તે દેવીના મુખચંદ્રને પ્રસન્નતાયુક્ત, તેજથી નિર્મળ અને ઉમંગયુક્ત જોઇને કુંવરે હાથ જોડીને કહ્યું-'હે દેવી! આપ વર માગવાનું

કહો છો તો આપે જે આપનું દર્શન મને દીધું છે તેજ મહાવર થયો છે; પરંતુ પૂર્વ વૃત્તાંત જે મૃગલી અને સિંહનો મેળાપ થયો અને તે અંતર્ધ્યાન થઇ ગયા, તે બાબતમાં મારો સંદેહ દૂર થતો નથી. આપ તે હકીકત નીવેદન કરો એવી મારી આકાંક્ષા છે.' તે સાંભળી દેવી બોલી-' હે સદ્‌ગુણાધાર ! મારા મનને પ્રમોદ આપનાર હે કુમાર! હું જે વૃત્તાંત કહું તે સ્થિરતાપૂર્વક સાંભળો- 'હમેશા સિધ્ધિઓને દેવાવાળી સર્વ રાજ્યોની હું અધિષ્ઠાતા રાજ્યદેવી છું. આ બીજી ચાર દેવીઓ મારી પાસે ઉભેલી છે તે ચતુરંગ સેનાની દેવીઓ છે પ્રિય એવી મારી પાસે રહેનારી દેવીઓએ મને તમારા દાનથી ઉત્પન્ન થયેલ કીર્તિ નિવેદન કરી. તેથી તે કીર્તિએ મારા કર્ણોનું ઘણુંજ આકર્ષણ કર્યું. હે કુમાર ! દીનતાથી યુક્ત હરિણી અને અદૈન્ય સિંહના પ્રસંગથી તમારૂં ક્ષત્રીયપણું જોયું અને તમારા સત્ત્વની પણ મેંજ પરીક્ષા કરી છે. માર્ગે ચાલવાથી થાકેલા અને વૃક્ષની નીચે બેઠેલા એવા તમારી આ પ્રકારની અદ્વિતીય દઢતા મેં જોઈ છે. આ દુનિયાના મનુષ્યો મહત્ત્વ જાણ્યા પછી પ્રાયે સ્વજનવર્ગ ઉપર ઉપકાર કરે છે અને તમે તો મને પણ ઓળખ્યા વગર ઉપકાર કર્યો છે કે જે અત્યંત કઠિન છે. અલ્પરાજ્યને યોગ્ય મારે ઘણા સેવકો છે પણ અદ્‌ભુત ગુણવાળા તમને તો હું સાર્વભૌમ રાજા કરીશ.' આ પ્રમાણે બોલતી અને પ્રસન્ન મુખવાળી તે રાજ્યદેવીએ કુમારના પૃષ્ઠભાગ ઉપર હાથ મૂકીને તેમને ઉભા કર્યા. પછી માણિક્ય અને મણિથી વ્યાપ્ત એવા મુકુટમાંથી મંદાર (કલ્પતરૂ)ના પુષ્પને કાઢીને દેવીએ કુમારને આપ્યું અને દેવીએ કુમારને કહ્યું કે—' હે રાજસુનો ! આ પુષ્પના પ્રભાવથી સર્વે રાજાઓ તમને વશવર્તિ થશે. ' એટલું કહીને તે રાજ્યદેવી અંતર્ધ્યાન થઇ ગઈ અને પૃથ્વીને જોવાના કુતૂહળરૂપી રસથી વ્યાપ્ત એવા કુમાર ત્યાંથી આગળ ચાલ્યા.

**મેઘનાદનું વિશાળાનગરીમાં આગમન**-ભૂતળ ઉપર ભમતા ભમતા રાજકુમાર મેઘનાદ એકદા જ્યાં દાન દેવામાં રસીક

પુરૂષો વસે છે અને જે દાન (મદ)થી યુક્ત હસ્તિઓની શાળારૂપ છે એવી વિશાળાનગરીમાં આવ્યા. જે વખતે કુમાર વિશાળા નગરીમાં આવ્યા તે વખતે ત્યાં સ્ત્રીઓ શણગાર સહિત વિવિધ પ્રકારની ક્રીડામાં રક્ત હતી, પુરૂષોએ સુંદર પોશાક ધારણ કર્યો હતા અને ઉમંગસહિત પોતાનો વ્યવસાય કરી રહ્યા હતા, કન્યાઓએ યોગ્ય આભૂષણો ધારણ કર્યાં હતા તેમજ ગુણોવડે શોભતી હતી, શ્રેષ્ઠ કવિઓ પણ પ્રફુલ્લિત વદનથી શોભાયુક્ત બનેલા હતા, સજ્જન પુરૂષો દાન પુણ્ય કરવામાં ઉદ્યમવાળા હતા, અશ્વો આભૂષણોથી ભૂષિત કરાયેલા હતા અનેપો તાના તેજથી શત્રુઓનો રોધ કરવામાં સમર્થ એવા ઘણા હસ્તિઓ શોભી રહ્યા હતા

**વિશાળાનગરીમાં ઉત્સવનું કારણ**-વિશાળા નગરીને આ પ્રકારના અત્યંત ઉત્સવથી યુક્ત જોઇને કૌતુકવાળા કુમારે કોઇએક પુરૂષને પૂછ્યું કે- 'હે ભદ્ર ! આ નગરની અંદર આજે ઉત્સવવડે યુક્ત લોકો કેમ દેખાય છે?' તે પુરૂષે જવાબ આપ્યો- 'હું અત્યારે કાર્યથી વ્યગ્ર છું, છતાં તમે કારણ સાંભળો- આ નગરની અંદર યશરૂપી ગંગાને ઉત્પન્ન કરવામાં હિમાચળ સમાન રાજશેખર નામના રાજા છે, તેની હેમવતી ભાર્યાની કુક્ષિથી ઉત્પન્ન થયેલી અત્યંત તેજયુક્ત જાણે કામદેવનું ધામ હોય તેવી ત્રૈલોક્યસુંદરી નામની અદ્ભુત પુત્રી છે. સદાચારની વાસભૂમિતુલ્ય અને અત્યંત નિષ્પાપ એવી આ કુમારીએ સમસ્ત કળાઓને ક્રીડા કરવાના ઉદ્યાનરૂપ, ગુણરૂપી હંસોને રહેવાને માનસ સરોવરતુલ્ય, યુવાન પુરૂષોરૂપી મયૂરને મેઘસમાન, લજ્જારૂપી અમૃતને ચંદ્રસમાન અને કામદેવની રાજધાની સમાન રૂપથી અલંકૃત એવું યૌવન પ્રાપ્ત કર્યું છે. આ કુમારીએ તેની માતાની બહેન (માશી) યશોમતી સાધ્વીએ હર્ષપૂર્વક આપેલા મહાલક્ષ્મી મંત્રનું અત્યંત સ્થિર મન રાખવાપૂર્વક સ્મરણ કર્યું તેથી તે લક્ષ્મીદેવી પ્રગટ થઇને કુમારીપ્રત્યે બોલ્યા કે-'સ્વયંવર

મંડપમાં મારા હંસથી બતાવાયેલા પુરૂષને તું વરજે.' ત્યારપછી મહાલક્ષ્મીદેવી તિરોભૂત થઇ ગઇ. એવા અવસરમાં રાજાએ આ પુત્રીને યૌવનાવસ્થા પ્રાપ્ત થયેલી જોઇ.

**ત્રૈલોકયસુંદરીનો સ્વયંવર**–યુવાવસ્થાને પામેલી ત્રૈલોકયસુંદરીના રૂપને જોવાથી રાજાનું ચિત્ત ચિંતાયુકત બન્યું અને તે ચિંતાનું નિવારણ કરવા માટે નગરની પૂર્વદિશામાં સ્વયંવરમંડપ રચાવ્યો અને સર્વ મહારાજાઓને આવવા નિમંત્રણા કરી. હવે કુમારી પ્રતિહારીના મુખથી રાજાઓના વૃત્તાંત સાંભળી પસંદ પડતા વરને પ્રેમમાળાથી યુકત પુષ્પમાળાનું આરોપણ કરશે. નવગ્રહની કાંતિતુલ્ય રત્નોથી મનોહર અને અવાજ કરતા એવા આ બે કરકંકણો તે કન્યાની શોભા વાસ્તે હું લઇ જઉં છું; તમારૂં કલ્યાણ થાઓ !" એટલું કહીને ઉત્સુક એવો તે પુરૂષ ગયો એટલે કુમાર વિચારવા લાગ્યો કે મને પ્રથમ રાજકન્યાના કંકણ સન્મુખ મળ્યા એટલે શ્રેષ્ઠ શકુન થયા. વળી 'આ કંકણો તે કન્યાને શોભાવશે અને તમારૂં કલ્યાણ થાઓ.' એ રીતનાં બોલાયેલા શબ્દો પણ માંગળિકસૂચક છે, તેથી હવે હું ત્યાં જાઉં, એવો નિશ્ચય કરી તે દિશા તરફ કુમાર ચાલ્યા.

**ત્રૈયલોકયસુંદરીનો સ્વયંવર મંડપ**—પછી નરમંડન (પુરૂષોમાં શ્રેષ્ઠ) એવો તે રાજકુમાર મેઘનાદ રમણીઓથી યુકત મહાન્ ઉત્સવથી આશ્રિત કરાયેલા સ્વયંવર મંડપમાં પહોંચ્યા. આ સ્વયંવરમંડપ દેદિપ્યમાન સુવર્ણકળશથી શોભતો હતો. તેમાં મધુર ધ્વની કરતી ઘુઘરીઓથી યુકત તોરણો હતા તથા મોતીઓના અવચૂલો (ચંદરવા) હતા. મંડપની ભૂમિકા કપૂર-કસ્તુરીના મંડળોથી શોભિત હતી અને મંડપમાં અનેક ઠેકાણે મોતીઓના સ્વસ્તિકો કરેલા દેખાતા હતા. આ પ્રકારના ઘણા વિસ્તારવાળા તથા અત્યંત ઉંચાઇવાળા મંડપને જોઇને કુમાર આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. સ્વયંવરમંડપમાં આવેલા રાજાઓના ગાઢ સૈન્યની અંદર સૂર્યનું ઝળહળતું તેજ પડવાથી સૈન્યના હથિયારોની

જવાળા સેંકડો વીજળીપણાનું આચરણ કરવા લાગી, રાજાઓનો હીરાઓથી સહિત એવા મુકુટો દેદિપ્યમાન સેંકડો સૂર્ય હોય તેમ દેખાવા લાગ્યા અને તેમના નિર્મળ છત્રો આકાશમાં સેંકડો ચંદ્રો હોય તેમ દેખાવા લાગ્યા. સ્વયંવર મંડપમા આવતા રાજાઓએ સુવર્ણ અને રત્નના અનેક અલંકારોને ધારણ કર્યા તેથી જયાં રત્નો નીકળે છે એવા રોહણાચળપર્વતમાં મગ્ન થયેલ જાણે જંગમ સ્વર્ણાચળો હોય તેવા દેખાવા લાગ્યા. શ્રેષ્ઠ હસ્તિ ઉપર આરૂઢ થયેલા રાજાઓ પર્વતના શિખર ઉપર રહેલા સિંહની જેવા શોભવા લાગ્યા. મેઘો જળને વરસાવે તેની જેમ સુવર્ણને વરસાવતા (દાન દેતા) અને દરેક દિશામાંથી આવતા સેંકડો ગમે શ્રેષ્ઠ નૃપોને જોઈને કુમાર વિચારવા લાગ્યો કે-' અહો ! સ્રીનું નામ પણ અત્યંત મોહનું કારણ છે.' ત્યાં આવેલા નરેન્દ્રોએ મિત્ર અને મન્ત્રિવરની સાથે મંડપની અંદર અત્યંત ઉંચા સુંદર મંચો ઉપર બિરાજમાન થઈ રત્નસિંહાસનની શ્રેણિને અલંકૃત કરી

**દેવીએ મેઘનાદને હંસનો આશ્રય કરાવ્યો**-આ વખતે એક દેવી કુમાર પાસે આવીને બોલી કે-' હે પુણ્યાશ્રય ! લક્ષ્મીદેવીએ મોકલેલા આ હંસનો તમે આશ્રય કરો' તે દેવી નરરાજ મેઘકુમારને એ પ્રમાણે કહી રાજહંસ ઉપર આરોહણ કરાવીને ચાલી ગઈ. કુમાર વિચારવા લાગ્યો કે - ' સામ્રાજ્યદેવી મારા ઉપર પ્રીતિ વાળી છે. ' તે વખતે આકાશમાં રહેલા રાજહંસ ઉપર બેઠેલા રાજકુમારને જોઇને અન્ય ભૂપો વિચારવા લાગ્યા કે-' સકલલોકને સમ્યક્ પ્રકારે જોવાને ઉત્કંઠિત થયેલો શું આ કોઈ દેવ છે ? '

**ત્રૈલોક્યસુંદરીનું સ્વયંવરમાં આવવું**—ત્યારપછી જેણીએ બાવનાચંદનનો લેપ કર્યો છે, ચન્દ્રના કિરણો સદ્દશ જેણે નિર્મળ વસ્ત્રો ધારણ કર્યાં છે, અને રત્નોથી યુક્ત મુકુટ પ્રમુખ આભૂષણોથી જે શોભી રહી છે એવી કુમારી સેંકડો સખીઓથી પરવરેલી અને પ્રૌઢ પ્રતિહારીએ હાથમાં રાખેલી વરમાળા ઉપર જેણે લોચનો સ્થાપન કર્યાં છે એવી કન્યા ત્રૈલોક્યસુંદરી પરચધર્યા

જેમ લક્ષ્મી, દાનથી જેમ કીર્તી, જ્ઞાનથી જેમ સિદ્ધિ અને શ્રુતથી જેમ મતિ પ્રગટ થાય તેમ મહેલમાંથી નીકળી સમિયાણામાં આવી. તે વખતે મેઘની શ્રેણિ જેમ સરોવરને ખળભળાવી મૂકે તેની માફક શૃંગારથી યુકત તેણીએ સર્વે રાજાઓના ચિત્તને વ્યાકુળ કરી દીધા, પણ સત્વના સાગરરૂપ મેઘનાદને કાંઇ અસર થઇ નહી. પછી હસ્તથી રાજાઓને બતાવવાપૂર્વક વરવચના (બોલવામાં કુશળ) પ્રતિહારીએ કુમારીને રાજાઓના સ્વરૂપનું વર્ણન કહેવાનું શરૂ કર્યું.–

'અયિ કુવલયનેત્રે ! કીર્તિરૂપી ચંદ્રાતપથી યુકત આ કાંચનપુર નગરીના રાજા અમરચંદ્ર છે. તેના નિર્મળ અંગનું લોચનવડે પાન કરીને અત્યંત હર્ષને પ્રાપ્ત કર ! કારણ તું રસચકોરી છે ! આ રાજાએ પોતાના નગરમાં સમુદ્ર કરતાં પણ વધારે ગંભીર અને અતિ અદ્દભુત અમૃતરૂપી ઉજ્વળ નીરના પૂરથી ભરેલું સારભૂત એવું એક સરોવર કરાવ્યું છે, જેની ફરતા પ્રૌઢ અને રમ્ય પ્રત્યેક ચાર દરવાજા અને અનેક જિનપ્રતિમાઓથી યુકત શ્રેષ્ઠ ચાર પ્રાસાદો છે. તેમાં સ્થાપન કરેલા ત્રણ હજાર બસોને બત્રીશ (૩૨૩૨) જિનબિંબોને માયાથી રહિત એવા આ રાજા પૂજે છે' કુવરીએ મસ્તક ધૂણાવી પ્રતિહારીને આગળ ચાલવા સંજ્ઞા કરી એટલે બીજા રાજા પાસે આવીને તે બોલી–'અયિ ! આ ગૌડભૂમિના મહેન્દ્ર કનકરથ છે. તેણે પોતાના દાનના યશવડે ઇંદ્રને પણ આશ્ચર્ય પમાડ્યો છે; વળી બાળપણમાંથી શિક્ષિત કરેલા સુંદર વીશ હસ્તિઓના પૃષ્ઠભાગ ઉપર શ્રીખંડના (સુખડના) કાષ્ઠથી અતિ દૃઢ પીઠબધ કરીને તેના ઉપર સુવર્ણના, ચાર દ્વારવાળા, મનોહર જૈનહર્મ્ય (જિનમંદિર) રચીને, ગર્જના કરતા એવા તે હસ્તિઓ સહિત સમગ્ર સૈન્યથી યુકત જેણે તીર્થ–યાત્રા કરી છે.' તર્જની અંગુલીથી આગળ કરાયેલી પ્રતિહારી બોલી–'સામ્રાજ્ય લક્ષ્મીને સ્થિરવાસ કરવાને કમળ સમાન એવા કાંતિનગરીના આ પદ્મ નામના રાજા છે; પદ્મ જેમ પદ્મો-

વડે કરીને સરોવરમાં વ્યાપી રહે તેવી રીતે આ રાજા પોતાની કીર્તિરૂપી પત્રોવડે કરીને ભુવનમાં વ્યાપી રહ્યા છે અને વળી પદ્મ તો કંટકથી સહિત છે અને આ રાજા તો કંટક (શત્રુ) રહિત છે. સમ્યકત્વની પરીક્ષાથી પ્રમુદિત થયેલા ઇંદ્રે અ પેલા વરથકી વિશ્વને અજેય (નજીતી શકાય તેવા) એવા મહાત્મા સદૃશ આ રાજાએ ચોસઠ શત્રુરાજાઓને જીતીને તેઓની પાસે પવિત્ર જળ-સ્નાનવડે સ્નાત્ર કરાવવા પૂર્વક, અંતરાત્મામાં પોતે ચિત્તને સ્થાપન કરીને ચંદ્રકાન્ત મણિથી નિર્માણ થયેલી શ્રીજિનપ્રતિમાની પ્રતિષ્ઠા કરી છે. રાજસૂય નામના યજ્ઞતુલ્ય પ્રતિષ્ઠા કરીને સમ્રાટ્ એવા તેણે સર્વ રાજાઓને પોતપોતાના રાજ્યે સ્થાપન કરી દીધા છે.' કુંવરીએ મુખે હસ્ત રાખવાથી પ્રતિહારી આગળ ચાલી બોલી–'હે કોમળાંગી! આ પ્રતિષ્ઠાનપુરના સ્વામી પૃથ્વીમાં પ્રખ્યાત એવા શ્રી હેમચૂડ રાજા છે. શૃંગારના પૂરરૂપ અમૃતવલ્લિને આલિંગન કરવામાં તે આ જગતની અંદર કલ્પવૃક્ષસમાન છે. તેણે પૂર્વે રચાયલા આગમોને પત્રોના સમૂહમાં સોનેરી અક્ષરોથી લખાવી તે શ્રેષ્ઠ પુસ્તકો પોતાના પિતાના શ્રેય અર્થે સુયતિઓને આપ્યા છે. શ્રી તીર્થંશના પદને પ્રણામ કરવા આવેલા ઇંદ્રોએ તે પુસ્તકો જોઇને તેને અત્યંત પુણ્યકાર્ય કરનાર જાણી પ્રમુદિત હૃદયવડે વિસ્મયતાપૂર્વક માથા ધણાવ્યા છે.' 'તુ બહુ નિપુણ છો.' એમ કુંવરીના બોલવાથી પ્રતિહારી આગળ ચાલીને બોલી—'હે તન્વિ! આ હેમાંગદ, શ્રીધર, પુષ્પચૂલ, વજ્રાયુધ અને સ્વર્ણભુજ આદિ પૃથ્વીના સ્વામીઓની મનથી પરીક્ષા કરીને પુણ્ય પ્રમાણે પ્રાપ્ત કર.' કુમારી 'એમ નહી' એટલું કહી તે પ્રતિહારીને ફરી ફરીને પ્રેરવા લાગી.

પ્રતિહારીએ શ્રેષ્ઠ રાજાઓના વર્ણનરૂપી સમુદ્રમાં કન્યાના મનને એવી રીતે સ્થાપન કર્યું કે અતિ મૂઢ થઇ ગયેલા તેના મનને કાર્યનો ખ્યાલ રહ્યો નહિ. અહિં આવેલા રાજાઓના ચિત્ત રૂપી મહાકુંભો કન્યાના કરગ્રહણના આવેશરૂપ દોરડાથી બંધાયેલા હતા, પણ કન્યા-

એ વરમાળા કોઇને આરોપી નહિ તેથી તે આવેશરૂપ દોરડાથી મુક્ત થયેલા રાજાઓના ચિત્તરૂપી મહાકુમ્ભો તે વખતે દુઃખ રૂપ મોટા અવટ (ખાડા )ની અંદર પડી ગયા અથવા કન્યા મેળવવાનો તેમનો મનોરથ નિષ્ફળ થવાથી દુઃખિત થયા. કન્યાએ કોઇને વરમાળા આરોપી નહીં તેથી મોટા માણુસોની બુધ્ધિ તે વખતે ચાલી શકી નહિ.' સખીઓ બધી વિમૂઢ થઇ ગઇ અને કન્યાના પિતા રાજશેખર ઉદાસ થઇને 'પુણ્યથી વર પ્રાપ્ત થાય.' એટલું નિરાશ થઇને બોલ્યા.

**મેઘનાદને માળારોપણ**—સુવર્ણવાળા ( સુંદર વર્ણવાળા ) બિસતંતુનો આહાર કરવાથીજ જાણે સુવર્ણદેહવાળો થયો હોય તેવો અને સુકોમળ કુમારને પોતાની પીઠ ઉપર વહન કરતો સ્વર્ગીય રાજહંસ તે વખતે બોલ્યો કે-"ષટ્ખંડ પૃથ્વીની ઉપર જેણે વિજય મેળવ્યો છે એવા જયદેવ નામના ચક્રવર્તી સાંસારીક વિષયોને ભોગવતા પ્રીતિપૂર્વક પ્રતિદિન બે લક્ષ સુવર્ણનું દાન આપીને પોતાના શયનથકી પ્રિયા સહિત ભૂમિ ઉપર પગ મૂકતા હતા. વળી દાનમાં એક વીર એવા તેમણે અપ્રમાણોપેત ઘણા જિનપ્રાસાદો કરાવ્યા છે. તેના પુત્ર રાજા વૈરસિંહ કે જેની નિર્મળ બુધ્ધિ છે તે દીર્ઘકાળ જયવંતા વર્તો ! તે વૈરસિંહના અંગજ આ મેઘનાદ કુમાર છે કે જેની કીર્તિ જગતમાં પ્રગટપણે પ્રસરેલી છે તથા જે કોઇથી જીતી શકાય તેમ નથી. હે કુમારી ! તારા અત્યંત પુણ્યથી પ્રસન્ન થયેલી રાજ્યદેવીએ સમગ્ર રાજાઓમાં શ્રેષ્ઠ એવા આ મારી પીઠ ઉપર રહેલા કુમારને પરીક્ષા કરીને અહીં મોકલ્યા છે, વાસ્તે તું તેને વરમાળા આરોપણ કર અને સ્વજનના વિષાદનો નાશ કર તથા વધતી ચિંતાને શાંત કર. ઉલ્લસાયમાન મનવાળા કુમારને હૃદયથી ભજ અને તારા મુખચંદ્રની કાંતિવડે સભાને વિકસિત કર." હંસે કહેલા એ રીતના દેવાંતને સાંભળીને પોતાને પ્રીતિ કરવા યોગ્ય વરની પ્રાપ્તિ થવાથી કન્યાનું હૃદયકમળ વિકસ્વર થયું અને અરૂણના ઉદય વખતે કમળ વિકસ્વર

થવાથી અંદર રહેલ ભ્રમર જેમ છુટો થાય છે તેવી રીતે હંસની વાણીની પ્રભાથી ચોતરફથી વિષાદ નાશ પામ્યો. તે વખતે વિકસિત રોમાંચવાળી, નમ્ર અંગવાળી, સ્ફૂરાયમાન ઉરૂવડે ચંચળ છે વસ્ત્રો જેના, ફરકતા વૃક્ષની જેવા કટાક્ષોથી ચંચળ નેત્રવાળી અને અનેક ભાવોથી વ્યાપી રહેલી એવી રાજપુત્રીએ બહેકી રહેલ પરીમલથી મુદિત થયેલા ભ્રમરો જે માળાની ફરતા ગીતો ગાઇ રહ્યા હતા એવી સખીના હસ્તમાં રહેલી માળા પોતાના કરકમળના યુગ્મવડે મેળવીને વિધિના વિલસિતથી વિસ્મિત થયેલા રાજપુત્ર મેઘનાદના કંઠમા સ્થાપન કરી. હંસના મુખદ્વારથી બોલાયેલા સદ્‌ભાગ્યોચ્ચારવડે આકૃષ્ટ થયેલી તે વરમાળાની સાથે અન્ય રાજાઓની ચક્ષુઓ વિસ્મયતાપૂર્વક કુમાર ઉપર પડી. (સર્વ રાજાઓ કુમાર તરફ જોઇ રહ્યા.) રાજ્યદેવીએ દીધેલા મંદારપુષ્પને તે વખતે કુમારે સઘળા રાજાઓ સમક્ષ ભમાવ્યું એટલે તેના પ્રભાવથકી તે સર્વે રાજાઓ પોતાને વશ થઇ ગયા.

. **લક્ષ્મીદેવીનું આગમન**—તે વખતે આકાશમાં એકાએક પ્રકાશ થયો અને દેવીઓથી સેવાતી અને સિંહાસન ઉપર બેઠેલી લક્ષ્મીદેવી સર્વેના જોવામાં આવી. તે લક્ષ્મીદેવી બોલી કે— 'હે રાજાઓ ! તમે સાંભળો. નિષ્પાપ એવો આ કુમાર ત્રણ ખંડનો સ્વામી થશે. કારણ કે તે પવિત્ર, દાન દેવામાં રૂચીવાળો, પુણ્યશાળી, કળાથી યુક્ત, સુંદર આકૃતિવાળો, તાત્વિક, સાત્વિક અને ગુણી પુરૂષોમા શ્રેષ્ઠ છે. આ કુમારની મેં પહેલાં પરીક્ષા કરી છે અને તેના દાનગુણથી બંધાયલા મારા મનને આ ભુવનની અંદર તેમના સિવાય બીજું કાંઇ મનોજ્ઞ લાગતું નથી. તેથી કરીને તેની આજ્ઞા તમે સર્વે માન્ય કરો અને નિષ્પાપ એવા તેને સ્વામી સમજી નમસ્કાર કરો.' એ પ્રમાણે બોલીને લક્ષ્મીદેવી પોતાનું આસન છોડીને આકાશમાંથી સમીપમાં આવી અને કુમારને ચંદનનું તિલક કર્યું. તે વખતે રાજાઓ પણ કુમારને નમ્યા. ચતુરંગી સેનાની સ્વામીની દેવીઓએ તે વખતે

દિવ્ય અમૃતના સમૂહથી કુંવરને વધાવ્યો. આકાશમાં દેવ દુંદુભી વાગવા લાગી. સમગ્ર દિશાઓ પ્રસન્ન થઈ અને દિવ્ય કાંતિવાળી દેવીઓ રસપૂર્વક ગીતો ગાવા લાગી. દેવાંગનાઓના ગાનરૂપી અમૃતધારાવડે કરીને આકાશ ભરાઈ ગયું, તેથી પૃથ્વી મેઘ (પક્ષે મેઘનાદ)ના કરેલા ઉપકારનો બદલો વાળી તે વખતે અનૃણી થઈ. પ્રભાવનાવડે જેમ ધર્મ શોભે, બુધ્ધિવડે જેમ ન્યાય શોભે તેમ પ્રભાશાળી કુમાર લક્ષ્મીવડે કરીને કૃષ્ણ જેવા શોભવા લાગ્યા.

**મેઘનાદનું રાજશેખરરાજાના પ્રાસાદે ગમન**—ત્યારપછી જ્યારે પંચશબ્દ વાજીંત્રો અત્યંતપણે વાગવા લાગ્યા, કુતિઓનો સમૂહ સ્તવના કરવા લાગ્યો અને બંદિવરો જયનાદ બોલવા લાગ્યા ત્યારે સુવર્ણનું દાન આપતા આકાશમાં રહેલા રાજહંસ ઉપરથી નીચે ઉતરી કલભ (યુવાન હસ્તિ) ઉપર આરૂઢ થઈને મ્હોટા ભૂપતિઓથી શોભતા અને લોકોના નેત્રોવડે અહંપૂર્વિકયા ( સ્પર્ધાપૂર્વક ) જેની પ્રભારૂપી અમૃતનું પાન થઈ રહ્યું છે એવા કળાથી યુક્ત તે કુમાર રાજશેખરના પ્રાસાદ પ્રત્યે આવ્યા. રાજશેખરરાજાએ તે મહોત્સવમાં આવેલા ચમત્કારથી યુક્ત મિત્રરાજાઓનો મિષ્ટાન્નવડે પ્રાજ્ય પકવાન્નવડે સારયુક્ત સરસ ભોજનવડે અને સુવર્ણ તેમજ વજ્રમણિના આભરણો તથા શ્રેષ્ઠ વસ્ત્રોવડે સત્કાર કર્યો.

**મેઘનાદનું ભૂમિ સાધવા ગમન**—મેઘનાદકુમાર હવે રાજાઓ સહિત પૃથ્વીને જીતવા ચાલ્યા. તે વખતે સૂર્યના કિરણોની જેમ નહીં જીતી શકાય એવો તેનો પ્રતાપ પણ આગળ ચાલ્યો. તે વખતે હસ્તિઓના ગાઢ નિઃસ્વાનવડે, બંદીજનોના મ્હોટા અવાજોવડે, ભટોની હક્કારૂપી પ્રયાણઢક્કાવડે અદ્વૈતશબ્દ થઈ રહ્યો. જેથી કરીને મનુષ્યોને હૃદયમાં રહેલું કાર્ય હાથની સંજ્ઞાવડે કરવું પડતું હતું, કારણ કે કોઈને બોલ્યું સંભળાય તેમ નહોતું. તે વખતથીજ બહેરી થઈ ગયેલી દિશાઓ હજીસુધી

પણ ઉત્તર આપતી નથી. અર્થાત્ બધિરતા ભોગવે છે હસ્તિના કુંભસ્થલઉપર રહેલા સિંદુરના પટલો સૂર ( સૂર્ય—શૂરવીર ) એવા આ કુંવરના શત્રુરૂપ ગ્રહનો નાશ કરવાને અરૂણોદય હોય એવા દેખાતા હતા. 'તમારે સુદશા (સારી સ્થિતિ ) રૂપ ચક્ર અમારા ચક્રની જેમ ભ્રમિત થયું છે વાસ્તે નાસી જાઓ.' એ પ્રમાણે ધ્વજાના ફરકવાવડે કરીને રથો શત્રુઓને પ્રેરતા હોય તેમ દેખાવા લાગ્યા. હેતી ( હથીયાર )વડે કરીને સહિત, પરસ્પર સ્નેહવાળા, મરૂત ( વાયુ ) ને પણ દુર્જય અને શત્રુરૂપી પતંગોને નાશ કરવામાં વાસ્તવિક દીપક સમાન પાયદળ ચાલતું હતું. દુર્દાન્ત એવી ઇંદ્રિયોને જેમ સુસાધુ દમન કરે તેવી રીતે સર્વે રાજાઓને વશ કરીને, જ્ઞાની જેમ ક્રૂર કર્મોનો નાશ કરે તેમ ક્રૂર ચિત્તવાળાઓનો નાશ કરીને, અને ભૂતળ ઉપર ધર્મિષ્ઠ રાજાઓને સ્થાપન કરીને, સુંદર મતિવાળા પુરૂષો તથા પ્રાપ્ત કરેલ પ્રચંડ દંડ અને ધનને સાથે લઇને, સર્વે દિશાઓ સાધ્યા પછી રાજાઓથી યુક્ત સસરાથી પ્રાર્થના કરાયેલા મેઘકુમારે વિશાળાનગરી તરફ પ્રયાણ કર્યું.

**મનોરથ નામના સરોવરનું દેખવું**—ચાલતાં ચાલતાં વિશાળાનગરી પાંચ ગાઉ દૂર રહી એટલે રસ્તામાં કુમારે એક સરોવર જોયું અને ત્યાં લશ્કરે પડાવ નાખ્યો. ભવ્ય એવા ધર્મિષ્ઠ જીવો ભવમાં ભમી ભમીને થાકી જવાથી જેમ ધર્મસ્થાનમાં આવીને વિસામો લેય તેની જેમ લશ્કરે માર્ગના શ્રમથી પીડાયેલા હોવાથી વૃક્ષોની છાયામા વિસામો લીધો. વિદ્વાન જેમ શાસ્ત્રનું પાન કરે તેમ તે સરોવરે તૃષાતુર લોકો જળપાન કરવા લાગ્યા અને જ્ઞાની જેમ મનમાં મગ્ન થાય તેમ મનુષ્યો તે સરોવરમાં મગ્ન થઈ સ્નાન કરવા લાગ્યા. ત્યાં આગળ મંત્રીઓએ તૈયાર કરાવેલા મોટા આવાસમાં રાજરાજેશ્વર મેઘનાદે હર્ષપૂર્વક આવાસ કર્યો. સિંહાસન ઉપર બેઠેલા અને રાજાઓથી સેવાના તે મેઘનાદને વનપાલકોએ આવીને કમળના સમૂહને

લેટણું કર્યું. તેમાં એક સુવર્ણકમળ સો પાંખડીવાળું નાસીકા તથા નેત્રને હર્ષ ઉપજાવનારૂં હતું તે તેણે પોતાના હસ્તમાં લીધું. ઘ્રાણેંદ્રિયને આલ્હાદ ઉપજાવવામાં અમૃતતુલ્ય તે કમળના ગંધને લેતા રાજા મેઘનાદ લીલાવડે આનંદિત લોચનવાળા થયા થકા તે વનપાળાલોકોને જોવા લાગ્યા અને તેમને પૂછયું કે-'નિર્મળ જળથી પૂર્ણ આ સરોવર કોણે અને શા હેતુથી કરાવ્યું છે?' વનપાલોએ જવાબ આપ્યો કે-'તમારા સ્વસુર આ રાજશેખરના પિતામહ (પિતાના પિતા) મનોરથ નામના હતા. તે પગક્રમવડે ઇંદ્ર સરખા અને ધર્મકર્મમાં અકુંઠિત ઉત્કંઠાવાળા હતા. તેણે આઠ દ્વારોથી યુક્ત અને દરેક દ્વારની જમણી તથા ડાબી બાજુએ સત્રશાળા અને જિનપ્રાસાદથી શોભિત એવું આ સરોવર કરાવ્યું છે. તેની રક્ષા કરવા ચારસો માણસો રાખ્યા છે અને આ સરોવરનું નામ રાજાના નામ ઉપરથી મનોરથસરોવર પાડવામાં આવ્યું છે. ધર્મિષ્ઠ એવા તે રાજાએ રસોયાઓથી તૈયાર કરેલી રસોઇ સર્વને ખવરાવવા ધર્મિષ્ઠ મંત્રીઓને હુકમ કર્યો હતો પૂર્ણિમા, અમાવાસ્યા, ચતુર્દશી અને અષ્ટમીને દિવસે એ રાજા છઠ્ઠ અથવા ચોથભક્તનો તપ કરીને અહીં આવતા હતા. અને અહિં આઠ જિનમંદિરમાં પોતે અષ્ટપ્રકારી પૂજા કરીને ભોજનશાળામાં માન્યજનોને પોતાની રૂબરૂ તે દિવસોએ ભોજન કરાવતા હતા. પારણાને દિવસે દાનેશ્વરી એવા તે રાજાએ યાવત્જીવ પર્યંત પાન્થજનને સ્વર્ણદાન આપ્યું હતું. શુભ ધ્યાનવડે કાળ કરીને તે રાજા ઇશાનદેવલોકમાં ઇંદ્રના મહર્ધિક સામાનિક દેવ થયા છે. જ્યારે તે દેવ નંદીશ્વર દ્વીપે તીર્થયાત્રાને માટે જાયછે ત્યારે હજુ પણ કોઇ વખત તે આ સરોવર-પર આવે છે તેનાવડે અહીં રાખવામાં આવેલા એવા ધર્મમાં ચિત્તવાળા અમે સરોવર, સત્રશાળા, અને જિનપ્રાસાદનીરક્ષા કરીએ છીએ. એ પ્રમાણે વનપાલોએ નિવેદન કર્યો પછી જગન્માન્ય રાજા મેઘનાદે તેમને દાનથી સંતુષ્ટ કરીને વિસર્જન કર્યો.

**મેઘનાદને કમળમાંથી એક લેખની પ્રાપ્તિ**—ત્યારપછી મેઘનાદ વિચાર કરવા લાગ્યા કે આ કમળની સૌરભતા, કોમળતા અને સાધુની જેમ તેનું સુકુલીનપણું (કમળ પક્ષે સુભૂમિમાં ઉત્પન્ન થવાપણું) વિગેરે ગુણોનો સમૂહ આશ્ચર્યકારી છે. અહો! તેને સુંઘવાથી ખહેર મારી ગયેલ મારી ઘ્રાણેંદ્રિ જીવનયુક્ત થઇ છે, વાસ્તે તેના કોઇ પણ પત્રમાં મૂર્તિમાન ગંધ હોય તેવું લાગે છે. એ રીતે તે કુમારે વિસ્તારવાળી પત્રની શ્રેણિને પહોળી કરી એટલે તેમાં મુદ્રિત (સીલબંધ) કરેલો એક લેખ જોયો. તે લેખની ઉપર પોતાના પિતા વૈરસિંહના નામના અક્ષરો વાંચીને તેને હર્ષ થયો, તેમજ પિતાનો વિયોગ યાદ આવવાથી દુઃખ થયું. પિતાપ્રત્યે થયેલા પોતાના અવિનયથી આત્મનિંદા ઉત્પન્ન થઇ. કુમારે તે પત્ર ખોલીને વાચવા માડયો—"કલ્યાણ અને લક્ષ્મીથી યુકત રત્નપુરીનો પુણ્યકર્મમા જેની મતિ છે એવો રાજા વૈરીસિંહ જે કોઇ સ્થાને સેંકડો ગુણોથી યુકત પોતાનો પુત્ર મેઘનાદ હોય ત્યાં તેને આદેશ કરે છે કે–'હે વત્સ! તારા વિરહથી દુઃખિત થયેલા અને રાજ્યભારથી ખીન્ન થયેલા મને ભક્તિના સમૂહરૂપ અમૃતકલશ સમાન તારા અંગના સંગથી આનંદિત કર.' એ પ્રમાણે પત્રિકા વાંચીને પિતાના આદેશથી જેને અત્યંત ઉત્કંઠા ઉત્પન્ન થઈ છે એવા મેઘનાદે હૃદયમાં શીઘ્ર પિતા પાસે જવાના પ્રમોદને ધારણ કર્યો. કુમાર વિચારવા લાગ્યો કે 'અહો! પિતાની વાણી અત્યંત વાત્સલ્યને વર્ષાવનારી છે, કારણ કે—પિતાના મનરૂપ રોહણાચળ પર્વતની ભૂમિકામા ખરેખર પુત્રના દોષરૂપ ધૂલિ ગુણરૂપી રત્નના ભાવને ધારણ કરે છે. આવા પૂજ્ય પિતાનો મેં એકાએક તેમની પાસેથી રાત્રિએ નીકળી જઇને કોઈ ન કરે તેવો અત્યંત અવિનય કર્યો છે. માનવા યોગ્ય પિતા અથવા ગુરૂના એક પણ શિક્ષાવચનને પામીને જે કોપ કરે છે તે પુત્રો નથી પણ કુપુત્રો છે. પોતાના ભાગ્યરૂપી લતાથી ઉત્પન્ન થયેલા પ્રભુતારૂપી પુષ્પને પામીને જે માતાપિતાના ચરણને પૂજે છે તેજ નરોત્તમ

છે. ને પિતાએ પોતાના વચનથી કોમલિત બનાવી મને ભોજન કરાવેલું છે ને પિતાને હા! અન્ય મોહથકી હું ભૂલી ગયો હતો તે આ પત્રના અક્ષરોએ હમણાં મને સંભારી આપેલ છે.

लोभात् धर्मं स्मरान्छीलं प्रतिपन्नमसत्त्वतः ।
स्नेहं च विस्मरेद् वृद्धेयं स जीवेत् पुमान् कथम् ॥ १ ॥

'લોભથી ધર્મને, કામથી શીળને, નિર્બળપણાવડે શરણાગતને અને ધન, ધાન્ય, રાજ્યસુખાદિની વૃદ્ધિથી સ્નેહને જે ભૂલી જાય તે પુરૂષ શા માટે જીવે છે? અર્થાત્ તેનું જીવિત નિષ્ફળ છે.'

**મેઘનાદને મૂર્છાની પ્રાપ્તિ**–આ પ્રમાણે વિચાર કરતાં તેના મનની અંદર રહેલા વિનયથી અને ગુરૂના શિક્ષારૂપી પ્રહારથી જાણે હણાયેલ હોય તેમ અત્યંત દુઃખના ભારથી દબાયેલો મેઘનાદ મૂર્છા ખાઈને ભૂમિ ઉપર પડ્યો. નજીક રહેલા રાજશેખરરાજાએ તે વખતે મેઘનાદની ઘણી સુશ્રુષા કરી. કેટલાક જળસિંચન કરવા લાગ્યા, કેટલાક કમળો મૂકવા લાગ્યા અને દુઃખી થયેલા કેટલાક કુમારને વાયુ નાખવા લાગ્યા અંગને સુખ ઉપજાવનારા શ્રેષ્ઠ ઘનસારના ચૂર્ણ તથા ચંદનાદિ લેપો લગાડ્યા છતાં પણ તેની આકરી એવી મૂર્છા વળી નહી. કોમળ અને સુંદર એવા હિતકારી વચનો મૂર્ખ માણસને અસર કરતા નથી તેમ કુમાર પ્રત્યે કરેલા સર્વે ઉપચારો નિષ્ફળ નિવડ્યા વિદ્યાવિશારદ વૈદ્યો કુમારના દેહને જોઈને કહેવા લાગ્યા કે 'આ દેહમાં આત્માના લક્ષણો જોઈ શકાતા નથી.' કુમારના અંગનું આરોગ્યપણું અસાધ્ય જાણીને વિચક્ષણ વૈદ્યો પણ શ્રાદ્ધ નહી પ્રાપ્ત થવાથી બ્રાહ્મણો જેમ ચાલ્યા જાય તેમ વિદાય થઇ ગયા એ રીતે દુઃખરૂપ વૈરીના આગમન સમાન મહાન્ ઉત્પાત થયે છતે કેટલાક જાણે દુઃખરૂપ વૈરીના પ્રહારથી હણાયેલા હોય તેમ ભૂપીઠ ઉપર લોટવા લાગ્યા. 'હે દુર્નય એવા યમરાજા! અમારા જોતા છતાં અકસ્માત્ તું આ કુમારને કેમ લઇ જાય છે' એ પ્રકારે રાજાઓ વારંવાર શોકથી કહેવા લાગ્યા. 'જન્મથી આરાધના કરાયેલી કોઈપણ

દેવી અત્યારે પ્રગટ થાઓ અને તમારાવડે કુમાર સચેતન કરાઓ' એમ બોલીને મંત્રીઓ ધ્યાન કરવા લાગ્યા. 'આ જગતની અંદર ગુણોવડે કરીને શ્રેષ્ઠ આ કુમાર સિવાય બીજો કોણ છે?' એમ બોલી ત્યાં રહેલા શત્રુઓના ચરપુરૂષો પણ દુઃખી થવા લાગ્યા.

**ત્રૈલોક્યસુંદરીનો શોક**—એટલામાં મેઘનાદની અગ્રમહિષી ત્રૈલોક્યસુંદરીએ ઘણા શોકથી યુક્ત મોટા ઘોંઘાટને સાંભળ્યો અને વિચક્ષણ એવી તેણીએ પ્રિયવંદા સખીને પૂછયું કે—'હે સખિ ! દુઃખરૂપ ગળોને (લીંબડાના મૂળ જે ઘણાં કડવા હોય છે) ઉત્પન્ન કરવામાં મેઘસમાન આ કોલાહલ શી બાબતનો સંભળાય છે ?' ત્રૈલોક્યસુંદરીના આ પક્ષને જાણે ન સાંભળ્યો હોય તેમ પોતાના નેત્રોને લૂછતી અને પોતાના હસ્તવડે દેવીના બંને વલયને સ્પર્શ કરતી તેણી બોલી–'હે ત્રૈલોક્યસુંદરી ! અદ્ભુત સ્થાનરૂપ તારા હસ્તકમળને પ્રાપ્ત કર્યા છતા પણ આ કંકણો નિસ્તેજ કેમ દેખાય છે !' દેવીએ 'નવા સુવર્ણને ભાંગીને' એ રીતનું અર્ધ વાક્ય બોલે છતે ખેદયુક્ત થયેલી તેણી વિચારવા લાગી કે આ રીતના સહેજે નીકળતા અશુભ વાકયથી કાંઇપણ ભાવી અનિષ્ટ થવાનો સંભવ છે. એટલામાં 'હા ! સ્વામિન્ ! અમને તજીને તમે લોકાંતર કેમ જાઓ છો' એવું મોટેથી રૂદન સાંભળીને ત્રૈલોક્યસુંદરી ઉત્સુકતાપૂર્વક ઉભી થઈ અને બોલી કે-'વિમળા અને કમળા નામની સ્વામીને ચામર ધરનારી બે દાસીઓ શા માટે આક્રંદ કરે છે ?' સંભ્રાંતપૂર્વક જતી એવી તેણીનો શ્રેષ્ઠ હાર તૂટી જવાથી જાણે પુણ્યના બીજ હોય તેમ મોતીઓ ભૂમિપર ખરી પડ્યા. પ્રિય પદાતિ સખીઓ (પગને તળીયે અળતો ચોપડેલો હોવાથી) ભૂમિને અળતાના રસથી ચિહ્નિત કરતી જાણે ભાવી દુઃખને આનંદથી અનુસરતી હોય તેમ ત્રૈલોક્ય સુંદરીની પછવાડે ચાલી. ત્યાં ભર્તારના દેહની દુઃખે જોઇ શકાય તેવી અવસ્થા જોઈને વિયોગરૂપી ઉષ્ણ ઋતુથી સંતપ્ત થયેલી

ત્રૈલોક્યસુંદરી પદ્મિનીની જેમ પૃથ્વી ઉપર પડી ગઇ. સખીઓએ કરેલ શિતોપચારથી તેની મૂર્છા તેજસ્વી વિયોગરૂપી અગ્નિની બળતી જ્વાળાના ભયથકી હોય તેમ ચાલી ગઇ. આ વખતે સ્વામીવિયોગના દુઃખરૂપી મન્થાને ( રવૈયાએ ) ત્રૈલોક્યસુંદરીના મનરૂપી સમુદ્રને વલોવી નાખ્યો, તેથી તેમાંથી દુઃખરૂપી ખારા જળની સાથે વાણીરૂપી મણિની શ્રેણિ નીકળી. તેણી ધીરજ ધારણ કરીને પોતાના સ્વામીનું મુખ જરા ઉંચું કરીને બોલી- 'હે નાથ ! આપ બોલો, હવે પછી આપને અપ્રિય એવું કાર્ય હું કોઇ વખત કરીશ નહી. હે વલ્લભ ! જવાબ આપો, નજર કરો અથવા મારા તરફ મોં મલકાવો, તેમાંથી એક પણ આપ કરશો તો હું જીવી શકીશ, નહિ તો હું કેની રીતે જીવીશ ? શ્યામ મુખ, અક્ષિ (આંખ)નો સંકોચ અને માનથી લાંબા વખત સુધી મૌનના ધારણ કરવી તે સ્નેહનો નાશ કરે છે એવું જે આપ મને કેહતા હતા તે આપ ભૂલી ગયા જણાઓ છો, વાસ્તે યાદ કરો. સર્વદા તમે નમ્ર થયેલા શત્રુઓઉપર પ્રસાદ કરવાવાળા છો તો મારા કરેલા અપમાનને યાદ રાખીને માન તજી હજુ કેમ કૃપા કરતા નથી.' આ પ્રમાણે ઓળંભા દેવા છતાં જવાબ મળ્યો નહિ ત્યારે ત્રૈલોક્યસુંદરીએ મનમાં વિચાર કર્યો કે– 'ધર્મયુક્ત વચન બોલવાથી સ્વામી જવાબ આપશે.' પછી તેણી બોલી– 'હે પ્રાણેશ ! મધ્યાહ્નનું ઘણું શયન શ્રેષ્ઠ નથી વાસ્તે ઉઠો, આપના વચનની રાહ જોનારા આ વિદ્વાનો હજી બેસી રહ્યા છે. બીજું તમારા દાનના યશથી પ્રેરાઇને આવેલા દાનના અર્થીજનો દ્વારમાં ઉભા રહેલા છે. વાસ્તે હે દાનપ્રિય ! તેમને ઇચ્છિત દાન આપીને મને હર્ષ ઉપજાવો. વળી હે ભૂજાને ! આપ જિનેશ્વરની સંધ્યાકાળ સંબંધી પૂજા કરો, આપને ત્રણે કાળ પૂજાના પુણ્ય રહિત વ્યતીત થાય છે' આટલું કહેવા છતાં સ્વામીનો જવાબ નહિ મળવાથી સભાસદોને મૂર્છા પમાડતી તેણી મૂર્છા ખાઇને જમીનપરપડી, અને વિલાપ કરતી સખીઓને જોઇને તેણી પણ આકાશ અને પૃથ્વીને

રૂદન કરાવતી હોય તેમ અત્યંત રૂદન કરવા લાગી.

**ત્રૈલોકયસુંદરી પતિસાથે બળી મરવા તૈયાર થઇ—**

સ્વામીને ગતપ્રાણ જાણીને મહાસતી ત્રૈલોકયસુંદરી સ્થિરતા ધારણ કરી પ્રાણનાથ સાથે પરલોક પ્રયાણ કરવા તૈયાર થઇ. પંડિતોના તેમજ રાજાઓના સુંદરવાકય સહિત કરેલા ઉપરોધનો તેણીએ વિનય યુક્ત વચનો અને પ્રશસ્ત શાસ્ત્રના ફરમાનોને કહીને સ્વીકાર કર્યો નહિ. સ્વામી રહિત શૂન્ય થયેલા આ જગતથી જાણે બ્હીતી હોય તેમ મૃતપતિની સાથે જ્યારે ત્રૈલોકયસુંદરી ચાલી, તે વખતે પ્રિયંવદા સખીએ તેણીને કહ્યું–'પતિ પૃથ્વીરૂપી પત્નીની સાથે જાય છે, તેથી શું તને અસ્વસ્થતા થઇ છે? અથવા હું સમજી કે તું ઇર્ષાળુ છે.' તે વખતે લોકો તેણીની અંદર રહેલા કુળબળની અને રાજાઓ તેણીના સમર્થ હૃદયબળની પ્રશંસા કરવા લાગ્યા તથા મુનિઓ તેણીના સ્નેહબળને કહેવા લાગ્યા. 'સાહસિકને તો સર્વ ડહાપણવાળું છે.' રાજાઓ તેણીના સંસાર ઉપરના વૈરાગ્યવડે, મુનિઓ તેણીના સત્ત્વવડે અને સર્વ પ્રજાજન તેણીના રૂપવડે વિસ્મય પામ્યા. જ્યારે ચિતા તૈયાર કરવામાં આવી ત્યારે ત્રૈલોકયસુંદરીએ વિચાર્યું કે–'માત્ર સ્પર્શના સ્નેહથી આ ચન્દનાદિ સુગંધી પદાર્થો અહિં અગ્નિમાં રાજાની સાથે બળી મરવા રહેલા છે.' દુઃખને ધારણ કરતી માતાને તેણીએ કહ્યું 'હે માતા! મનની અંદર તમે ખેદને શા માટે ધારણ કરો છો? પતિની પાસે રહેલી આજે હું વિવાહના અગ્નિતુલ્ય આ અગ્નિને માનું છું.' એ પ્રમાણે કહીને ત્યાગ કર્યો છે હૃદયનો કંપ જેણીએ એવી ત્રૈલોકયસુંદરીએ જેટલામાં અગ્નિમાં ઝંપાપાત કર્યો તેટલામાં માણસોએ તે બંને દમ્પતિને જીવતા સિંહાસન ઉપર બેઠેલા જોયા. 'પિતૃભક્ત આ મેઘનાદને ધન્ય છે તેમજ પતિવ્રતમાં શિરોમણિ આ ત્રૈલોકયસુંદરીને પણ ધન્ય છે.' એમ પ્રશંસા કરતા લોકોએ સમીપમાં એક દેવને જોયો. તે વખતે રાત્રિના અંધકારને નાશ કરવામાં સમર્થ એવી પૂર્ણિમાને દિવસે ચંદ્રકાન્તમણિ શ્વેત કિરણોવડે અને જગના

ઝરવાવડે કરીને જેમ શોભે તેમ મનુષ્યોના મુખો પ્રમોદ અને હર્ષાશ્રુવડે શોભવા લાગ્યા મેઘનાદ વિચાર કરવા લાગ્યા કે–' તે લેખ કયાં ? અને આ દેવી અહિં મારા આસન ઉપર રહેલી કયા ? વળી પ્રાપ્ત થયેલા શોકનો નાશ થવાથી હર્ષને ધારણ કરતા આ લોકો અહિં એકઠા થયેલા કેમ દેખાય છે ?' તે વખતે ત્રૈલોકયસુંદરી દેવી વિચારવા લાગી કે ' મારી પૂર્વની દુઃખમય સ્થિતિ કયા અને આ પ્રકારનું આશ્ચર્ય કયા ? અહો ! અનિત્યભાવથી ભરપૂર આ સંસાર ચિત્રવિચિત્ર દેખાય છે '

**મનોરથદેવ અને તેણે જણાવેલો વૈરસિંહ રાજાનો સંદેશો**—આશ્ચર્યથી યુક્ત રાજા મેઘનાદે ત્યારપછી પોતાના દિવ્ય સિંહાસનનો ત્યાગ કરીને ત્યા આવેલા તે દેવને નમસ્કાર કર્યો અને હર્ષપૂર્વક બનેલા કુતૂહળનો વૃત્તાત પૂછયો. દેવે તુરત જવાબ આપ્યો કે—' હે ભૂપતે ! હું કહુ ત ચરિત્ર તમે સાભળો. હું મનોરથ નામનો રાજા હતો અને અત્યારે ઈશાનસ્વર્ગવાસી દેવ થયેલો છું. સ્વર્ગથી આવતા એવા મે દુઃખને ધારણ કરતા, લેખને લખતા તથા ભૂમિ ખોતરતા રત્નપુરી નગરીના સ્વામી વૈરસિહરાજાને ગવાક્ષની અંદર જોયા તે રાજાના દુખના અતિશયપણાવડે પ્રેરાયેલા એવા મેં તેમને પરોપકાર કરવાની બુદ્ધિથી દુઃખનુ કારણ પૂછયુ. પંડિતશિરોમણિ વૈરસિહરાજાએ પોતાના બને ચક્ષુ લુછીને જવાબ આપ્યો–' હે દેવ ! મારી હકીકત સાભળો. પૃથ્વીના આભૂષણતુલ્ય અદ્ભુત ગુણોથી યુક્ત મારો પુત્ર કોઇપણ દેશાતર ગયેલ છે અને મને ફરીથી તેનો મેળાપ થયો નથી તે પુત્રને ગયા આજ બાર વર્ષો વીતી ગયા છે તેનું કલ્યાણ થાઓ પણ મને પ્રીતિના કારણભૂત એવા તેના કોઇપણ પ્રકારના સમાચાર પણ મળતા નથી. કહ્યુ છે કે—

भ्रश्यतेऽन्वह धर्म, स्वजनश्च समायते।
यश शस्तायन येत, को वाञ्छति न त सुखम् ॥ १ ॥

'જેનાથી હમેશાં ધર્મ વૃદ્ધિ પામે છે, સ્વજન સુખ પામે છે અને વંશ પ્રશંસાપાત્ર બને છે તે પુત્રને કોણ ન ઇચ્છે ?' દેવીએ દીધેલા પ્રસાદરૂપ મારો પુત્ર આ ભૂતળની અંદર ત્રણ ખંડનો નાયક (મેઘ) જે સંભળાય છે (મેઘનાદ) તેજ નામવાળો છે. વર્ષાઋતુ જેમ ઘટાટોપથી યુક્ત સંપૂર્ણ મેઘને પ્રાપ્ત કરે તેમ તે મારા પુત્રે યૌવનને પ્રાપ્ત કર્યું છે અને વૃદ્ધાવસ્થા પામેલો હું શરદઋતુની જેમ હંસ સદૃશ પુત્રનું સ્મરણ કરૂં છું. હે સુરપ્રવર ! જો આ લેખને પ્રાપ્ત કરીને તે મારી પાસે આવે તો તેને આ પૃથ્વીનો ભાર સોંપીને હું મારી સિદ્ધિને માટે પ્રવ્રજ્યા અંગીકાર કરૂં. પવિત્ર આશયવાળા વૈરસિંહ-રાજાએ એટલું કહ્યા પછી મેં કહ્યું—'હે નૃપ ! મારા હાથમાં તે લેખ આપો અને તમે તમારા મનને આનંદમાં રાખો. તમારા પુત્રને હું મેળવી આપીને તમારા મનને પ્રમુદિત કરીશ.' એ પ્રમાણે કહીને હું લેખ લઇને મારા આ સરોવરે આવ્યો."

**મનોરથદેવે કરેલી પરીક્ષા અને મેઘનાદને વિદ્યા તથા ત્રૈલોક્યસુંદરીને પ્રતિમાનું દેવું**—અહિં તમારા સૈન્યનો પડાવ જોઇને મેં વિચાર કર્યો કે—'આ કુમારની પિતૃભક્તિ કેવી છે તેની પરીક્ષા કરૂં.' પછી તે લેખ મેં છળવડે કમળમાં મૂક્યો. તે તમને પ્રાપ્ત થયા પછી તમને આવેલી મૂર્છાને જોઇને તમારા વિનયથી હું ચકિત થઇ ગયો. ત્યારપછી આ ત્રૈલોક્યસુંદરી મારા પૌત્રની પુત્રી છે એમ જાણીને તમારી મૂર્છાવડે પતિવ્રતાવ્રતને વિષે સતી એવી તેણીની દૃઢતા કેવી છે ? તેની પણ મેં પરીક્ષા કરી. કહ્યું છે કે—

दानवान् धनवान् श्रेयान्, विद्यावान् बलवान् सुमान् ।
पितृ-मातृ-गुरुष्वेषु, विनयेनैव राजते ॥ १ ॥
चातुर्यमार्जव रूप, कलासु किल कौशलम् ।
पतिव्रतात्रतेनैव, कुलवध्वाः सुशोभते ॥ २ ॥

"દાન દેવાવાળા, ધનિક, વિભૂતિયુક્ત, વિદ્વાન અને બળિષ્ઠ,

પુરૂષો પિતા, માતા અને ગુરૂનો વિનય કરવાવડેજ શોભે છે. ॥ ૧ ॥ કુળવધુની ચતુરાઈ, સરલતા તથા તેનું રૂપ અને કળાઓનું કુશળપણું પતિવ્રતાવ્રતવડેજ સારી રીતે શોભે છે.' ॥૨॥

વળી મનોરથદેવે કહ્યું-'હે રાજન્ ! તમારી પિતૃભક્તિવડે અને હે પુત્રી ત્રૈલોક્યસુંદરી ! તારી ભર્તૃભક્તિવડે હું તુષ્ટમાન થયો છુ, વાસ્તે તમે બન્ને સત્વર મારી પાસે વરદાન માગો.' હવે એ પ્રમાણે કહ્યું એટલે બંનેએ જવાબ આપ્યો કે-'તમારા દર્શનથી સંતુષ્ટ થયેલા અમને કાંઇપણ વાંછા નથી.' તે વખતે ઇહા વગરના તે મેઘનાદરાજાને શ્રેષ્ઠ એવા તે દેવે આકાશગામિની વિદ્યાનો મંત્ર કાનની અંદર (પ્રચ્છન્નપણે) આપ્યો અને ત્રૈલોક્યસુંદરીને કહ્યું-'સતિ સુતે ! આ હું આપું છું તે દેવાધિદેવની શ્રેષ્ઠ પ્રતિમા ગુણવડે કરીને અપ્રતિમ છે. તેની તારે હમેશાં દિલની ભક્તિથી પૂજા કરવી. વળી હે વત્સે ! કોઇ વખતે સાધ્ય કરવા-યોગ્ય વસ્તુ અસાધ્ય બને તો ચિત્તની અંદર મારૂં સ્મરણ કરજે, જેથી હું તુરત આવીને ઉભો રહીશ.' પછી 'અહો આ મહાપ્રસાદ કર્યો.' એમ તેણીએ કહે છતે અને બંને જણાએ હાથ જોડે છતે દેવ તેજવડે આકાશને પ્રકાશિત કરતો તુરત વિદાય થયો.' દેવાધિદેવની તે મૂર્તિને સ્વર્ણના ડાબડામાં સ્થાપન કરીને રાજા પોતાના પટ્ટગજ ઉપર રાખવા લાગ્યા.

**પિતાના દર્શનને માટે મેઘનાદનું ગમન**—ત્યારપછી વિદ્યાબળ અને સૈન્યબળવડે નિશ્ચળ મનવાળા મેઘનાદરાજા રસ્તામાં રાજાઓને જીતતા અને પર્વતોને ચલિત કરતા ચાલ્યા. બાર વર્ષે પિતાના દર્શનરૂપી અમૃતભોજન કરવામાં ઉત્સુક એવા તેણે સમીપમાં ધૂલિ ઉડવાથી આકાશમાં થયેલા ધૂલિના મંડળને જોયું અને તે જોઇને સમીપમાં કોણ આવે છે ? તે જાણવા પોતાના મંડળિકરાજાઓને મોકલ્યા. તેઓ ત્યાં જઇને કોણ આવે છે તે જાણીને પાછા આવ્યા અને મેઘનાદને નમસ્કાર કરીને હર્ષ પામતા તથા તુષ્ટિદાન માગતા બોલ્યા કે-'હે સ્વામિન્ ! તે મનોરથદેવે

આપના પિતા વૈરસિંહરાજાને આપના આવવાના સમાચાર અગાઉથી આપ્યા તેથી આપને મળવાની ઉગ્ર ઉત્કંઠાવડે દૈવસહાયથી કરાયેલું છે આગમન જેમનું એવા તમારા પિતા સમીપ આવે છે.' એ પ્રમાણેની વાણીરૂપી અમૃતથી તેના બંને કાન પ્રમુદિત થયા અને તેના બંને લોચન વિકસ્વર થયા.

**મેઘનાદને પિતાના દર્શન**—પ્રફુલ્લિત નેત્રોવાળા અને આનંદથી યુક્ત મેઘનાદે જેટલામાં સમીપમા દૃષ્ટિ કરી તેટલામાં તેણે પિતાને જોયા. તુરતજ તેણે પોતાના અશ્વથી નીચે ઉતરી સર્વ હથિઆરો મૂકી દઇ પિતાના ચરણકમળને નમસ્કાર કર્યો. અકસ્માત્ પુત્રના ભેટવાથી પ્રીતિયુકત થયેલા પિતાએ બંને ચક્ષુમાંથી મૂકેલા હર્ષાશ્રુ મેઘનાદના પીઠ ઉપર પડ્યા. ક્લિષ્ટ થયેલા પોતાના અંગવડે બાર વર્ષથી દૂર રહેલા પુત્રને ભેટીને વૈરસિંહ પિતાએ ઉત્કૃષ્ટ અને અલૌકિક પ્રીતિ પ્રાપ્ત કરી કે જે તેનું મનજ ફકત સમજી શકે.

**મેઘનાદ રાજાનો નગરમાં પ્રવેશ**—ત્યારપછી મેઘનાદને હસ્તિ ઉપર બેસાડી અનેક મનુષ્યોથી યુક્ત પિતાએ શુભ દિવસે પોતાના નગરમાં પ્રવેશ કરાવ્યો. તે વખતે રસ્તામાં કેટલાક વાચાળ ક્ષત્રિયપુત્રો બોલવા લાગ્યા કે--' આ મેઘનાદે અમારી સાથે બાળક્રીડા કરી છે અને તે વખતે કોઇ પ્રકારની લજ્જાનું પણ ભાન ન હોતું. ' માગધલોકો બોલવા લાગ્યા કે--' આ તેજ મેઘનાદ છે કે જેણે અમને લક્ષ્મીવલ્લીના સુંદર ફૂળોસમાન સોનામહોરોનું દાન આપેલું છે. ' વૃદ્ધ ધાત્રીઓ ' આ મેઘનાદે બાળવયમાં અમારા ઉત્સંગમાં ઘણો કાળ ક્રીડા કરી છે' એમ બોલવાપૂર્વક પોતાના ચિત્તની અંદર પ્રમુદિત થવા લાગી. ઠેકાણે ઠેકાણે વધુના વૃંદોથી કરાયેલા મંગળોને, ગુરૂઓથી અપાતા આશીર્વાદને, ખંડિયારાજાઓએ અર્પણ કરેલા ભેટણાઓને અને મનુષ્યોથી બોલાતા પ્રીતિવચનોને ગ્રહણ કરતા, રસ્તામાં

થતા નાટારંભોને જોતા, અર્થીજનોને સુવર્ણનું દાન દેતા, શ્રેષ્ઠ કવિઓને દાનમાં ગામો આપતા મેઘનાદ નગરની અંદર પ્રવેશ કરીને પિતાના મહેલે આવ્યા.

**મેઘનાદની પિતૃભક્તિ**—મહેલની અંદર આવીને જ્યારે પિતા વૈરસિંહ પોતાને આસને બેઠા ત્યારે મેઘનાદ અંજલી જોડી નમસ્કાર કરીને બોલ્યા—'હે તાત ! આપના ચરણકમળની સેવા વિના સર્વ પ્રાપ્ત થયેલા સુખો શર્કરા ( સાકર ) વિનાના મોદકની જેમ હર્ષને વાસ્તે થતા નથી. વળી જે કાંઈ પ્રભુતા મને પ્રાપ્ત થયેલી છે તેમાં વૃક્ષની સુગંધીની અંદર જેમ તેનું મૂળ કારણભૂત હોયછે તેમ પુણ્યશાળી એવા આપજ કારણભૂત છો.' એ પ્રમાણે વિનયપૂર્વક બોલી પિતાના પાદપીઠ ઉપર બેસીને મેઘનાદે સભામા આવેલા ભક્તિવાળા રાજાઓને આશ્ચર્ય ઉત્પન્ન કર્યું. બાર વર્ષે પુત્રના મળવાથી આનંદિત થયેલા પિતાએ તે વખતે સ્વજનવર્ગને હર્ષથી ભોજન કરાવ્યું.

**વૈરસિંહરાજાનું વ્રતગ્રહણ**— ત્યારપછી વૈરસિંહ પિતાએ મેઘનાદને કહ્યું—'હે પુત્ર ! ન્યાયનિપુણ એવો તું આ રાજ્ય અંગીકાર કર એટલે ભોગમાં અનાસક્ત એવો હું હવે વ્રત ગ્રહણ કરી આત્મકલ્યાણ કરૂં.' આ પ્રમાણે કહીને રાજ્યને નહિ ઇચ્છતાં છતા પણ નરોત્તમ એવા વૈરસિંહે પુત્રને રાજ્ય આપ્યું અને વ્રત લેવાની તીવ્ર ઇચ્છાવાળા તેમણે ચક્રેશ્વર નામના ગુરૂપાસે દીક્ષા ગ્રહણ કરી. 'વૈરસિંહસ્વામી વિના મારૂં શું થશે ' એ રીતે દુઃખિત થયેલી ગોત્રવૃદ્ધ (ઘણા ગોત્રથી ચાલી આવતી) પૃથ્વીરૂપી સ્ત્રીના ઉપર ત્યારપછી મેઘનાદ શાસન કરવા લાગ્યા. પ્રાતઃકાળે, મધ્યાહ્નને અને સાંયકાળે જિનેશ્વરની પૂજા કરીને દાનેશ એવા મેઘનાદરાજા હમેશાં ત્રણ કોટી સોનામહોરોનુ દાન દેવા લાગ્યા

**મેઘનાદનું નંદીશ્વરદ્વીપે ગમન**—એકદા રાત્રે ત્રૈલોક્યસુંદરીનાં સાથે શય્યામા મેઘનાદ સુતેલા હતા તે વખતે કાંઈક જાગૃત બનેલા તેમણે આકાશમાં એકાએક પ્રકાશ દીઠો. તે પ્રકાશ

જોવાને વાસ્તે ઉભા થયેલા તેમણે આકાશમાં દેવોથી યુક્ત ઘણા શ્રેષ્ઠ વિમાનો જોયા. મેઘનાદરાજા-વસ્ત્રો ધારણ કરીને દેવે અર્પણ કરેલી આકાશગામિની વિદ્યાવડે આકાશમાં તે વિમાનોની પાછળ ચાલી નીકળ્યા અને તે દેવોની સાથે થઇ જઇ તેમાંના એક દેવને પૂછ્યું કે—'તમે કયાં જાઓ છો?' તે દેવે જવાબ આપ્યો કે—'હે ભાઇ! સાંભળો. અમે શ્રેષ્ઠ એવા નંદીશ્વરદ્વીપે શાશ્વતા જિનેશ્વરોને નમસ્કાર કરવા જઇએ છીએ. હે કૌતુકી! કૌતુકેથકી તમારે પણ અમારી સાથે નંદીશ્વરદ્વીપે આવવાની ઇચ્છા હોય તો આ અમારા વિમાન ઉપર આવી જાઓ.' દેવના એ પ્રકારના સન્માનથી મેઘનાદ તે વિમાન ઉપર આરૂઢ થયા અને દેવોની સાથે નંદીશ્વરદ્વીપે ગયા. દેવો પોતાના વિમાનો આકાશમાં રાખીને જિનેશ્વરના પ્રાસાદમાં આવ્યા અને સાથે આવેલી દેવીઓ તે વખતે અમૃતતુલ્ય સંગીત કરવા લાગી. દેવોએ ત્યાં તીર્થોદકથી પૂર્ણ કળશોવડે પાંચસો ધનુષ્યના માનવાળી પરમાત્માની મૂર્તિઓનું સ્નાત્ર કર્યું અને દિવ્ય પુષ્પોવડે પૂજન કર્યું. વિવેકથી તુષ્ટમાન થયેલા ચોસઠ ઇંદ્રોએ ત્યારપછી જિનેશ્વરની આરાત્રિક મેઘનાદરાજા પાસે કરાવી.

**હેમશેખર કેવળી**—જિનમૂર્તિને નમસ્કાર સ્તવનાદિ કરીને પછી દેવોએ મેઘનાદરાજાને આગળ કરી નંદીશ્વરદ્વીપે આવેલા હેમશેખર નામના કેવળીભગવાન પાસે જઇને તેમને નમસ્કાર કર્યો. પછી જ્યારે પ્રસન્ન ચિત્તવાળા તેઓ કેવળી પાસે બેઠા ત્યારે કેવળીભગવાને ઘણું ફળ દેવાવાળી તીર્થયાત્રાના સંબંધમાં દેશના આપી કે-'સદ્ભાવરૂપી નીરવડે દેવ તથા મનુષ્યોને પવિત્ર કરતી અને સુકૃતરૂપી પર્વતમાંથી નીકળતી સદ્વિવેકરૂપી કમળથી યુક્ત એવી તીર્થયાત્રારૂપ નદી પુણ્યશાળી જીવોએ ધારણ કરવા યોગ્ય છે. સમગ્ર પર્વોના દિવસોમા શ્રેષ્ઠ એવા ચૈત્રીપૂર્ણિમાના દિવસે તો કાયમ સમગ્ર વિષયાસંગ તજી દઇને તીર્થયાત્રા કરવી જોઇએ.' એ પ્રમાણે ધર્મવચનોથી યુક્ત અવસરને ઉચિત દેશના સાંભળી દેવો

પ્રમુદિત થયા. કેવળીભગવાન દેશના આપી બંધ થયા એટલે સૌધર્મેન્દ્રે પ્રશ્ન કર્યો કે—'હે ભગવન્! મારા ભરતક્ષેત્રની અંદર કોઇ મહાતીર્થ અત્યારે વિદ્યમાન છે કે નહિ?' તે સાંભળી કેવળીભગવાનના મુખથકી સરસ્વતી જાણે ઉત્સુક બની હોય તેમ પ્રગટ થઇ (કેવળીભગવાને જવાબ આપ્યો) કે—'હે ઇંદ્ર! તમે તમારા મનને દુઃખિત કરશો નહિ.'

શત્રુંજયગિરિનું વર્ણન—એટલું કહી કેવળીભગવાને કહ્યું કે—'હે ઇંદ્ર! તમારા ભરતક્ષેત્રની અંદર શત્રુંજયગિરિ નામનું મહાન્ તીર્થ વિદ્યમાન છે. ને શત્રુંજયગિરિ મૂળમાં પચાસ યોજનના વિસ્તારવાળો અને આઠ યોજનની ઉંચાઇવાળો તથા શિખર ઉપર દશ યોજન પ્રમાણવાળો છે. પ્રસિદ્ધ એવો આ શત્રુંજયગિરિ સિદ્ધિપદને દેવાવાળો છે તથા સિદ્ધાન્તને વિષે અનંતા તીર્થંકરો આ તીર્થના મહિમાનું અગાઉ વર્ણન કરી ગયા છે. બ્રહ્મચર્યવડે કરીને, તપવડે કરીને, અને ધનવડે કરીને અન્ય તીર્થે ઘણે કાળે જે ફળ પ્રાપ્ત થાય છે તેટલું ફળ અહિં સિદ્ધગિરિ એવા શત્રુંજયતીર્થે જીવો એક ઉપવાસવડે પ્રાપ્ત કરે છે આ તીર્થે અનંતા રાજાઓ, ચક્રીઓ, અને મુનિરાજો ગતકાળમાં સિદ્ધ થયા છે અને આગામિકાળમાં પણ અનંતા સિદ્ધ થશે. યુગાદિનાથના તીર્થને વિષે આ સિદ્ધગિરિનો પ્રભાવ અત્યંત પ્રગટ થશે વાસ્તે હે ઇંદ્ર! તમે પ્રસન્ન ચિત્તવાળા રહો.'

દેવો, મેઘનાદ તથા કેવળીનું અન્યત્ર ગમન—એ પ્રમાણે કેવળીની વાણી સાંભળીને, તેમને નમસ્કાર કરી પ્રસન્ન ચિત્તવાળા થયેલા તથા સૌધર્મેન્દ્ર અન્ય ઇંદ્રો અને દેવો પોતપોતાના સ્વર્ગમાં ગયા. દેવથી યુક્ત મેઘનાદરાજા પોતાને નગરે આવ્યા અને વિદ્યાધર કેવળીમુનિ આકાશમાર્ગે અન્ય ઠેકાણે ગયા. મેઘનાદરાજાને તેને સ્થાને મૂકીને ઉત્તમ એવો તે દેવ સ્વર્ગમાં ગયો 'કારણકે સતપુરુષો દૃઢ સ્નેહથકી લીધેલું કાર્ય પૂર્ણ

કરવાવાળા હોય છે.'

**ત્રૈલોકયસુંદરીને વૈરાગ્યની ઉત્પત્તિ**--રાજાએ અહીં ત્રૈલોકયસુંદરીને રોતી દેખીને પૂછયું--' હે દયિતે! તું કેમ રૂદન કરે છે?' સ્વામીને આવેલા જોઈને તેણી હર્ષયુક્ત વાણીવડે બોલી કે--' સ્વામિન્! મને રાત્રિના સમયમાં અહિં એકલી મૂકીને ઉત્સુક એવા આપ કોની સાથે, શા કારણથી અને કયાં ગયા હતા? તે કહો.' હવે આકાશગામિની વિદ્યાની હકીકત કોઈને કહેવાનો નિષેધ કરેલો હોવાથી પોતાના ગમનને છુપાવતા રાજા જો કે ત્રૈલોકયસુંદરી ઉપર સ્નેહવાળા હતા તેમજ દક્ષ હતા, છતાં સ્વકર્મથી પ્રેરાયેલા તેમણે જવાબ આપ્યો કે-' આ જગતની અંદર ચપળ ચિત્તથી યુકત સ્ત્રીઓ પાસે મનુષ્યો દુઃખી થયા છતાં પણ ગૂહ્ય વાત પ્રગટ કરતા નથી.' લીલાવડે કરીને આવું કઠિન વાકય બોલીને નિર્વિચારી રાજા સભામાં જઈ રાજ્યાસન ઉપર બેઠા. પ્રિય પતિના મુખથી આવી વાણી સાંભળીને ત્રૈલોકયસુંદરી વિચારવા લાગી કે--' આ જગતની અંદર દેહધારીઓને કલ્પનામાત્રથી સ્નેહ હોય છે, પણ વાસ્તવિક રીતે સ્નેહ સંભવતો નથી' એ રીતે અત્યંત દુઃખને અનુભવતી તેણી વૈરાગ્યયુક્ત બની અને સમગ્ર જગત અવશ્ય ક્ષણભંગુર છે એવો તેણીને ભાસ થયો. વાસ્તવિક સુખ અને સાર રહિત સંસારનો ત્યાગ કરવા ઉત્સુક થયેલી ત્રૈલોકયસુંદરીએ તે વખતે પોતાના પિતાના દાદા મનોરથ નામના દેવનું સ્મરણ કર્યું. પ્રમોદયુક્ત થયેલા દેવે ત્યાં આવીને પૂછયું કે-' હે વત્સે! તારા સુંદર ચિત્તવડે તું શું કાર્ય કરવા વિચાર કરે છે?' પોતાના પૂર્વજ એવા તે દેવને જોઈને તેણી ગદ્ગદ્ વાણી બોલી કે—' હે દેવ! આપ સત્વર મને સુગુરૂની સમીપ લઇ જાઓ.' કર્મનું પ્રાધાન્યપણું સમજી રાગ દ્વેષ રહિત બનેલી તેણીએ વળી કહ્યું કે-' આ સર્વ સંસાર અનિત્ય જોઈ હું રાગ રહિત થઇ છું, વાસ્તે સમગ્ર સ્વજનના સ્નેહના બંધનથી

મૂઝાઈ ગયેલા મનવાળી મને પ્રસાદ કરીને ગુરૂ પાસે લઇ જાઓ. મનોરથદેવે અવધિજ્ઞાનથી ત્રૈલોકયસુંદરીના સુંદર ભાવને જાણી લીધો અને પુત્રીના ચરિત્રથી સંતુષ્ટ થયેલા તેણે કહ્યું –' હે વત્સે ! સુંદર તપને કરતા રાજર્ષિ વૈરસિંહને આજજ મોક્ષના કારણભૂત એવું કેવળજ્ઞાન ઉત્પન્ન થયેલું છે અને કાંચનપર્વત ઉપર રહેલા છે. તેના અદ્ભુત ઉત્સવમાં હે સુતે ! દેવ અને ઇંદ્રો જઇ રહ્યા છે. હે પુત્રી ! અનાસકત બન્નેલી તારે જો પરલોક સુધારવાની ઇચ્છા હોય તો તું પણ મારી સાથે ચાલ અને પાપપયોધીને ત્વરાથી તરી જા.'

**ત્રૈયલોકયસુંદરીનું દીક્ષા ગ્રહણ**--એટલું કહી મનોરથદેવ ત્રૈલોકયસુંદરીને સાથે લઇને કાંચનપર્વતે જ્યાં વૈરસિંહકેવળી રહેલા છે ત્યાં આવ્યા અને બંને જણાએ કેવળીને નમસ્કાર કર્યો સમગ્ર દેવો જ્યારે બેસી ગયા ત્યારે મહામુનિ વૈરસિંહે દુઃખથી યુક્ત પોતાની પુત્રવધૂ ત્રૈલોકયસુંદરીને જોઇને વૈરાગ્યરસને પુષ્ટિ કરવાવાળી દેશના આપી. શમી એવા કેવળીની શમથી વ્યાપ્ત દેશના સાંભળીને ચતુર એવી ત્રૈલોકયસુંદરીએ ચતુર્ગતિમાં થના ભવોનો નાશ કરવાવાળી દીક્ષાની યાચના કરી, તેથી કેવળીએ દક્ષ એવી તેણીને સર્વ સભાની સમક્ષ દીક્ષા આપી. દેવોથી અનુમોદના કરાયેલી એવી તેણીએ પ્રવ્રજ્યા ગ્રહણ કરી અને પોતાના ઉત્કૃષ્ટ સંવેગથી તેણી અત્યંત સંતુષ્ટ થઇ

**પ્રિયા વિના દુઃખિત થયેલા રાજા મેઘનાદ**-- રાજા મેઘનાદ મહેલમાં પાછા આવ્યા ત્યારે ત્રૈલોકયસુંદરીને જોઇ નહિ તેથી કોઇનાથી તેણી જરૂર હરાઇ છે એમ વિચારી અત્યંત દુઃખી થયા. પછી તેમણે રાજ્યદેવીનું આરાધન કર્યું. રાજાને જ્યારે ત્રણ ઉપવાસ થયા ત્યારે રાજ્યદેવી પ્રગટ થઇને બોલી કે--' હે રાજન્ ! તમારા સ્નેહ રહિત વચનવડે તમારી પ્રિયા ત્રૈલોકયસુંદરી સાંસારિક સુખની લાલસા રહિત થઇ અને તેણે સંભારેલા દેવ તેણીને કાંચનપર્વત ઉપર વૈરસિંહકેવળી પાસે

મૂકી. ત્યાં કેવળી પાસે આજે તેણીએ પ્રવ્રજ્યા લીધી છે.' દેવીની વાણી સાંભળીને મેઘનાદરાજા પોતાના ગોત્રમાંથી એકને રાજ્ય ઉપર સ્થાપન કરીને રાજ્યદેવીને સાથે લઇને કાંચનપર્વત ઉપર ગયા. ત્યાં વૈરસિંહમુનિને નમસ્કાર કરીને દેવોની સમક્ષ રાજાએ પૂછયું કે--'પતિભક્તિનો ત્યાગ કરવાથી સ્ત્રીનું દીક્ષા-ગ્રહણ કેવી રીતે પ્રશંસનીય થાય; કારણ આપની સરલ હૃદયવાળી પુત્રવધૂએ સર્વ ગૃહકાર્યનો ત્યાગ કરીને દીક્ષા અંગીકાર કરી છે.' કેવળીભગવાને જવાબ આપ્યો--'હે રાજન્! સંસારની અંદર રહેલી સ્ત્રીઓને તો ભર્તૃભક્તિ શ્રેષ્ઠ છે, પરંતુ મુક્તિમાર્ગનું સાધન કરવામાં તત્પર થયેલીને તો ફક્ત દીક્ષા ગ્રહણ કરવી તેજ શ્રેષ્ઠ છે. કહ્યું છે કે--

भर्ता मेऽयमिति स्नेहः, स तु मोहमयो भृशम् ।
महामोहान्न मुक्तिः स्यात्-अतो भर्ता न मुक्तिद ॥ १ ॥

'આ મારા ભર્તાર છે એ પ્રકારનો સ્નેહ કેવળ મોહમય છે અને મહામોહથી કદી મુક્તિ મળતી નથી, તેથી ભર્તાર મુક્તિ દેવાવાળો નથી.'

भार्या ममेति च स्नेहः, स तु मोहमयः सदा ।
महा मोहान मुक्तिः स्यात्-अतो भार्या न मोक्षदा ॥ १ ॥

'આ મારી ભાર્યા છે તે પણ કેવળ મોહમય છે અને મહામોહથી કદી મુક્તિ થતી નથી, તેથી ભાર્યા મુક્તિ દેવાવાળી બની શકતી નથી.'

જો સ્ત્રી પુરૂષઉપરના મોહવડે અને પુરૂષ સ્ત્રીઉપરના મોહવડે વ્રત ગ્રહણ કરેજ નહિ તો અનંતા ભવની ઉત્પત્તિ થાય. *ભવોભવમાં સ્ત્રીઓ હોય છે તેમજ પુરૂષો પણ હોય છે,* તે જો સ્નેહના બંધનવડે નિરંતર બંધાયેલાજ રહે તો પછી જીવો મુક્તિમાં જનારા કેવી રીતે થઇ શકે?'

**મેઘનાદનું વ્રત ગ્રહણ-**વળી કેવળીએ કહ્યું કે-'હે રાજન્! હવે તમારે પણ અનિત્યતાથી ગ્રસાયેલું ફક્ત સાત

દિવસનું આયુષ્યજ બાકી રહેલું છે તેથી મહામોહને છોડી દો અને સ્થિરતાને ભજો. કામદેવનું પાપીપણું ધ્યાનમાં લ્યો અને ભવદુઃખથી મુક્ત બનો.' મુનિરાજનું આ પ્રકારનું કથન સાંભળીને શમ અને સૌમ્યતાથી યુક્ત રાજાએ હાથ જોડીને પ્રાણેશ્વરી ત્રૈલોક્યસુંદરીને કહ્યું કે—' હે પ્રિયે ! હવે નિષેધ કરવાથી હું નંદીશ્વરદ્વીપની યાત્રા કરવા ગયો હતો તે વાત મેં તને પૂછવા છતાં કહી નહિ તેથી તે બાબતમા મારી ન્યૂનતા થઈ છે તેની ક્ષમા માગું છું' ત્રૈલોક્યસુંદરીએ જવાબ આપ્યો— ' રાજન્ ! તમારા નહિ કહેવાથી માત્ર ખોટું લાગવાથી મેં દીક્ષા લીધી નથી, પરંતુ મારો મોહ ઓછો થવાથી સમગ્ર વિશ્વને ક્ષણભંગુર જાણીને મે દીક્ષા ગ્રહણ કરી છે. છતાં તમે મને ખમાવો છો તો હે મહારાજ ! આ બાબતમાં તમને તમારો અપરાધ દેખાતો હોય તો હું ક્ષમા આપું છું. મારૂં અંતઃકરણ નો નિર્મળ વર્તે છે. આપ પણ સંકલ્પ તજી દઈને શીઘ્ર હવે આત્મહિત કરવામાં ઉદ્યમ કરો.' રાજાએ પોતાનું વાયુસરખું ચંચળ અલ્પ આયુષ્ય જાણીને પોતાના મનને નિયમમાં લાવીને તરતજ તે કેવળી પાસે દીક્ષા અંગીકાર કરી.

**ત્રૈલોક્યસુંદરી તથા મેઘનાદનું પરલોકગમન**—વૈરસિંહ કેવળીએ પછી સંન્યસ્ત ચિત્તવાળા મેઘનાદ અને ત્રૈલોક્યસુંદરીની પાસે સિધ્ધગિરિના મહિમાનું વર્ણન કર્યું. સિધ્ધગિરિના મહિમાના શ્રવણ થકી શુભ ધ્યાનમાં રહેલા બંને જણાએ આયુષ્ય પૂર્ણ કરી પરલોકગમન કર્યું. ત્રૈલોક્યસુંદરીનો જીવ સુધર્મદેવલોકની અંદર સૌધર્મેન્દ્રની મનોરમા નામની ભાર્યાપણે ઉત્પન્ન થયેલ છે અને મેઘનાદનો જીવ કે જેની ભવસ્થિતિ અલ્પ થઇ ગઈ છે તે ચંદ્રચૂડરાજાનો પુત્ર આ રત્નચૂડરાજા થયેલ છે.

**મનોરમાદેવીનો મેળાપ**—પિતાના મરણ પછી રત્નચૂડને રાજ્યની પ્રાપ્તિ થઇ. પછી એક દિવસે શય્યામા રહેલા તેણે દેવીને જોઇ અને વિસ્મય પામી તેણીને પૂછ્યું કે–' હે સુંદરી !

તમે કોણ છો? અને અહિં કેમ આવેલા છો? તે મને કહો જેથી મારૂં મન પ્રમુદિત થાય.' તે દેવી તુરત હસીને બોલી કે-' હે રાજન્! શું મને તમે ઓળખતા નથી? તમારા પૂર્વ ભવની હું તમારી ત્રૈલોકયસુંદરી નામની ભાર્યા છું ' દેવીનું આ કથન સાંભળીને રાજાને જાતિસ્મરણ જ્ઞાન થયું અને પોતાનો પૂર્વભવ સંભારીને અશ્રુને મૂકતા રાજા સંસાર ઉપર ઉદ્વિગ્ન મનવાળા થઈને બોલ્યા-' પૂર્વભવ સ્મરણમાં આવવાથી હવે રાજ્ય તેમજ આ સાસારિક વિષયોને હું વિષ જેવા સમજું છું. હે દેવી! તને પૂર્વ જન્મમાં કહેલું તારા મનને દાહ ઉપજાવનારૂં એવું સ્નેહથી હીન વચન મને યાદ આવવાથી મારા હૃદયમા તે સાલે છે. તે પાપને ગુરૂસમક્ષ જો મેં ઉદાર ચિત્તથી તેજ વખતે ખમાવ્યું ન હોત તો મને જરૂર અનંતા ભવભ્રમણ થાત. ભવોભવને વિષે સંસારી જીવને નિત્ય મન, વચન અને કાયાના વ્યાપારો અપાર હોય છે, તો હા! ખેદની વાત છે કે તેનુ પાપ કેટલું ઉત્પન્ન થાય? તેની ગણત્રી કેમ હોઇ શકે?'

**રત્નચૂડરાજાના દીક્ષાના પ્રણામ**--રત્નચૂડરાજાએ વળી તે દેવીને કહ્યું કે-' હે દેવી! આ અસાર સંસારનો ત્યાગ કરવાના અત્યારે મારા પ્રણામ વર્તે છે, તેથી ગુણથી ગરિષ્ઠ એવા કયા ગુરૂ પાસે મારે વ્રત ગ્રહણ કરવું તે મને શીઘ્ર કહો.' દેવીએ જવાબ આપ્યો કે-' આદીશ્વર ભગવાનના પુંડરીક નામના પહેલા ગણેશ્વર શત્રુંજયગિરિ ઉપર જતાં રસ્તામાં અહિં જરૂર આવશે અને જે વખતે આવશે તે વખતે હે ભૂમિપ! હું તમારી પાસે આવીને જણાવીશ; એટલે તે ગણાધીશ્વરને નમસ્કાર કરીને આપ યથોચિત આત્મકલ્યાણ કરજો.' એટલું કહી સ્નેહવત્સલા તે મનોરમાદેવી તિરોભૂત થઇ.

**રત્નચૂડરાજાનું મૌનપણું**—ત્યારપછી સુંદર આશયવાળા રાજા રત્નચૂડ પોતાના ચિત્તમા વિચારવા લાગ્યા કે-' પૂર્વ-ભવમાં ત્રૈલોકયસુંદરીને કુવાકય કહેલું તેનો મિથ્યાદુષ્કૃત

દેવાથી અત્યારે મને સારી સ્થિતિ પ્રાપ્ત થયેલ છે, પણ વાણીના પાપ જાણવા છતાં હવે જો હું બોલું તો જરૂર પાપી બનું.' એ પ્રકારે કુવાક્યથી બંધાતા પાપથી અત્યંત ભય પામતા આ રત્નચૂડરાજાએ હે મંત્રિન્! ત્યારથી આરંભીને મૌનપણાનું અવલંબન કર્યું છે. અમને અહિં આવેલા જાણીને આ મનોરમાદેવી પ્રમોદ સહિત રાજાને અહિં લાવી છે." એ રીતે મતિચંદ્ર મંત્રીના સવાલનું સમાધાન કરીને પુંડરીકસ્વામીએ મૌન ધારણ કરીને રહેલા રાજા તરફ દ્રષ્ટિ કરીને કહ્યું-' હે રત્નચૂડ રાજેન્દ્ર! ભયનો ત્યાગ કરો અને વાણી બોલો. કારણ કે સત્ય અને ધર્મથી યુક્ત વાણી યતિઓ પણ બોલે છે.' ગણધરમહારાજ એ રીતે રાજા અને મન્ત્રી સમક્ષ પૂર્વભવનો વૃત્તાંત કહી મૌન થયા.

**રત્નચૂડરાજાએ કરેલી પુંડરીકસ્વામીની સ્તુતિ--**

પુંડરીકસ્વામીના એ પ્રમાણેના કથનથી થયો છે રોમાંચનો સમૂહ જેમને એવા રત્નચૂડરાજા પુંડરીકગણધરને નમસ્કાર કરીને સ્તવના કરવા લાગ્યા કે—' પૂજ્ય આદિદેવના કુળરૂપી સરોવરમાં પુંડરીકસમાન હે પુંડરીકસ્વામી! ઘણા લાંબા વખતથી કુવચનો બોલવાથી વિરમેલી મારી જીહ્વાને આપના સ્તવનરૂપી અમૃતનું પાન કરાવી આજે હું સંતુષ્ટ કરૂં છું. હે સ્વામિન્! આ સંસારમાં રખડતાં રખડતાં ઘણે કાળે મને આ ભવોદધિ તરવામાં સમર્થ એવું જૈનધર્મરૂપી યાન પ્રાપ્ત થયું છે. છતાં પણ નારીનાં લોચનરૂપી બે તરી ( હોડી )નો સ્વામી કામદેવરૂપી ચોર કટાક્ષરૂપી બાણો ફેંકીને મારા પ્રાપ્ત કરેલા યાનને તોડી નાખી મને સમુદ્રમા પાડી દેત, પરંતુ પાન કર્યું છે આગમરૂપી અમૃતના સમુદ્રનું જેણે એવા હે મુનીન્દ્ર! મારૂં જ્ઞાનરૂપી ઉદક (જે રાગ અને રોષરૂપી મળવડે કરીને મલીન હતું તે હવે આપ પ્રભુના સમાગમથી પવિત્ર થયું છે તેથી વિવેકરૂપી કમળના મંદિરમાં રહેલો હું આપની કૃપાથી હંસની તુલના ધારણ કરૂં છું. હે સ્વામિન્! પૂર્વે અનુભવેલા નરકના દુઃખોને મારૂં સુંદર

મન બહુમાન આપે છે, કારણ કે તે નરકના દુઃખો ભોગવ્યા વિના હું કર્મથી હળવો કેવી રીતે થાત? અને કર્મથી હળવો થઇ નિર્મળ આશયવાળો થયો ન હોત તો શિવવૃક્ષના શુદ્ધ બીજસમાન આપનું દર્શન કેવી રીતે પ્રાપ્ત થાત? વળી મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે કે હે વિશ્વવન્દ્ય! આપ જો સર્વ રીતે સર્વદા સર્વના ઉપર સમભાવવાળા છો તો આપ પાપોને કેમ હણો છો? અને મારા મનને કેમ પ્રમુદિત કરો છો? તેમજ મોક્ષની સમીપ કેમ જાઓ છો? અને જન્મ મરણથી વ્યાપ્ત આ સંસારને કેમ દૂર કરો છો? જેનું સ્વરૂપ અકળ છે એવા હે યતીશ! આપને મારો નમસ્કાર હો. હે દેવ! આપનું ધ્યાન તથા સ્તવન કરવાથી મારૂં મન કૃતાર્થ થયું છે, આપના દર્શન થવાથી મારા નયનયુગ્મ નિર્મળ થયા છે, આપની દેશના સાંભળવાથી મારા બંને કર્ણો પવિત્ર થયા છે, આપને પ્રણામ કરવાથી મારૂં મસ્તક ધન્ય બન્યું છે, અને મારો જન્મ આપની સેવા કરવાથી આજે સફળ થયો છે.'

**રત્નચૂડરાજાનું વ્રત ગ્રહણ—** ગણધર મહારાજની એ રીતે ભાવના ઉલ્લાસપૂર્વક સ્તુતિ કરીને રાજા રત્નચૂડ પોતાના પોતનપુર નગરને વિષે ગયા અને ત્યા જઇને પોતાના રાજહંસ નામના પુત્રને રાજ્ય સોપ્યું. ત્યારપછી સ્નાન કરી શ્વેત વસ્ત્રો ધારણ કરી હસ્તિ ઉપર આરૂઢ થઇ સંગીત અને મહોત્સવપૂર્વક રાજા પુંડરીકસ્વામી પાસે દીક્ષા ગ્રહણ કરવા ચાલ્યા. તે વખતે મોહ જેમનો ક્ષીણ થઇ ગયેલ છે એવા, વૈરાગ્યથી રંગાયેલા, પ્રૌઢ વયવાળા, બહુ બુદ્ધિશાળી અને દક્ષ એવા પાંચ હજાર મંડળિક રાજાઓ પોતપોતાના ગૃહોનો ત્યાગ કરી સ્નાન કરી તે રાજાની સાથે દીક્ષા લેવા ચાલ્યા. રસ્તે જતાં રસ્તામાં રત્નચૂડરાજાએ ઘણું દાન દીધું અને મહોટા ઉત્સવવડે ત્રણ જગતને વૈરાગ્યથી યુક્ત કરી દીધું. આ તરફ જ્યાં પુંડરીકસ્વામી વિરાજમાન થયા છે ત્યાં દેવોએ દેવદુષ્ય વસ્ત્રોવડે પાંચ યોજન

વિસ્તારવાળો અને ત્રણ ગાઉની ઉંચાઈવાળો મંડપ ઉભો કર્યો. તેમાં જગતને આશ્ચર્ય ઉપજાવે તેવી અને શ્રેષ્ઠ સુવર્ણપ્રભાવાળી શ્રીમાન્ યુગાદિદેવની ચાર મૂર્તિઓ સ્થાપન કરી. તે મંડપની અંદર પૂર્વ દિશામાં સિંહાસન ઉપર પુંડરીકસ્વામી બેઠા. તે વખતે છત્ર, ગજ, ખડ્ગ અને મુકુટનો ત્યાગ કરીને સાથે આવેલા રાજાઓથી યુક્ત રત્નચૂડરાજાએ મંડપમા પ્રવેશ કરી પુંડરીકસ્વામીને નમસ્કાર કર્યો. ગણધરમહારાજે તે વખતે નમસ્કાર મંત્રના* ઉચ્ચારપૂર્વક પોતાનો હસ્ત રાજાના મસ્તક ઉપર સ્થાપન કરી દીક્ષા આપી. પછી આદિદેવની મૂર્તિને જે વખતે રાજાએ પ્રદક્ષિણા દીધી તે વખતે સુર, અસુર અને રાજાઓએ દિવ્ય ચૂર્ણની તેમના ઉપર વૃષ્ટિ કરી તથા દેવીઓ મંગળગીતો ગાવા લાગી. જ્યારે રત્નચૂડરાજા પ્રદક્ષિણા દઇને અને મુનિને નમીને બેઠા ત્યારે પોતાના પાચ હજાર શિષ્યોની સમક્ષ ગણધર મહારાજ અમૃત વરસાવનારી વાણીવડે બોલ્યા કે-' જેણે જૈનદીક્ષા ગ્રહણ કરી છે તેણે નિશ્ચયે પાપનો નિગ્રહ કર્યો છે અને નિર્મળ મનથી યુક્ત થઇ જે લીધેલા વ્રતને નિરતિચારપણે પાળે છે તેને મુક્તિરમણી પોતાના ઉત્સંગમા રમાડે છે. વળી દુઃખે કરીને ત્યાગ થઈ શકે તેવા રાજ્યથી પ્રગટ થતા મોહનો ક્ષય કરીને જેઓ દીક્ષા ગ્રહણ કરે છે તેઓ વિશેષપણે ધન્યવાદને પાત્ર છે. શ્રુતજ્ઞાનરૂપી સમુદ્રથી પ્રગટ થતા બોધ કરવાવાળા વચનો ભવ્યજનોને જે મુનિ સંભળાવે છે તે તપવડે દેદિપ્યમાન કાન્તિવાળા મુનિ પાપોનો નાશ કરે છે, અને પોતાના નિર્મળ મૌનભાવની પુષ્ટિ કરે છે. ' એટલું કહી ગણધરમહારાજે પોતાની

---

* આ મંત્ર પંચ પરમેષ્ઠી મંત્ર પણ કહેવાય છે, તેના નવપદ છે, અને અડસઠ અક્ષર છે તે આ પ્રમાણે—

' १. नमो अरिहंताणं ॥ २. नमो सिद्धाणं ॥ ३. नमो आयरियाणं ॥ ४. नमो उवज्झायाणं ॥ ५. नमो लोए सव्वसाहूणं ॥ ६ एसो पंच नमुक्कारो ॥ ७. सव्व पावप्पणासणो ॥ ८. मंगलाणं च सव्वेसिं ॥ ९. पढमं हवइ मंगलं ॥

દેશના સમાપ્ત કરી એટલે અન્ય રાજાઓ ગણધર મહારાજને પ્રણામ કરીને મોહ જેનો નાશ થયો છે એવા પવિત્ર અને સુકૃતના કર્પૂરકળશ સમાન દીક્ષિત થયેલા રાજાની સ્તવના કરતા પોત-પોતાને સ્થાને ગયા.

**ચોથો સર્ગ સંપૂર્ણ**—શ્રી રત્નપ્રભસૂરિરૂપી સૂર્યના કિરણો-થી રાત્રિરૂપી દોષોનો ત્યાગ કરીને જાડ્યબુદ્ધિવાળા હોવા છતાં પણ પ્રતિદિવસ તેમની કૃપાવડે કરીને અદ્દભુત બુદ્ધિથી જે યુક્ત થયા તે શ્રી કમલપ્રભસૂરિએ રચેલા શ્રી શત્રુંજયના દીપકતુલ્ય પુંડરીકસ્વામીના ચરિત્રનો ચોથો સર્ગ સંપૂર્ણ થયો.

इति श्रीरत्नप्रभसूरिशिष्य आचार्यश्रीकमलप्रभ-विरचिते
श्रीपुंडरीकचरिते महाकाव्ये श्रीरत्नचूडपूर्वभव
वर्णनो नाम चतुर्थः सर्गः

—:*०*:—



# સર્ગ ૫ મો.

## શિયળ અને તપ મહિમા ઉપર લક્ષ્મીધરરાજાની કથા.

પુંડરીકગણધરનું ચમ્પાપુરી પધારવું—ત્યારપછી પુંડરીકગણધરે તે મુનિઓ અને દેવો સાથે પૃથ્વી અને આકાશને પવિત્ર કરતા વિહાર કર્યો. સૂર્ય જેમ પોતાનાં કિરણોવડે વિશ્વને પ્રકાશિત કરે તેવી રીતે ગણધરમહારાજ જગતના જીવોને બોધ આપી તેના અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરતા હતા. ક્રમે કરીને નિર્મળ આશયવાળા મુનીશ નિષ્પાપ એવી ચંપાપુરી પ્રત્યે આવ્યા. આ ચંપાપુરી અત્યંત સુશોભિત હોવાથી પોતાની શોભાવડે સ્વર્ગની શોભાનો પણ તિરસ્કાર કરતી હતી. આ નગરીની સમીપમાં પ્રશસ્ત અને પ્રૌઢ એવું એક ચંપકનું વૃક્ષ હતું. તે વૃક્ષે એકાએક પોતાની શાખાઓ નમેલી જોઇને ખ્યાલ કર્યો એટલે પુંડરીકસ્વામી પધાર્યા છે એવી તેને ખબર પડી. ગણધરમહારાજને તે વૃક્ષે દિવ્યવાણીવડે કહ્યું—'હે ભગવન્! આપ કૃપા કરીને અહિં આજે વાસ કરી માર્ગે ચાલવાથી ઉત્પન્ન થયેલા ખેદને દૂર કરો. વળી મારો મિત્ર લક્ષ્મીધર નામનો અહિં રાજા છે તેને બોધ આપી ધન્ય કરો.' આશ્ચર્યકારી એવું વૃક્ષનું બોલવું સાંભળીને ગણધરમહારાજ જ્ઞાનનો ઉપયોગ દઇ, તેનું રહસ્ય સમજી ત્યાં રહ્યા. પછી દેવોએ આણેલા રમ્ય રત્નના સિંહાસનને મુનિએ અલંકૃત કર્યું. તે વખતે સૂર્યના તાપથી વ્યાકુળ બનેલા મનુષ્યોના તાપને દૂર કરતી કર્પૂરપરાગના પૂરની પ્રભાને આકાશમાં વિસ્તારની એવી જ્યોત્સ્ના શનૈઃ શનૈઃ આકાશમાં પ્રસરતી જોવામાં આવી.

લક્ષ્મીધરરાજાનું આગમન—'દિવસના સમયે ચંદ્રનો પ્રકાશ ક્યાંથી થયો?' એ પ્રમાણે આશ્ચર્ય પામી ઉભા થયેલા મુનિઓ અને દેવોએ સમીપમાં આવતા લક્ષ્મીધરરાજાને જોયા

તથા તેના ઉપર છત્રરૂપે રહેલું સુંદર ચંદ્રનું બિંબ દીઠું. દેવો તે વખતે કહેવા લાગ્યા કે– 'અહો આ છત્રરૂપે રહેલા ચંદ્રનું દેદિપ્યમાન તેજ એટલું બધું છે કે સૂર્યને પણ નિસ્તેજ કરી દીધો છે.' લક્ષ્મીધરરાજાએ તે વખતે પોતાના સૈન્યની સાથે આવીને પુંડરીકગણધરને નમસ્કાર કર્યો. લક્ષ્મીધરરાજા મુનિની સ્તવના કરી બંધ રહ્યા એટલે ગણધરમહારાજની સાથે આવેલા હરિણ-ગમેષીદેવે પૂછયું–'હે મુનિ ! આ ચંદ્રના બિંબે પાંચથી છ કોશ પર્યંત આકાશને પ્રકાશિત કરેલું છે; વળી હે પ્રભુ ! ઉદયમાં આવેલા પૂર્વ ભવના પુણ્ય પ્રભાવવડે જેમ ચક્ર ચક્રવર્તીની સેવા કરે તેમ આ ચંદ્ર પણ સેવા કરી રાજાની પ્રભુતા વધારે છે. હે વિભુ ! આ લક્ષ્મીધરરાજાએ પૂર્વ ભવમાં એવું કયું ઉગ્ર તપ કર્યું છે? અથવા એવું શું શ્રેષ્ટ દાન દીધું છે? કે જેના પુણ્ય પ્રકર્ષથી તેમને ચંદ્રબિંબ સેવા કરવાવાળું થયું છે?' એ રીતનો પ્રશ્ન કરીને ગુરૂના ચરણકમળનો સ્પર્શ કરી તે હરિણગમેષીદેવ મૌન ધારણ કરીને રહ્યો. લક્ષ્મીધરરાજા પણ પૂછાયેલો એવો પોતાના પૂર્વ ભવનો વૃત્તાંત સાંભળવા સાવધાન થઇને બેઠા.

**પુંડરીકસ્વામીની દેશના**—સમગ્ર પર્ષદા વૃત્તાંત સાંભળવામા ઉત્સુક થઇ અને પક્ષીવર્ગે મૌન ધારણ કર્યું, એટલે ગણધરમહારાજ પુંડરીકસ્વામી પોતાના દાંતના કિરણોથી ફેલાયેલી ચંદ્રની કાન્તિને પુષ્ટિ કરતા બોલ્યા કે–'આ લક્ષ્મીધરરાજાને ચંદ્રરત્ન સર્વદા સેવા કરવાવાળું થયું છે તે તેમણે પૂર્વભવમાં કરેલા આચામ્લચંદ્ર નામના તપરૂપી વૃક્ષનું પ્રગટ થયેલું ફળ છે, કારણ કે આ જગતમા જીવો પૂર્વે કરેલા કર્મોથી પ્રાપ્ત થયેલું સુખ અથવા દુઃખ મેળવે છે. આ લક્ષ્મીધરરાજાનો પૂર્વ ભવ હે ભવ્ય જીવો ! તમે સાવધાનપણે સાંભળો.–

**લક્ષ્મીધરરાજાનો પૂર્વ ભવ**—"આ જંબૂદ્વીપમાં મહાવિદેહક્ષેત્રમાં પવિત્ર પુણ્યરૂપી જળથી યુકત પ્રાસાદરૂપી પદ્મોથી વ્યાપ્ત સરોવર સમાન લક્ષ્મીપુર નામનું નગર છે. ત્યાં જગતના

જીવોની ભીતિને દૂર કરનાર, હમેશા નિર્મળ ધર્મને કરવાવાળો અને અર્થીજનને ઇચ્છિત આપવાવાળો, કલ્પવૃક્ષ સમાન સુરેન્દ્રદત્ત નામનો રાજા હતો. વિધાતાએ આ રાજામાં શૌર્યતારૂપી અગ્નિ સ્થાપન કર્યો પણ તે અગ્નિથી ઉત્પન્ન થતો દાહ તો શત્રુસમૂહમાં મૂક્યો. વળી આ રાજાનો યશ નિરંતર દિશાઓમાં ચાલતો હતો પણ જે ચાલનાર હોય તેને ખેદ ઉત્પન્ન થવો જોઇએ તેને બદલે અહિં ખેદ શત્રુઓને પ્રાપ્ત થયો. આ સુરેન્દ્રદત્તરાજાને કિંમતી એવા સુખરૂપી રત્નોના સમૂહને રાખવાને શ્રેષ્ઠ કોશ સમાન (ખજાના સમાન) ચાતુર્ય અને સૌંદર્યને વિલાસ કરવાના સ્થાનરૂપ ચંદ્રલેખા નામની રાણી હતી. સદાચારરૂપી નદીમાં કામદેવથી યુક્ત રાજાના મને સ્નાન કર્યું તેથી જેમ નિર્મળ થયેલા આત્માના કષાયો નષ્ટ થઇ જાય તેમ તેની ચ ચળતા નષ્ટ થઇ ગઇ. ન્યાયથી યુક્ત રાજા માત્ર અલ્પ કર લેવાપૂર્વક પોતાની પ્રજાનું પાલન કરતા હતા ને પ્રજાને પોતાના પુત્રતુલ્ય ગણતા હતા.

**આકાશથી પદ્મરાજાનું ઉતરવું**—એકદા જ્યારે સુરેન્દ્રદત્તરાજાની સભા શસ્ત્રધારી સુભટો, પંડિતો, શ્રેષ્ઠીઓ, મંત્રીવર્ગ અને સજ્જનોથી શોભી રહી હતી તે વખતે દિવ્યવસ્ત્રોને ધારણ કર્યા છે જેણે એવો એક કાંતિયુક્ત પુરૂષ આકાશથી સભામાં ઉતર્યો. તેને જોઇને સંજાતનેત્રવાળા થયેલા રાજા સુરેન્દ્રદત્તે આનંદપૂર્વક તેને કહ્યું—'હે સુમિત્ર પદ્મભૂપ ! આપ ભલે પધાર્યો, મને શીઘ્ર આલિંગન આપો.' એમ સન્માનપૂર્વક પદ્મરાજાને ભેટીને પોતાની પાસે આસન ઉપર તે રાજાને બેસાડ્યા પછી સુરેન્દ્રદત્ત રાજાએ તેને પૂછ્યું કે–'તમારૂં આગમન ઘણા દિવસે થવાનું શું કારણ છે ? અને મારા મિત્ર ધૂમધ્વજને કુશળ છે ?' પદ્મરાજાએ જવાબ આપ્યો કે–"આપ સાવધાન થઇને સાંભળો–

વૈતાઢ્ય પર્વત ઉપર આવેલા શિવમંદિર નગરના સ્વામી ધૂમધ્વજ રાજાએ સાત દિવસના ઉપવાસ કરીને ચક્રેશ્વરીદેવીનું

આરાધન કર્યું. દેવી સાતમે દિવસે પ્રગટ થઇને બોલી કે-'હે રાજા ધુમધ્વજ ! હે ધર્મવીર ! હું તારા સત્વથી પ્રસન્ન થઇ છું માટે તું વરદાન માગ' ધૂમધ્વજ રાજાએ કહ્યું-'હે દેવી! જો આપ મારા ઉપર અત્યંત પ્રસન્ન થયા હો તો મારા મિત્ર સુરેન્દ્રદત્ત-રાજાને એક પુત્ર આપો, કારણકે તેને બીલકુલ સંતતિ નથી.'

**ચક્રેશ્વરીદેવીએ બતાવેલો પુત્રનો ઉપાય**—ચક્રેશ્વરી-દેવીએ ધૂમધ્વજરાજાને કહ્યું— હે રાજન્ ! નીલ વર્ણવાળા અને ઉંચી કાયાવાળા કિશોરનો (અશ્વના બચ્ચાનો) આજ સાંજે જન્મ થશે તે તમે તમારા મિત્રને મોકલજો સુરેન્દ્રદત્ત તે અશ્વ ઉપર બેસશે એટલે તેને પુત્રપ્રાપ્તિનો ઉપાય મળી આવશે. વળી હે રાજન્! તમને ધન્ય છે કે તમે પોતાના મિત્ર ઉપર આટલી ઉચ્ચ પ્રીતિ ધરાવો છો. મિત્રના દુઃખથી તમને દુ:ખી જોઇને તુષ્ટમાન થયેલી મેં તમને યથોચિત વરદાન આપ્યું છે. વૈતાઢ્ય-પર્વત ઉપર ઉત્તર દિશામા તમારૂં રાજ્ય અખંડ રહો એવી મારી આશિષ છે.' એટલું કહી દેવી તીરોભૂત થઇ.

**પવનંજયઅશ્વનું મોકલવું**—ત્યારપછી સાયંકાળે ધૂમધ્વજરાજાને દેવીએ દીધેલા વરદાનની પ્રાપ્તિ થઈ અને દેવીના કહેવા પ્રમાણે અશ્વકિશોરનો જન્મ થયો આ અશ્વકિશોરનું પોતાના માણસોથી પ્રતિપાલન કરાવીને ત્રણ વર્ષનો કર્યો અને તમારા ઉપર પ્રીતિ વહન કરતા તે રાજાએ પવનંજય નામના તે અશ્વને વિમાનમાં સ્થાપન કરીને પાચસો વિદ્યાધરો સહિત મારી સાથે તમને દેવા વાસ્તે મોકલ્યો. હે રાજન્ ! લાભે કાળે અહીં આપની પાસે આવવાનું એજ કારણ છે.' એ પ્રમાણે સર્વ હકીકત નિવેદન કરીને પદ્મરાજાએ હસ્ત ઉંચો કરી અવાજ કર્યો કે 'પવનં-જયઅશ્વ રાજા પાસે લાવો' તુરત વિદ્યાધરોએ પવનંજયઅશ્વ જે વિમાનમા હતો તે વિમાન નીચું ઉતારી અશ્વને ઉતાર્યો અને સુરેન્દ્રદત્તરાજાની સમીપમા આણ્યો. રાજા સુરેન્દ્રદત્ત તથા તેના પ્રધાનપુરૂષો પવનંજયઅશ્વને જોઇને ખુશી થયા અને રાજાએ

પોતાના હસ્તકમળવડે તે અશ્વને કોમળ સ્પર્શ કર્યો. આ અશ્વની ખુન્ધ ઉન્નત હતી, મધ્યભાગ પ્રમાણોપેત હતો તથા તેના કર્ણો લઘુ હતા, તેનું મુખ લઘુ અને ટેડું હતું, તેણે પગ વાળેલા હતા અને રોમના તેજથી યુક્ત હતો તથા તેનો પશ્ચાત્ ભાગ સ્થૂલ હતો. એવા શ્રેષ્ઠ લક્ષણોવાળા અશ્વને જોઇને રાજા મંત્રી સન્મુખ દૃષ્ટિ કરીને આનંદિત થઇને બોલ્યા કે–' સજ્જન પુરૂષોનો સ્નેહ લાંબા કાળનુ અંતર પડ્યા છતાં પણ મેરૂના સરખો અક્ષય હોય છે. વળી આ જગતમાં સરોવરમાં જ્યારે તાપ પડે ત્યારે પાણી સુકાવાથી ભૂમિમાં રેખાઓ પડે છે પણ અહીં આશ્ચર્ય એ છે કે મોટા પુરૂષોના નિર્મળ મનરૂપી સરોવરમાં સર્વદા સૌજન્યરૂપી અમૃત ભરેલું હોય છે તેથી ક્રોધરૂપી અગ્નિ ઉત્પન્ન થવા પામતોજ નથી છતાં પ્રીતિની રેખા કાયમ અવિચળ રહે છે.' એ પ્રમાણે પ્રશંસા કરતા રાજા સુરેન્દ્રદત્તને નમસ્કાર કરીને પદ્મરાજા વિદાય થયા અને સુરેન્દ્રદત્તરાજા તે પવનંજયઅશ્વનું ઘણા સુભોજ્યવડે પાલન કરવા લાગ્યા.

**સુરેન્દ્રદત્તની અશ્વક્રીડા**—એકદા સુરેન્દ્રદત્તરાજા પવનંજય ઉપર આરૂઢ થઇને સર્વ સૈન્યની સાથે પૃથ્વીને કંપાવતા કુતૂહળવડે અશ્વક્રીડા કરવા ચાલ્યા. ત્યાં કેટલાક સૈનિકો રાજાની પાસે બાણ ફેંકવામાં પોતાની ચતુરાઇ બતાવવા લાગ્યા, કેટલાક ભાલાની રમત બતાવવા લાગ્યા અને કેટલાક ગદાવડે પર્વતોને વિદારણ કરીને પોતાની શૂરવીરતા દેખાડવા લાગ્યા. એ વખતે રાજાએ પોતાના સુંદર અશ્વને વેગવાળો કરીને પોતે દૃઢ આસન કરી બેઠા. રાજાએ અશ્વને વેગથી ચાલવા એક ચાબુક મારી કે તુરત તે અશ્વ ભૂમિને છોડી દઇને આકાશમાર્ગે જાણે ચાલતો હોય તેમ પક્ષીઓને પણ વ્યાકુળ કરતો વેગથી ચારે પગે ઉછળતો ચાલ્યો. કવી ઉત્પ્રેક્ષા કરે છે કે 'જે વખતે આ અશ્વ રાજાને લઇને વેગથી ચાલ્યો તે વખતે તેને પગે ધૂલિ વળગી હતી તે રાજાને લઇ જતા આ અશ્વને રોકવા વાસ્તે વળગી હતી, પણ અશ્વ તો

ધૂલિને પછવાડે આવતા બીજા ઘોડાઓના મસ્તક ઉપર ફેંકીને સાથે આવેલા મનુષ્યોની નજર ન પહોંચી શકે તેટલે દૂર નીકળી ગયો. રાજા જેમ જેમ અશ્વની લગામ ખેંચવા લાગ્યા તેમ તેમ અશ્વ વધારે વેગથી ચાલ્યો. અત્યંત વેગથી પવનની સાથે સ્પર્ધા કરતો આ પવનંજય રાજાને થોડા વખતમાં એકસો યોજન દૂર લઇ ગયો. પછી ખેદવાળા થયેલા રાજાએ ઘોડાની રાશ હાથમાંથી છોડી દીધી એટલે ઘોડો તુરત આકાશને છોડી ભૂમિ ઉપર સ્થિર થઇને ઉભો રહ્યો. ત્યાં આગળ જળથી પૂર્ણ એક મનોહર સરોવર હતું. પવનંજય થોડો વખત આશ્વાસન લઇને ત્યાં આગળ એક વૃક્ષની નીચે આવીને ઉભો રહ્યો.

**સરોવરની પ્રાપ્તિ અને એક લલનાનો મેળાપ**-અશ્વ ઉભો રહ્યો એટલે રાજા તેના ઉપરથી નીચે ઉતર્યા અને પોતાના તે અશ્વને જળ પાવા વાસ્તે સરોવર પાસે લઇ ગયા. ત્યાં અશ્વને જળથી સ્નાન તથા જળનું પાન કરાવ્યું અને પોતે પણ સ્નાન કરીને જળનું પાન કર્યું. સંતુષ્ટ થયેલા તે રાજા પછી નિર્મળતાથી યુક્ત અને મનોહર વિશ્વના જીવનના મૂળ કારણભૂત જળની પ્રશંસા કરવા લાગ્યા. સરોવરના તીર ઉપર ઉભા રહી રાજા સુરેન્દ્રદત્ત સરોવરના જળને જોવાને દૃષ્ટિ ફેંકે છે તેવામાં તે સરોવરમાંથી કોઇએક સખીથી યુક્ત આસક્ત થયેલી એક લલનાને નીકળતી દીઠી. તે લલના વિકટ એવા કટાક્ષો મારી રહી હતી તેથી જાણે કામદેવને રણસંગ્રામને માટે સંકેત કરતી હોય, તથા કુળની લજ્જાને જાણે ત્રાસ પમાડતી હોય અને મૃગના ( રૂના ) ચંચળપણાની જાણે તર્જના કરી રહી હોય તેવી દેખાતી હતી. મોહને ઉલ્લંઘન કરી જાય તેવા આ લલનાના પુષ્ટ બે સ્તનો યુવાન પુરૂષોના મનનું આકર્ષણ કરતા હતા. આ લલના સરોવરમાંથી નીકળી કેટલાક પગલા ચાલી રાજાની સમીપમાં એક વૃક્ષનું આલિંગન કરીને ઉભી રહી. રાજા તે

વખતે પોતાના અશ્વને નજીકમાં વનરાજીના એક વૃક્ષની સાથે બાંધીને મંદમંદ ફરકતો શીતળ પવન ખાવા લાગ્યા.

લલનાનો દૂતીમુખે કહેવરાવેલ સંદેશો—તે વખતે તે લલનાની દૂતી (સખી) રાજા પાસે આવી અને નમસ્કાર કરી હાથ જોડીને બોલી કે-' હે ક્ષિતીશ ! કૃપા કરી મારૂં વાકય સાવધાનપણે સાંભળો. લતાના કુંજમાં રહેલી મારી સખીને કામદેવે પોતાના બાણોવડે અત્યંત વિહ્વળ બનાવી દીધી છે. તે વિહ્વળતાને દૂર કરવામાં વાસ્તવિક ઔષધિસમાન આપના દેહવડે તે સ્ત્રીનો સ્પર્શ કરીને તેણીને સ્વસ્થ કરો.' તે દૂતી રાજા પાસે એ પ્રમાણે બોલી રહી છે એટલામાં મદવડે આળસથી યુક્ત નેત્રોવાળી, ડોલતા અંગવાળી અને હાવ ભાવ કરતી તે લલના રાજાના સમીપમાં આવીને પોતાની સખી પ્રત્યે બોલી કે-' હે સખી ચંદ્રવદને ! પશ્ચિમ સમુદ્રમાં દેખાતા એવા કિરણોથી યુક્ત સૂર્યના બિંબને લાલ ઉત્પલ (રક્તકમળ) જેવો દેખીને શ્યામતાને ફેલાવતો ગાઢ અંધકાર ઉછળતા એવા ભ્રમરના સમૂહની જેમ અત્યંતપણે પ્રસરી રહ્યો છે.' એ પ્રમાણે સાંભળીને શાંત નેત્રવાળા રાજા સુરેન્દ્રદત્તે કામથી પરતંત્ર બનેલી તે લલનાને કહ્યું—' હે મૃગાક્ષિ ! આપ પ્રસન્ન થાઓ. આપનું આવું સુંદરરૂપ આપના ઉત્તમ કુળને પ્રદર્શિત કરે છે. હે ભદ્રે ! વૈષયિક સુખ એક ક્ષણમાત્રનું છે, પરંતુ તેનાથી ઉત્પન્ન થયેલું પાપ અનંતુ અને અત્યંત દુઃખદાયી છે. વાસ્તે તમે તમારૂં મન શાંત પાડો અને કામદેવરૂપી યોદ્ધાની સાથે યુદ્ધ કરવામાં શૂરા બનો.' કહ્યું છે કે—

रूपं शीलिं नययुग् नृपत्व, धनं सदानं वचनं तु सत्यम् ।
परोपकारं बहुबुद્धिमत्त्वं, तत् पायसं शर्करयेव सारम् ॥ १ ॥

'શીલથી યુક્ત રૂપ, નીતિથી યુક્ત રાજાપણું દાનથી યુક્ત ધન, સત્યતાથી યુક્ત વચન અને પરોપકાર કરવામાં નિપુણતા તે

આકર સહિત દુધની જેમ સારભૂત છે.'

વળી ત્રણ જગતની અંદર જે પરસ્ત્રીઓ છે તે સર્વે મારી બહેનો છે એવો મેં નિયમ લીધો છે. તો હે સુંદરી ! તમે તમારૂં ચિત્ત નિર્મળ કરીને જેવી રીતે આવ્યા છો તેવી રીતે ચાલ્યા જાઓ."

રાજાની ઉપર લલનાનું આક્રમણ— એ પ્રમાણે જ્યારે સુરેન્દ્રદત્ત બોલ્યા ત્યારે તે લલના સત્યપરાયણ એવા તે રાજાપર પડી. રાજાએ મદથી મુક્ત અને આલિંગનને કરવા જતી તેણીને ડાબા હસ્તવડે દૂર કરી. ચંદ્રમુખી તે સ્ત્રી રાજાએ કરેલા તિરસ્કારથી વિષાદરૂપી મષીવડે અત્યંત શ્યામ મુખવાળી થઈ ગઇ. પછી તે લલનાની સખી રાજાની સન્મુખ આવીને કોપના આવેશથી પ્રગટ રીતે બોલી કે–' હે રાજન્ ! જડ એવા તમે અનુરક્ત એવી આ સ્ત્રીને અપમાન કરીને કોપયુક્ત અને ક્ષીણ બનાવી છે, તેથી હવે તે સ્ત્રી તમારી પ્રિયાના ઉદરમાં પુત્રપણે ઉત્પન્ન થઇને તમારા આ સમગ્ર ભવને ભૂષિત કરશે'

સુરેન્દ્રદત્તરાજાનું અરણ્યમાં પ્રતિક્રમણ—ત્યાર પછી અંતઃકરણમાં ઘણા રોષને તેમજ સંતોષને ધારણ કરતી તે બંને સ્ત્રીઓ અદૃશ્ય થઈ ગઇ અને સુરેન્દ્રદત્તરાજા તે સ્ત્રીથી છેવટે બોલાયેલા પુત્રપણે ઉત્પન્ન થવાના વાક્યની શકુનગ્રંથી બાંધીને તે સ્ત્રીઓએ બોલેલા વચનનો વિચાર કરવા લાગ્યા કે–' આ સ્ત્રીઓ અત્યંત દુષ્ટ કુવાક્યો બોલી પણ અંતે તેનો સાર ગને પુત્રપ્રાપ્તિનો થયેલો છે. આ સ્ત્રીઓએ જો કે મને ઘણું વિઘ્ન કર્યું છતાં પાછળથી તે મને માંગળિકને માટે થયું છે. કોપાયમાન થયેલી આ દેવીઓ હજુ પણ મને કદાચિત્ વિઘ્ન કરે કારણ કે પ્રસરતા અંધકારવાળી રાત્રિ પડેલી છે વાસ્તે હું આત્માની અને મનની અંતઃકરણથી શુદ્ધિ કરૂં.' તેથી રાજાએ પોતાના મુકુટમાંથી એક મણિ કાઢ્યો અને પોતાના કાર્યની આલોચના કરવા વાસ્તે મૂર્તિમાન સદ્ગુરૂની જેમ તેને માનીને નમસ્કાર મંત્ર ભણવા-

પૂર્વક મણિની સ્થાપના કરી. રાજાએ પછી ઇર્યાપથિકી (ઇરીયાવહિ) ભણીને પાપથી પોતાના મનવડે પાછા ફરના સંક્ષેપથી ગુરૂવંદન કરીને પોતાના ચિત્તમાં ઉત્પન્ન થયેલા શુદ્ધ ભાવોને વાણીવડે બોલવા લાગ્યા કે—'ઇહાથી રહિત ચિત્તવાળા મારા દેહને જોઈને તે બે સ્ત્રીઓએ પોતાના ચિત્તમાં કામદેવને ધારણ કર્યો. કામ અત્યંતપણે કુકૃત્યના હેતુભૂત છે. આ બનાવથી લાગેલું પાપ મિથ્યા હો. તે સ્ત્રીએ નહી ઇચ્છેલા એવા બાપને આ તો મારા અંગની સાથે કામવડે કરીને આલિંગન કરવા ધાયું એ તેનું કાર્ય મારા પવિત્ર એવા શીલનો ભંગ કરનાર હોવાથી મિથ્યા થાઓ. મેં મારાપર પડતી સ્ત્રીને હસ્તવડે દૂર કરી તેથી તેની સખી અત્યંત કોપવાળી થઇ અને જે પુત્રપણે ઉત્પન્ન થવાનું છેલ્લું વાક્ય બોલી તે પણ કેવળી સમક્ષ મિથ્યા હો. શાંતતાના પાત્રતુલ્ય અને સદાચારથી પવિત્રિત દેહવાળા એવા મને અત્યારે-એકાંતે આવીને કોઇપણ' એટલું અર્ધું વાક્ય રાજા બોલ્યા એટલામાં તેણે પોતાને અટકાવતા એક દેવને સમીપમાં જોયો.

ભુવનપતિના સ્વામી ભુતાનંદઇંદ્ર—દેવે તુરત કહ્યું કે—'હે રાજન્! જે તમારા ચિત્તની અંદર તમને મૃત્યુ પમાડવાની શંકા છે તે તમારા શત્રુઓને પ્રાપ્ત થાઓ અને નિર્મળ ચરિત્રો વડે ચંદ્રની પવિત્રતાને પ્રાપ્ત કરતા તમે લાંબા કાળ સુધી રાજ્ય ભોગવો. વળી અખંડ પુણ્યની ભૂમિસમાન હે રાજન્! મેં તમારો દ્રોહ કરવાની જે મતિ કરી તે આપ ક્ષમા કરો.' તે સાંભળી રાજાએ પૂછ્યું-'આપ કોણ છો મારા ઉપર શા કારણે કોપ કર્યો હતો? અને હવે શાથી મારા ઉપર પ્રસન્ન થયેલા છો? તે કૃપા કરીને કહો.' સ્મિતથી પ્રફુલ્લિત વદનવાળો તે સુરેન્દ્ર તુરંત અમૃતને વર્ષાવનારી વાણીવડે બોલ્યો કે-'હું ભુતાનંદ નામનો ભુવનપતિનો ઇંદ્ર છું. મારી પ્રાણપ્રિયા મૃગસુંદરી નામની છે. તે કૌતુકથી સરોવર ઉપર ગઈ હતી ત્યાં કામાકુળ થવાથી તેણીએ તમારો સંગ કરવાની ઇચ્છા કરી, પણ તમે તેણીનો અનાદર કર્યો;

તેથી મારી પાસે આવીને તેણીએ મને આડું અવળું સમજાવી તમારા ઉપર ક્રોધવાળો કર્યો, તેથી કરીને હું અહિં તમારો વિનાશ કરવા વાસ્તે આવ્યો, પણ ચિત્તને નિર્મળ અને પાપ રહિત કરનારા તમારા એકાંતમાં બોલાયેલા વાકયો સાંભળીને હું શાંત થઇ ગયો અને તમારૂં પાપથી ભીરૂપણું જોઇ પ્રસન્ન થવાથી હું પ્રગટ થયો. અહો! નારીના નેત્રયુગળનું પાપીપણું આશ્ચર્યકારી છે; કારણ કે નારીના નેત્રોની સાથે વૃદ્ધિ પામતો પુરૂષનો સ્નેહ અંતે કલંકિત થાય છે અને તેટલા વાસ્તેજ વિધાતાએ સમગ્ર દક્ષ જનોને સૂચવવા માટે નારીના નેત્રયુગળમાં મશી દીધેલી છે.

**ભુતાનંદ ઇંદ્રે કરેલી સુરેન્દ્રદત્તની પ્રશંસા** —હે રાજન્! આપને અત્યંત પ્રભુતાયુક્ત ધનની પ્રાપ્તિ છે અને સુંદર રૂપથી અલંકૃત યૌવન વર્તે છે, છતાં તેમને તમે પાપના કારણભૂત ગણો છો અને ઇન્દ્રિયોનો સંયમ કરી તેને કુમાર્ગે પ્રવર્તવા દેતા નથી; તેથી હું સમજું છું કે સજ્જન પુરૂષોનો સંગ ગુણને માટેજ થાય છે. અન્ય નારીઓને બહેનસમાન તમે ગણો છો તેથી આ મહાવ્રતવડે કરીને તમે દેવ અને અસુરોને પણ આશ્ચર્ય ઉપજાવ્યો છે અને તમે તમારા વંશ અને તમારી ભૂમિને પણ ધન્ય બનાવી છે. સમગ્ર સુખને દેવાવાળા ધર્મના સ્થાનભૂત એવા તમારૂં અપ્રિય કરવાને આ જગતની અંદર હે રાજન્! કોઇ સમર્થ થાય તેમ નથી. તમારા આ પ્રકારના ઉત્કૃષ્ટ પુણ્યથી પુત્રપ્રાપ્તિની ઇચ્છારૂપ વૃક્ષ જરૂર ફળિત બનો, અર્થાત તમારો પુત્રનો મનોરથ પૂર્ણ થાઓ.' દેવ એ રીતનું યોગ્ય અને મનને પથ્ય એવું હર્ષપૂર્વક વચન બોલીને રાજાની પાસે આવી તેને કાનમાં કાંઇક ગુપ્ત વાકય કહ્યું. 'તમારે મારૂં કહેલું આ ગુપ્ત વાકય ભૂલવું નહિં', એટલું રાજાને કહીને દેવેન્દ્ર વિદાય થયો. તે વખતે રાજાએ પણ તેને નમસ્કાર કરવાપૂર્વક મહા આગ્રહ કરીને દેવીનું અભય માગી લીધું.

**સૂર્યોદયે રાજાના સેવકોનું આગમન**-દેવેન્દ્ર વિસર્જન થયા એટલે રાજાએ પૂર્વદિશાને એક નારી સદશ શોભતી જોઇ. કારણ

કે પ્રાતઃકાળનો સૂર્ય ઉદય પામતો હોવાથી અરૂણોદય થયો હતો તેથી પૂર્વદિશાએ રક્તઅંબર (વસ્ત્ર) ધારણ કર્યું હોય તેવું દેખાતું હતું અને તેણે સૂર્યના બિંબરૂપી મુકુટ ધારણ કરેલો હતો. એવો દેખાવ જોઇને રાજા હર્ષપૂર્વક બોલ્યા કે–' ઘણા માર્ગને ઉલ્લંઘન કરવાથી ખેદને લઇ રક્ત વદનવાળા બનેલા મુસાફરરૂપી સૂર્યે પ્રાતઃકાળમાં આસનસમાન પૂર્વાચળ ઉપર પોતાનું સ્થાન કર્યું છે અને વિસ્તીર્ણ ગગનરૂપી પાત્રમાં પડેલું તારારૂપી ભોજન શીઘ્ર પોતાના કિરણોરૂપી હસ્તોવડે ખાઈ જઇને ચંદ્રના અમૃતરૂપી ઘોળનું સંપૂર્ણપણે પાન કર્યું છે. (તારાઓ નષ્ટ થઈ ગયા અને ચંદ્ર નિસ્તેજ બની ગયો) આ પ્રમાણે સૂર્યોદય થયો એટલે અત્યંત વેગવાળા ઘોડાઓ તથા મનોરથોને વેગથી ઉલ્લંઘી જાય તેવા રથોની સાથે પોતાની શોધ કરતા એવા પોતાના સેવકોને રાજાએ પોતાની ફરતા આવી રહેલા જોયા. આવેલા સેવકો રાજાને જોઇને અત્યંત ખુશી થયા અને રાજાને ચરણે નમસ્કાર કરીને નીચે બેઠા. રાજાએ તેમને ફક્ત ઘોડાએ મને હરણ કરીને અહીં આણ્યો એટલું કહ્યું પણ બીજી બનેલી હકીકત જાહેર કરી નહી. રાજાના ખેદને દૂર કરવા વાસ્તે મલ્લોએ તે વખતે પ્રેમથી રાજાના શરીરને મર્દન કર્યું અને અશ્વવૈદ્યોએ તે રાજાના અશ્વની સેવા કરી ખેદ રહિત કર્યો.

**સુરેન્દ્રદત્તરાજાનું પોતાના નગર તરફ ગમન—** સુરેન્દ્રદત્ત રાજા પછી પોતાના લક્ષ્મીપુર નગર તરફ જવા ચાલ્યા. આ રાજા પોતાની ચતુરંગી સેનાથી યુક્ત હતા તેથી જાણે અનેક રૂપવાળા પવિત્ર સામ, દામ, દંડ અને ભેદથી યુક્ત પોતે ન્યાયની મૂર્તિ હોય તેવા શોભતા હતા. પોતાની નગરીમાં પ્રવેશ કરીને વિવેક અને વિજ્ઞાનના વિકાસના હેતભૂત આત્માની જેમ પ્રકૃતિ અને સ્થિતિને જાણનાર રાજાએ નિરંતર ઇંદ્રિઓના ઉપર કાબુ રાખ્યો અને તેથી તે લોકને અત્યંત પ્રિય થઇ પડ્યા.

રાણી ચંદ્રલેખાનું ગર્ભધારણ—એકદા રાજા સુરેન્દ્રદત્તે શાંતિને માટે ફક્ત પોતાની રાણી ચંદ્રલેખાને ભોગવી એટલે તે રાણીએ ઘણા સુખને આપવાવાળા ગર્ભને ધારણ કર્યો. રાજાની વલ્લભા ચંદ્રલેખાને ગંડસ્થળ ઉપર અત્યંત નિર્મળપણું દેખાતું હતું તે જાણે વિશ્વને પ્રકાશિત કરવાના કારણભૂત ગર્ભપણે આવેલા ઉત્તમ અને ભાગ્યશાળી રાજાની જાણે પ્રભા હોય તેમ ઝળકી રહ્યું હતું. રાજાએ અન્યદા મનોહર અંગવાળી પોતાની પ્રાણપ્રિયાને કૃશ અંગવાળી દીઠી તેથી રાણીને કૃશ થવાનું કારણ પ્રસન્ન વાક્યોવડે પૂછયું, પણ રાણીએ પોતાના પ્રિય પતિને લજ્જાને લીધે કારણ કહ્યું નહિં. રાજા પોતાના ચિત્તથી કાંઇ વિચાર કરીને અત્યંત હર્ષથી ઉઠયા અને પોતાના સેવકોને હુકમ કર્યો કે-'જિનપ્રાસાદમાં રહેલી સમગ્ર જિનેશ્વરની મૂર્તિને નવા સુવર્ણના મુકુટોથી ભૂષિત કરો.' તે કાર્ય પૂર્ણ થયું એટલે રાજાએ ચોથે દિવસે દુર્બળ અંગવાળી રાણીને-'સ્વચ્છ અને પુણ્યકાર્યમાં રક્ત એવી તમારી ઇચ્છા ( દોહદ ) પૂર્ણ કરો.' એ પ્રમાણે કહી સુખાસનમાં ( પાલખીમાં ) બેસાડી સખીઓની સાથે જિનપ્રાસાદમાં મોકલી. રાણીએ જિનપ્રાસાદમાં સમગ્ર મૂર્તિઓને નવીન સુવર્ણના મુકુટોથી ભૂષિત કરાયેલી જોઇ તેથી મનમાં વિચાર કરવા લાગી કે-'મારો આ મનોરથ ( દોહદ ) મેં મનમાં ગુપ્ત રાખ્યા છતાં ( નહિં જણાવ્યા છતાં ) રાજાએ કેવી રીતે જાણ્યો?' રાણીએ ત્યાં આગળ જિનબિંબોની પૂજા કરીને હર્ષયુક્ત બની સુવર્ણ તથા અન્નનું દાન આપી પોતાનો સમગ્ર દોહદ પૂર્ણ કર્યો. પછી રાણી પાછી આવી નમ્ર મુખ રાખીને બોલી કે-'હે પ્રિય! આપે મારા મનમાં રહેલો દોહદ કેવી રીતે જાણ્યો? તે મને કહો; કારણ કે તે બાબતમાં મને બહુ આશ્ચર્ય લાગે છે.' રાજાએ પણ અહંકારથી રહીત શાંત વચનથી જવાબ આપ્યો કે—'મને જ્યારે પવનંજય નામનો અશ્વ એકાએક અરણ્યમાં ઉપાડી ગયો હતો. ત્યારે હું એક સરોવર પાસે

ઉતર્યો અને ત્યાં પૂર્વજોના પુણ્યવડે સંતુષ્ટ થએલા દેવે હે રાણી! તમને પુત્ર પ્રાપ્ત થશે એવી વાત કરી અને તેની સાથે તમને જિનેન્દ્રોને મુકુટો કરાવવાનો દોહદ ઉત્પન્ન થશે, તે દોહદ પૂર્ણ કરવાની પણ વાત મને કાનમાં કહી. આ રીતે મેં તમારા મનમાં રહેલો દોહદ જાણ્યો તેથી પૂર્ણ કર્યો છે.' રાણી આ વાત સાંભળી સંતુષ્ટ થઇ અને ગર્ભવતી એવી તેણી પ્રચ્છન્ન ચંદ્રના બિંબથી યુક્ત આકાશની જેમ, શુભ પરોપકાર કરવાવાળી મહ્દ્બુધ્ધિની જેમ, અને શુભ પદ્મ (કમળ)થી યુક્ત સરોવરની જેમ શોભવા લાગી. ક્રમે કરીને રાણીએ પૂર્ણ સમયે પૂર્વ દિશા જેમ સૂર્યને જન્મ આપે, દ્વિતીયા જેમ ચંદ્રને જન્મ આપે અને રોહણાચળની ભૂમિ જેમ ચિંતામણિરત્નને જન્મ આપે, તેમ અદ્ભુત કાંતિવાળા પુત્રને તેણીએ જન્મ આપ્યો તે વખતે જેની વાણીમાં 'ન' કાર નથી એવા રાજાએ પુત્રપ્રસવના ઉત્સવમાં સજ્જનોને આનંદિત કરવાવાળું અને દરિદ્રતાને ફેડી નાખે તેવું લોકોને ગઢળક દાન દીધું અને કેદીઓને છોડી મૂકી કેદખાના ખાલી કરી નાખ્યાં.

**પુત્રનું નામ અમરશેખર**—આ પુત્ર ગર્ભમાં આવ્યો ત્યારે માતાને જિનપ્રતિમાને મુકુટોથી શોભિત કરવાનો દોહદ ઉત્પન્ન થયો હતો. તેથી રાજા સુરેન્દ્રદત્તે દોહદને અનુસારે પુત્રનું નામ પણ અમરશેખર રાખ્યું. કામદેવ સદશ રૂપવાળા કુમારે અનુક્રમે અઢાર લીપી, છત્રીશ પ્રકારની યુદ્ધકળા અને બહોંતેર કળાઓનો અભ્યાસ કર્યો.

**વસન્તસેન મિત્ર**—આ રીતે બાળપણમાં કુમારે સમગ્ર કળાંમાં પ્રાવિણ્યપણું મેળવ્યું. તે વખતમાં તેને વસન્તસેન નામના મંત્રીપુત્રની સાથે મિત્રાઇ થઇ. અમરશેખરકુમારે અનુક્રમે યૌવનાવસ્થા પ્રાપ્ત કરી. તેની યૌવનાવસ્થામાં શાસ્ત્રરૂપી જળથી યુક્ત યૌવનસાગર એટલા વેગથી પ્રસરી રહ્યો હતો કે તૃણની જેમ તેની મૂર્ખતા દૂર થઇ ગઇ અને વાલુકાની જેમ તેની બાલ્યાવસ્થા ડુબી ગઇ.

**ઉદ્યાન ક્રીડા**—એકદા વસંતઋતુમાં કામદેવથી અધિક તેજવળા અમરશેખરકુમાર વસંતસેન મિત્રની સાથે વનરાજિમાં પુષ્પો લેવાને ગયા. ત્યાં રાજકુમારે વનમાં ઉગેલા વૃક્ષોને અત્યંત શોભાયુક્ત જોઇને આનંદથી પોતાના મિત્રનું મુખ એકાએક લીલાપૂર્વક જરા ઉંચું કર્યું અને સુંદર પલ્લવ તથા પુષ્પરૂપી લક્ષ્મીવડે મનુષ્યોના મનને મોહ પમાડનાર વિસ્તારવાળા વૃક્ષોની આશ્ચર્યકારી શોભા જોવાને કહ્યું તેની અંદર તેઓએ એક વિશિષ્ટપણું જોયું કે-વસંતઋતુ આ વનરાજિને જળરૂપી સીંચન આપતી નથી, વળી વસંતઋતુ વનરાજિના શત્રુ દાવાનળની શાંતિ પણ કરતી નથી અને માત્ર થોડા વખતજ સ્થિતિ કરે છે, તેથી વનરાજિને વસંતઋતુ કોઇ પણ રીતે આનંદના કારણભૂત થતી નથી, છતાં જ્યારે વસંતઋતુ આવે છે ત્યારે સમીપ વનરાજિ નવપલ્લવિત થઇ ઉલ્લસાયમાન થાય છે, વાસ્તે ફક્ત નિઃસ્વાર્થ પ્રીતિનું અત્યારે આ વનમાં સામ્રાજ્ય થઇ રહ્યું છે. વળી આ વનની અંદર રહેલ વૃક્ષો ખરેખરા પરોપકારી છે. કારણ કે કોઇ પણ મનુષ્ય તેનું છેદન ભેદન કરી તેને દુઃખી કરે છે તો પણ તે મનુષ્યનું અહિત કરવાની તેને બુદ્ધિ થતી નથી. આ વૃક્ષોના સમૂહની છાયા મનુષ્યોના શ્રમને શાંતિ આપનાર છે, તેના પુષ્પો સુગંધથી મનુષ્યોના દેહને સુગંધિમય કરનાર છે, અને તેના વિવિધ પ્રકારના ફળો પ્રાણીઓની ક્ષુધા તથા તૃષાને નાશ કરવા સમર્થ છે. એ પ્રમાણે વૃક્ષો એકંદર ઉપકાર કરનારા હોઇને ખરેખર ધન્ય છે.

**એક ધનુષ્ય**—આ વખત અમરશેખરકુમારે ત્યાં આગળ એક ધનુષ્ય જોઇને કહ્યું—'હે મિત્ર વસંતસેન ! સમીપમાં કર્પૂરતરૂની નીચે રહેલું આ પ્રચંડ એવું ધનુષ્ય તું જો ! ચાલ, ચાલ, તેને લઇને પણછ (દોરી) ચડાવી હું મારા હસ્તની વાંછા પૂરી કરૂં.' એટલું કહી ખુશી થયેલા અને પરાક્રમવાળા કુમારે ત્યાં જઇને તે દિવ્ય ધનુષ્યને નમસ્કાર કરીને તથા સાફ કરીને પોતાના

હસ્તવડે ઉપાડી ઉંચું કર્યું. પછી ડાબા હસ્તવડે ધનુષ્યનો મધ્યભાગ પકડી રાખીને અને જમણા હસ્તથી ધનુષ્યનો અગ્રભાગ નમાવી કુશળ એવા કુમારે ધનુષ્ય ઉપર દોરી આરોપણ કરીને ટંકારવ કર્યો. કુમારે કરેલા ટંકારવથી પર્વતની કંદરાઓ એકદમ ગાજી ઉઠી, સિંહો શીઘ્ર નાસવા લાગ્યાં, નદીનો તટ ઉપર ચાલતા હસ્તિઓ ઉત્કટ થઇને નદીમાં પડ્યા અને આઠે દિશાઓ એકઠી થયેલી સ્ત્રીઓની જેમ સામસામા શબ્દો કરવા લાગી. વધારે શું કહેવું પણ સમસ્ત જગતના કર્ણો શબ્દમય થઈ જવાથી મુખનું આચરણ કરવા લાગ્યા. પછી અમરશેખરકુમારે ધનુષ્ય ઉપરથી દોરીને ઉતારી અને વસંતસેન મિત્રને લીલાપૂર્વક જોઇને કહ્યું કે- 'જો આ ધનુષ્યને યોગ્ય બાણો મળી આવે તો ખરેખરો યોગ પ્રાપ્ત થાય.' જેટલામાં અમરશેખરકુમારના આ શબ્દોને સાંભળીને વસંતસેનમિત્ર તેનો કાંઇ પ્રત્યુત્તર દેવા જાય છે તેટલામાં ધનુષ્ય સહિત અમરશેખરકુમારને અંતર્ધાન થઈ ગયેલા દીઠો.

**અમરશેખર વિના વસંતસેનની સ્થિતિ**—'એક નિમેષમાત્રમાં કુમાર ક્યાં ગયા.' એ પ્રમાણે વિચાર કરતો મંત્રીપુત્ર વસંતસેન અત્યંત આક્રંદ કરતો વૃક્ષે વૃક્ષે ભમ્યો પણ કોઇ ઠેકાણે અમરશેખર કુમારને તેણે દેખ્યા નહિ. કુમારને નહી દેખવાથી દુઃખથી વ્યાપ્ત થયેલા તેના બંને લોચનરૂપી કમળો સંકોચાઇ ગયા અને પદ્મનાળની જેમ તેનું શરીર આમતેમ લડથડીયા ખાઇ ભૂમિ ઉપર પડયું. આ વનની અંદર રહેલા વૃક્ષોની કુમારે અત્યંત પ્રશંસા કરી હતી તેથી જાણે તુષ્ટમાન થયા હોય તેમ તે વૃક્ષોએ કુમારના મિત્રને મૂર્છા આવવાથી દયાજનક સ્થિતિ જોઇને પુષ્પોવડે કરીને તેમજ શીતળ વાયુવડે કરીને ઘણો કાળ સુશ્રુષા કરી. કુમાર વિના એકલા પડી ગયેલા વસંતસેનના દેહને પિશાચીનીની જેમ ગ્રસી જતી મૂર્છાને વનમાં રહેલા વૃક્ષોએ વાયુરૂપી હાકલોવડે કરીને તથા પુષ્પરૂપી બાણોને ફેંકવાવડે કરીને દૂર કરી દીધી. અર્થાત્ વૃક્ષોએ ઠંડા પવનવડે કરીને અને પુષ્પો

નાખવાવડે કરીને વસંતસેનને ચેતનાવાળો કર્યો. વસંતસેનને જ્યારે સંજ્ઞા પ્રાપ્ત થઇ ત્યારે તેણે કુમારને જોયા નહી તેથી અત્યંત દુઃખિત થયેલો તે ઘણા સ્નેહથી પ્રગટેલી વિલાપથી યુક્ત વાણી બોલ્યો કે—" ચક્રવાકને પ્રમોદ કરનાર અને પોતાના તેજથી રાત્રિનો નાશ કરનાર' એવા સૂર્યનો વિયોગ થયે છતે (અસ્ત થયે છતે) જેમ વિશ્વના પદાર્થોને નિહાળવાને શક્તિવાન થવાતું નથી, તેવી રીતે સજ્જનને પ્રમોદના કારણભૂત અને પોતાની બુદ્ધિનાં વિકાસથી દૃષ્ટિના રોષોને નાશ કરનાર સૂર્યરૂપ મારા મિત્ર અમરશેખરના વિયોગથી સમગ્ર વિશ્વ મને શૂન્યકાર થઈ ગયેલું દેખાય છે. કારણ કે અત્યારે સૂર્ય ખરેખર સૂર્યપણામાં રહેલો નથી જેથી કરીને હું મારા મિત્રને શોધી શકતો નથી અને ચંદ્ર પોતાના ચંદ્રપણામાં નથી કારણ કે ચંદ્રના ઉદય વખતે શાંતિ થવી જોઇએ તે શાંતિ મને પ્રાપ્ત થતી નથી. આ વર્ન પણ મને દુઃખથી રક્ષણ કરતું નથી તેથી વિયોગરૂપી બ્રહ્માની આ વિપરીત સૃષ્ટિ જણાય છે. હા! મિત્ર અમરશેખર વિના આ સમગ્ર જગત્ મને દુઃખમય થયું છે, વાસ્તે આ જગતને છોડી દઇને હવે હું જલદી કોઇ સાધુમહાત્મા પાસે જઇને કાંઇ પણ તપ કરૂં જેથી મારાં પાપો નાશ પામે. '

**અરણ્યમાં યતિનો મેળાપ**—એ પ્રમાણે તપ કરવાનો નિશ્ચય કરીને મહા દુઃખરૂપી ભોગોથી વિરમીને અને જગતના પદાર્થો ઉપર પોતાના મનને મોહ રહિત કરીને વસંતસેન અરણ્યમાં જતો હતો, તેવામાં તેણે એક યતિને જોયા. વસંતસેને મુનિમહાત્માને નમસ્કાર કરીને નિર્મળ દીક્ષાની યાચના કરી. વસંતસેનના આ શબ્દો સાંભળીને તેને અત્યંત દુઃખથી દીક્ષા લેવાના પ્રણામવાળો જાણીને મુનિએ પોતાની મૌનમુદ્રાનો ત્યાગ કરીને જ્ઞાનાંશુ યુક્ત નિર્મળ વાક્યરૂપી રત્નોનો સમૂહ આનંદ સહિત તેને આપ્યો, અર્થાત્ તેને ઉપદેશ આપ્યો કે— 'હે વિશુદ્ધાત્મક! તમને હજુ પૂર્વકૃત ભોગાવળી કર્મ ઘણુંજ

રહેલું છે અને આ સંસારની અંદર સમગ્ર ભોગાવળી કર્મ ભોગવ્યા પછીજ જીવ વ્રતને યોગ્ય થાય છે અને મુક્તિ મેળવે છે. વળી હે મંત્રીપુત્ર વસંતસેન ! તમને તમારા મિત્ર અમરશેખરના મેળાપના સંબંધમાં પ્રશ્ન કરવાનો વિચાર છે તો હું તમને જણાવું છું કે આજથી ત્રીજે દિવસે તમે અમરશેખર મિત્રના કુશળ સમાચાર જાણશો. વાસ્તે તમે હવે દીક્ષા લેવામાં વિલંબ કરો અને ભવદુઃખની ઉત્પત્તિનો નાશ કરવાવાળા, સમ્યક્ત્વથી યુક્ત અને પ્રભાવિક એવા ગૃહસ્થના બાર વ્રતોને અંગીકાર કરો' એ પ્રમાણે કહી વસંતસેનને સમ્યકત્વમૂળ બાર વ્રત અંગીકાર કરાવી પોતાના અને પરના મહાન્ આધિ વ્યાધિને નાશ કરવામાં સમર્થ એવો અડસઠ અક્ષરના પ્રમાણવાળો પ્રભાવિક પંચ પરમેષ્ઠી નમસ્કાર મંત્ર (પૃષ્ટ ૧૩૬ની ટીકા જુઓ) મુનિએ તેના કર્ણમાં ગુપ્ત રીતે કહ્યો અને નિત્ય તેનું સ્મરણ કરવાનો ઉપદેશ આપ્યો.

**વસંતસેનનું અરણ્યમાં મૂર્છિત પુરૂષને જોવું**—ત્યાર પછી ગુરૂમહારાજના ચરણકમળની રજને મસ્તક ઉપર ચડાવી નિશ્ચળ થઈ છે ચિત્તની વૃત્તિ જેની એવો વસંતસેન વનના ફળોથી ઉદરવૃત્તિ કરતો ચાલ્યો જાય છે એવામાં એક પર્વતના શિખરની શિલા ઉપર તેણે ઘણા લોહના ખીલાથી જકડી લીધેલા એક સુંદર પુરૂષને પડેલો જોયો. તે પુરૂષને મૂર્છા પામેલો જાણીને કૃપાના સાગર વસંતસેને તે ગિરિના ઝરણમાંથી જળ લાવીને નમસ્કાર મંત્રથી મંત્રિત કરી અડસઠ અંજળી તેના ઉપર છાંટી. નમસ્કાર મંત્રના પ્રભાવથી પવિત્રિત થયેલ જળના સિંચનથી તે પુરૂષના શરીરમાં રહેલા લોહના ખીલાઓ છુટા પડી ગયા અને તે પુરૂષની મૂર્છા દૂર થવાથી ચૈતન્ય સહિત થઇ ક્ષણવારમાં પોતાની બને ચક્ષુઓ ઉઘાડી.

**વસંતસેન તથા ચંદ્રાવતંસકુમારનો સંલાપ**—ચૈતન્યયુક્ત થએલા અને કુળઝમા ધૂર્ય તે પુરૂષે પોતાના ઉપર ઉપકાર કરવાવાળા વસંતસેનને પાસે રહેલો જોઇને કહ્યું કે–' હે મહાત્મન્ ! જેવી રીતે તમે ઉપકાર કરી મારા શરીરને શલ્ય રહિત કર્યું

છે તેવી રીતે કાંઇક પણ મારી પાસે માગીને મારા મનને શલ્ય રહિત કરો તો મારા ઉપર ઘણો ઉપકાર થશે.' વસંતસેને જવાબ આપ્યો કે–'મહાનુભાવ હું કાંઇ પણ યાચના કરી શકતો નથી પણ આપ મને કહો કે તમે અહિં એકલા કેવી રીતે આવેલા હતા અને કોનાવડે તમારી આ પ્રકારની પીડાકારી અવસ્થા કરાઇ. આપના શરીરની સુંદર કાંતિવડે આપ રાજકુમાર છો એવો મને ભાસ થાય છે.' તે પુરૂષે જવાબ આપ્યો કે–'હે ધીર પુરૂષોમાં શિરોમણિ ! મનોહરતાથી યુક્ત વૈતાઢયગિરિ છે. તે ગિરિ ઉપર શ્રેષ્ઠ જયન્તી નામની નગરી છે. આ નગરીમાં નિર્મળ રત્નોથી નિર્માણ કરાયેલી મોટી મોટી હવેલીઓ છે. તે જયન્તી નગરીના રિપુમલ્લ નામના રાજા છે, જેના શરીરની કાંતિ કામદેવના રૂપથી પણ અધિક છે. તે રાજાના મનને નૃત્ય કરવાને રંગશાળાતુલ્ય રત્નમાળા નામની રાણી છે. અનેક સંગ્રામમાં જય મેળવવાથી પ્રસિદ્ધ છે પરાક્રમ જેનું એવો હું તેમનો ચંદ્રાવતંસ નામનો કુમાર છું. તેમને એક લીલાવતી નામની પુત્રી છે જે મારી બહેન નિર્મળ શીળથી યુક્ત છે. સુંદર લાવણ્ય અને ગુણના સમૂહરૂપ તથા રત્નના નિધિતુલ્ય તે કુમારીના શરીરને જોઇને બ્રહ્માએ તેનું રક્ષણ કરવાને પ્રાકારતુલ્ય યૌવનને કરીને કામદેવને યામિકની જેમ તેનો પહેરેગીર બનાવ્યો છે, અર્થાત્ રૂપ અને ગુણના ભંડારતુલ્ય આ કન્યાએ અત્યારે યૌવનાવસ્થા પ્રાપ્ત કરી છે.

**લીલાવતીકન્યાના વરની ચિંતા**–એકદા રિપુમલ્લરાજાએ પોતાની લીલાવતી પુત્રીને રૂપથી આઢ્ય યૌવનાવસ્થાવાળી જોઇને ત્યાં વસતા વિશાળકીર્તિ નામના જ્યોતિર્વિદ્‌ને બોલાવ્યો અને સ્વચ્છ મનવાળા રાજાએ તેને પૂછયું કે— 'આ લીલાવતી પુત્રીનો ભર્તાર કોણ થાશે?' તે જ્યોતિર્વિદે વિચારીને જવાબ આપ્યો કે— 'હે રાજન્ ! કનકદ્વીપની અંદર પદ્માવતી દેવીના મંદિરમાં ધરણેન્દ્રે મૂકેલું પ્રચંડ એવું ધનુષ્ય અદૃશ્યપણે રહેલું છે. ત્યાં આગળ ત્રણ ઉપવાસ કરીને રહેલો બળિષ્ઠભાવાળો

અને બ્રહ્મચર્યવ્રતથી યુક્ત પુરૂષ તે દિવ્ય ધનુષ્યને જોઇ શકે તેમ છે. તેથી તે પ્રમાણેની વિધિ કરાવીને તે દિવ્ય ધનુષ્યને લાવીને આ કન્યાના સ્વયંવરમંડપની અંદર રાખવું. તે ધનુષ્યને ઉપાડીને પોતાના બળવડે જે ધન્ય પુરૂષ તેના અગ્રભાગ ઉપર દોરી ચડાવશે તે પુરૂષ તમારી આ લીલાવતી પુત્રીનો ભર્તાર થશે.'

**ધનુષ્ય લાવવા મણિચૂલવીરને આદેશ**—જ્યોતિર્વિદનું એ પ્રકારનું કથન સાભળીને રાજાએ પોતાના સેનાધિપતિ મણિચૂલવીરને તે ધનુષ્ય લાવવા આદેશ કર્યો. મણિચૂલવીર પણ કનકદ્વીપ ઉપર આવેલા પદ્માવતી દેવીના મંદિરમાં જઇને વિધિપૂર્વક તે ધનુષ્યને લઇને વિમાન ઉપર આરૂઢ થઇ પાછો પોતાના નગર તરફ વળ્યો. રસ્તામાં મણિચૂલવીર જ્યારે લક્ષ્મીપુર નગરની નજીકમાં રહેલા વનમાં આવ્યો ત્યારે તેણે તે દિવ્ય ધનુષ્ય કર્પૂરવૃક્ષની નીચે મૂક્યું અને ત્યાં આગળ રહેલી વાપીમાં પોતે સ્નાન કરવા વાસ્તે ગયો. જે વખતે મણિચૂલવીર સ્નાન કરતો હતો તે વખતમાં તેણે આ ધનુષ્યની દોરીનો ટંકારવ સાંભળ્યો. તેથી ઉતાવળે તે પાછો ધનુષ્ય પાસે આવ્યો અને ધનુષ્યને ધારણ કરેલા પુરૂષને ઉપાડીને પોતાની જયન્તી નગરીએ લાવ્યો.

**ધનુષ્ય લઇને મણિચૂલવીરનું સભામાં આગમન**—પછી મણિચૂલવીર તે રાજપુત્રને પોતાને ઘરે રાખીને ફક્ત ધનુષ્ય લઇ રાજસભામાં ગયો. ત્યાં આગળ રિપુમલ્લરાજાને નમસ્કાર કરીને આનંદ સહિત તે સભામા બેઠો. અત્યંત પ્રૌઢ અને પ્રભાથી યુક્ત દિવ્ય ધનુષ્યને જોઇને રાજા બોલ્યા કે—' આ જગતની અંદર એવો કોઇ બળવાન્ દેખાતો નથી કે જે આ ધનુષ્યને દોરી ચડાવીને મારા પ્રમોદને કોટીગુણો કરે.' એ પ્રમાણે કહીને મૌન ધારણ કરી રહેલા રાજાને ચિંતાયુક્ત જોઇને મણિચૂલવીરે તેના કર્ણમાં પ્રચ્છન્નપણે તે ધનુષ્યની દોરીને ચડાવવામાં સમર્થ પુરૂષને પોતે સાથે લાવેલો છે તે વાત કહી એટલે ખુશી થયેલા રાજાએ તુરતજ સ્વયવરમંડપમાં આવવા રાજાઓને નિમંત્રણા કરી.

**ચંદ્રાવતંસકુમારનું હરણ**—હવે રિપુમલ્લરાજા લીલાવતી પુત્રીના વિવાહની સામગ્રી કરાવવા લાગ્યા. તેવામાં એકદા રાત્રે મહેલના અગ્ર ભાગમાં રહેલી અગાશીમાં ચંદ્રની જ્યોત્સ્નામાં હું સુતો હતો. તે વખતે આકાશમાર્ગે જતા કોઇએક અધમ વિદ્યાધરે ત્યાં સુતેલા એવા મને જોયો અને પૂર્વવૈરથી મને ઉપાડીને અહિં આ પર્વતના શિખર ઉપર વિસ્મૃત થઇ ગઇ છે સર્વ વિદ્યા જેની એવા મને લોહના ખીલાથી જકડી લીધો તે વખતે મને અત્યંત પીડા થવાથી હું મારા વૈરીને સમ્યક્ પ્રકારે ઓળખી શકયો નહીં, હવે તમારાવડે હું સંજીવન કરાયેલો છું તો તે શત્રુનો પત્તો મેળવીને તેને શાત કરીશ અર્થાત્ વૈર લઇશ. પણ હે ધન્ય ! હે વસતસેન ! સ્પૃહા વિનાના અને જીવિતદાનને આપનાર એવા તમારા ઉપકારનો બદલો હું વાળી શકું તેમ નથી, છતાં પણ મારી પાસેથી કાંઇક પણ માગીને મને પુણ્યશાળી બનાવો. કહ્યું છે કે—

> स कल्पवृक्षः स तु कामधेनुश्चिन्तामणिः सैष सुधा स एव ।
> यो ऽनेकदुःखाकुलजन्तुजातोपकारकारी दृढधर्मधारी ॥ १ ॥

'જે દૃઢધર્મથી યુક્ત પુરૂષ અનેક પ્રકારના દુઃખથી વ્યાપ્ત જીવોનાં દુઃખનું નિવારણ કરી ઉપકાર કરે છે તેજ પુરૂષ આ જગતમા કલ્પવૃક્ષ છે, તેજ પુરૂષ કામધેનુ છે, તેજ પુરૂષ ચિંતામણિરત્ન છે, અને અમૃત પણ તેજ પુરૂષ છે'

ચંદ્રાવતંસકુમારે કહેલો વૃત્તાંત સાભળીને વસતસેન પોતાના હૃદયના પ્રમોદરૂપી અમૃતને વર્ષાવનારી સુંદર વાણી બોલ્યો કે—'હે રાજપુત્ર ! બહુ દુઃખથી દીન બનેલા મારા ઉપર આપનાવડે ઉપકાર થઇ ગયેલોજ છે. કારણ કે જેવી રીતે મનુષ્ય કોમળ કલ્પવૃક્ષની છાયા નીચે રહેવાથી તૃપ્ત અને શ્રમ રહિત થાય છે તેવી રીતે હું પણ મારા મિત્રની વાર્તાથી યુક્ત તમા ! મનોહર વાકયો સાંભળીને અત્યંત પ્રમોદવાળો થયેલો છુ. મારો મિત્ર

અમરશેખરકુમાર મને પ્રાણથકી પણ અધિક છે, તેનું વર્ણન કરતા એવા તમે મારાઉપર મહાન્ ઉપકાર કર્યોછે અને જીવિતદાન દીધુંછે.'

**વિમાનનું આવવું**—એ રીતે કહીને વસંતસેન મૌન રહ્યા એટલામાં આકાશમાં નિર્મળ કાંતિવાળું અદ્ભુત અને અત્યંત આશ્ચર્ય ઉપજાવનારૂં વિમાન સમીપમાં રહેલુ જોયુ. તે વિમાનમાંથી એક પુરૂષે નીકળીને ચંદ્રાવતંસકુમારને ભક્તિપૂર્વક નમસ્કાર કર્યો અને ચંદ્રાવતંસકુમારે તે વખતે એકાએક હર્ષપૂર્વક તે પુરૂષને કહ્યું કે-'હે મણિચૂલવીર! તમે કુશળ છો?' મણિચૂલવીરથી પૂછાયેલા ચંદ્રાવતંસકુમારે પોતાનો સમગ્ર વૃત્તાન્ત કહી સંભળાવ્યો અને પોતાને જીવિતદાન આપનાર વસંતસેનને બતાવીને તેને પોતાની સાથે લીધો ચંદ્રાવતંસકુમારે વસંતસેનને પોતાના હસ્તથી ગ્રહણ કરી પહેલા વિમાન ઉપર ચડાવ્યા અને પછી પોતે મણિચૂલવીરની સાથે વિમાન ઉપર આરોહણ કરી ચાલવા માંડ્યું.

**મણિચૂલવીર અને ચંદ્રાવતંસકુમારનો સંલાપ**—વિમાન આકાશમાર્ગે જાય છે તે વખતે મણિચૂલવીરે ચંદ્રાવતંસકુમારને કહ્યુ કે-'સ્વયંવરમાં આવતા રાજાઓનો સત્કાર કરવા વાસ્તે જ્યારે તમારા પિતાએ શોધ કરાવી ત્યારે તમારા અંગરક્ષકોએ આગળ જઈને તમારી શય્યા તપાસી તો તે શય્યામાં તમોને દેખ્યા નહિ, તેથી 'કોઈએ રાજપુત્રનુ હરણ કર્યું છે' એવો ઉગ્ર પોકાર થયો. વિરહને કગવવાવાળા તમારા વિયોગથી રાજાને વ્યગ્ર બનેલા જોઈને મે કહ્યું -'હે સ્વામિન્! હું આપના પુત્રની શોધ કરીને લાવી આપીશ, આપ પ્રસન્ન થઈને રહો.' હું ત્યાંથી એ પ્રમાણે કહીને તત્કાળ ચાલી નીકળ્યો. રસ્તામાં પદ્મ, મહેંદ્ર, સૂર તથા ભીમરાજાઓથી યુક્ત ધૂમધ્વજરાજાને અહિંથી ઉત્તર દિશા તરફ મેં જતા જોયા. તેને જોઈને પ્રણામ કરી મેં પૂચ્છું કે-'કોઈ ઠેકાણે રિપુમર્દનના પુત્ર ચંદ્રાવતંસકુમારને તમે જોયા છે?' તે સાંભળી પદ્મરાજાએ જવાબ આપ્યો કે-'હિમાચળપર્વત ઉપર તેના સરખો મરણતોલ થયેલો કોઈ

પડેલો છે.' તેમનું આ વાક્ય સાંભળીને મને વિચાર આવ્યો કે-'રખે આ લોકોએ કુમારને હણ્યો હોય.' તેથી હું વેગથી અહિં આવ્યો અને વસંતસેનથી સેવાતા તમને જોઇને જેના મનના ભાવ પૂર્ણ થયા છે એવો હું અત્યંત આનંદિત થયો. ચંદ્રાવતંસકુમાર બોલ્યો કે-' હું સમજ્યો, મારા પૂર્વના વૈરી ધૂમધ્વજરાજાએજ મારા દેહને પીડા કરીને વિરોધના બીજ રોપ્યા છે.'

**પોતાનીજયન્તી નગરી પાસે આગમન**—એ પ્રમાણે મણિચૂલવીર અને ચંદ્રાવતંસકુમાર વાર્તાલાપમાં પરાયણ છે, તેટલામાં ચંદ્રાવતંસે ફળપુષ્પથી યુક્ત વૃક્ષોવડે શોભતી પોતાની જયન્તી નગરીને સમીપમાં જોઇ. સમીપમાં આવેલી જયન્તી નગરીને જાણીને વસંતસેન તે વખતે આશ્ચર્યવાળો થયો અને પોતાના બે લોચનોને વિસ્તારીને હર્ષથી ઉત્સુકતાપૂર્વક બોલ્યો કે- ' અહો ! દેવમંદિર ઉપર રહેલી નિર્મળ કાંતિથી યુક્ત ધ્વજાની શ્રેણિ ફરકી રહી છે, તેથી કરીને ધર્મરાજાના અભ્યાસ કરનારા સુભટોથી કંપાવાયેલી જાણે શ્રેષ્ઠ અસિધારા હોય તેમ તે શોભી રહી છે. આ નગરની અંદર રહેલા પ્રાસાદો પ્રમોદને દેવાવાળા મૃદંગના અવાજથી યુક્ત છે, તેમજ તેના ઉપર વિશાળ અને દેદિપ્યમાન સુવર્ણકળશો શોભે છે, તેથી કરીને પાપરૂપી શત્રુઓને હણી નાખવાથી પ્રમુદિત થઇને તાળીઓ દેતા સુકૃત નરપતિના જાણે હસતા યોધ્ધાઓ હોય તેવા તે દેખાય છે. અહો ! આગળ વળી રાજમહેલ દેખાય છે તેમાંથી ચોતરફ સુવર્ણનું તેજ ઝળકી રહ્યુ છે, તેથી પીળા પ્રવાહવાળી ગંગા જેમાંથી નીકળી રહી છે એવો તે જાણે મેરૂપર્વત હોય તેમ શોભે છે. રાજમંદિરની પાસે રહેલા હસ્તિઓની ગર્જના સમુદ્રની ગર્જનાથી વધી જાય છે અને સુભટોના શસ્ત્રની શ્રેણિએ સૂર્યની ગતિને સ્ખલના પમાડી છે તેથી ખરેખર રાજમંદિરનું આંગણું જગતના મનુષ્યોને આશ્ચર્ય ઉપજાવે તેવું છે.'

**વિમાનનું રાજમહેલ પાસે આવવું**—એ પ્રમાણે વસંતસેન વર્ણન કરી રહ્યો છે એટલામાં વિમાન રાજમહેલની પાસે આવી પહોંચ્યું અને મણિચૂલવીર, ચંદ્રાવતંસકુમાર અને વસંતસેન એ ત્રણે જણાએ વિમાનમાંથી ઉતરી રાજસભામાં જઇ વિસ્મયતા અને હાસ્ય સહિત રાજાને નમસ્કાર કર્યો. પછી રિપુમલ્લરાજાએ ચંદ્રાવતંસકુમારનું વૃત્તાંત પૂછયું ત્યારે મણિચૂલવીરે સમગ્ર હેવાલ તેને કહી સંભળાવ્યો. રિપુમલ્લરાજાએ ધાર્યું કે-'નક્કી ધૂમધ્વજરાજા શત્રુનો વિનાશ કરવાવાળી વિદ્યાસાધ્યવામાં ભોગ આપવા સારૂ મારા પુત્રને ઉપાડી ગયો હશે.' વળી રિપુમલ્લરાજા વિચાર કરવા લાગ્યા કે-'ધૂમધ્વજરાજા પરાક્રમવાળો છે અને મારાથી જબરો છે તો તે શત્રુ મારાથી કેવી રીતે જીતી શકાશે ? અથવા તેની ચિંતા શી ? કારણ કે આ સંસારની અંદર સર્વદા દેવઇચ્છાજ પ્રમાણ છે.'

**વસંતસેન અને અમરશેખરકુમારનો મેળાપ**—એ પ્રમાણે મનનું સમાધાન કરીને રિપુમલ્લરાજાએ સભાજનને વિસર્જન કર્યો અને ભ્રુસંજ્ઞાવડે મણિચૂલવીરને વસંતસેનનો યોગ્ય સત્કાર કરવા આજ્ઞા કરી રાજાની આજ્ઞા પામીને તુરત મણિચૂલવીરે વસંતસેનને પોતાના હસ્તમાં તેનો હસ્ત મેળવીને વિનયપૂર્વક સત્કારને માટે પોતાને ઘરે આણ્યો. તે વખતે ત્યાં રહેલા અમરશેખરકુમારે પોતાના પ્રાણપ્રિય મિત્ર વસંતસેનને જોયો અને હર્ષપૂર્વક ઉઠીને એકાએક તેને આલિંગન કર્યું વસંતસેન અને અમરશેખરકુમાર જે વખતથી જુદા પડી ગયા હતા તે વખતથી આજ પર્યંત તેઓએ શાંતિરૂપી અપૂર્વ ભોજન કર્યું નહોતું. તેથી લાંબા કાળથી બન્ને જણાએ સંચિત કરેલું શાન્તિરૂપી અપૂર્વ ભોજન અત્યારે મેળાપ થયો ત્યારે એકબીજાને અર્પણ કર્યું, અર્થાત્ આજપર્યંત તેમને બીલકુલ શાંતિ પ્રાપ્ત થઇ નહોતી તે અત્યારે મેળાપ થવથી પ્રાપ્ત થઇ. પછી અમરશેખરકુમારે વસંતસેનને વૃત્તાંત પૂછવાથી તેણે

વિરહથી માંડીને નવકારમંત્રની પ્રાપ્તિ સુધીનો તથા ચંદ્રાવતંસકુમારને જીવિતદાન દેવા વિગેરે પ્રમોદને કરવાવાળો સર્વ વૃત્તાંત તેને કહી સંભળાવ્યો. ત્યારપછી વસંતસેનમિત્રથી યુક્ત અમરશેખરે મંગળગાનપૂર્વક સ્નાન આદિ કર્યું અને મણિચૂલવીરે કુમારને મુકુટ, હાર, બાજુબંધ વિગેરે આભૂષણોથી અલંકૃત કર્યો.

**સ્વયંવરમંડપમાં અમરશેખરનું આવવું**—કુમાર યોગ્ય આભૂષણો ધારણ કરીને તૈયાર થયા એટલામાં એક પ્રતિહાર શ્રેષ્ઠ અશ્વને લાવીને મણિચૂલવીર પ્રત્યે બોલ્યો કે-'સમગ્ર માંગળિકવિધિ કરીને કુમારરાજ અમરશેખરને આ અશ્વ ઉપર બેસાડો.' કુમાર અશ્વ ઉપર આરોહણ કરીને વસંતસેનની સાથે ચાલ્યા અને તે વખતે તે કુમાર વિસ્મયતાપૂર્વક વિચાર કરવા લાગ્યા કે-'અહો ! હું કયાં ? આ વૈતાઢ્યપર્વત કયાં ? અને આ સઘળો આશ્ચર્યકારી બનાવ કયાં ? ' આવો વિચાર કરે છે તેટલામાં કુમારે સ્વયંવર મંડપ જોયો. તે સ્વયંવરમંડપમાં ચંદરવા બાંધેલા હતા તેથી તે દિવસે પણ અત્યંત શીતળ લાગતો હતો, મોતીઓથી અંકિત હતો તેથી અત્યંત મોહ ઉત્પન્ન કરવાવાળો હતો અને અત્યંત ચિત્રવિચિત્ર પ્રકારનો હોવાથી આશ્ચર્ય કરનારો હતો. વિસ્મયયુક્ત છે લોચનો જેના એવા કુમારે મંડપની અંદર જઇને જોયું તો તેણે વિદ્યાધર રાજાઓને સુવર્ણના સિંહાસનો ઉપર પ્રમુદિત થઇને બેઠેલા જોયા. તેજસ્વી અમરશેખરકુમાર પણ આગળ ચાલીને પ્રતિહારે બતાવેલા મોટા આસન ઉપર બેઠા અને મિત્ર વસંતસેન તેની પાછળ બેઠો. શૃંગારરૂપી અમૃતને વર્ષાવવાને મેઘસમાન આ અમરશેખરકુમારના પ્રભારૂપી જળથી શ્રી રિપુમલ્લરાજાનો હર્ષ કલ્પવૃક્ષની જેમ વૃદ્ધિ પામ્યો અને સ્વયંવર મંડપમાં આવેલા બીજા રાજાઓનો પ્રતાપ અગ્નિની જેમ શાંત થઇ ગયો. તે વખતે મૃદંગના ધ્વનિથી ગંભીર, આનંદદાયક, કલંકરહિત અને કર્ણને પ્રમોદ કરવાવાળું અંતઃપુરની સ્ત્રીઓનું ગીત સાંભળીને સર્વે રાજાઓ તે ગીત સાંભળવામાં લીન બન્યા.

**રાજપુત્રી લીલાવતીનું સ્વયંવરમાં આગમન**–તે વખતે પ્રૌઢ વિમાનમાં અત્યંત તેજવાળું દિવ્ય ધનુષ્ય ઉત્સવપૂર્વક લાવીને ભટોએ ઉતાર્યું. અને સ્વયંવરમંડપના મધ્યભાગમાં રાખ્યું. ત્યારપછી બીજા મોટા વિમાનથી રાજસુતા લીલાવતી સ્વયંવરમંડપમાં ઉતરી. તે વખતે લીલાવતી પોતાની સખીઓથી સુખપૂર્વક ટેકો અપાયેલી હતી, તેમજ તેના નીલકમળ સદૃશ નેત્રો લીલાવડે ચપળ હતા. કુમારી લીલાવતી પોતાના નિર્મળ મુકુટના રત્નોવડે ઝળકાટ કરતી, હારમાં રહેલા મણિના સમૂહથી ખણકાર કરતી, અને પોતે પહેરેલા નૂપુરવડે ઝમકારને કરતી શીઘ્ર ધનુષ્યની સમીપમાં આવી. તે દિવ્ય ધનુષ્યને બહુ ભક્તિપૂર્વક પુષ્પ અને ચંદનવડે પૂજીને અને વધાવીને નીરંગિકાથી (બુરખાથી) મુખ ઢાંકીને તેણી સખીની સાથે પ્રમોદયુક્ત ઉભી રહી.

**કન્યાગ્રહણનું પણ**—અત્યંત પ્રભાયુક્ત બનેલી આ સભાની અંદર તે વખતે એક પ્રૌઢ પ્રતિહારી આવી અને પોતાનો હસ્ત ધનુષ્ય તરફ વિસ્તારીને વિવેકયુક્ત ચતુર અને પ્રશસ્ત વાક્ય બોલી કે-“ હે રાજેન્દ્રો ! દેદિપ્યમાન કાંતિવડે કરીને જીતી લીધા છે ઇંદ્રોને જેમણે એવા હે ધીર ! હે વીર ! તમો રણાંભોધિના પારને પણ પામેલા છો, તો તમારામાં પોતાના ભુજબળની કળાના સંપૂર્ણપણાથી ગર્વિષ્ઠ કોઇપણ ક્ષત્રિય હોય તો આ ધનુષ્ય ઉપર દોરી ચડાવીને આ કન્યાને પરણો અને પોતાની જનનીને ધન્ય કરો.’ એ પ્રમાણેનું કન્યા પરણવાના પણ સબંધીનું વાક્ય સાંભળીને પોતાની મૂછ ઉપર હાથ દેતા અનેક શૂરવીર રાજાઓ ઉઠ્યા. પણ તેમાં કેટલાક તો તે ધનુષ્યને જોવાને પણ સમર્થ થયા નહિ અને કેટલાક તે ધનુષ્યને સ્પર્શમાત્ર કરવાથી ભૂમિ ઉપર લાંબા થઇને પડ્યા. અહિં સ્વયંવરમાં ઉત્તરશ્રેણિના રાજા ધૂમધ્વજનો રત્નધ્વજ નામનો પુત્ર સૂર અને પદ્મરાજાની સાથે આવેલો હતો. તે રત્નધ્વજકુમાર બળવાન

હોવાથી અહંકારી તેમજ વીરમાની હતો. અંત્યંત પરાક્રમવાળા તેણે જેટલામાં જોરથી તે ધનુષ્યને ઉપાડ્યું તેટલામાં તેના શરીરના સઘળા સાંધા ઢીલા થઇ ગયાં અને પ્રહારથી હણાયેલો હોય તેમ ચેતના રહિત થઇને તે પૃથ્વી ઉપર પડ્યો. તે વખતે રત્નધ્વજના મસ્તક ઉપરથી ઉડી ગયેલ તેનો મુકુટ દૈવયોગે લોટતો લોટતો તે મુકુટમાં રહેલા મણિઓવડે જાણે હસતો હોય તેમ લીલાવતી કન્યાના પગ પાસે આવીને પાડ્યો. પ્રીતિમતી નામની સખી જે કન્યા પાસે ઉભી હતી તેણે આ બનાવ જોઇને કન્યાને કહ્યું કે-'હે લીલાવતી ! આ અહિં આવેલો મુકુટ તમારા પગમાં પડીને (નમસ્કાર કરીને) કહે છે કે-કૃપા કરીને મારા સ્વામી રત્નધ્વજને તમે વરો.' ચતુરાઇના મંદિરતુલ્ય કન્યાએ તે આવેલા મુકુટને તુરત પોતાના પગવડે ફેંકી દીધો. રત્નધ્વજકુમારની સાથે આવેલા પદ્મરાજાએ પોતાની વક્ર દ્રષ્ટિથી આ બનાવ જોયો અને તે મનમાં અત્યંત કોપાયમાન થયો. દયાવાન એવા કન્યાના પિતા રિપુમલ્લરાજાએ મૂર્છા ખાઇને પડેલા રત્નધ્વજકુમારને ચંદનાદિ શીતોપચારવડે ચૈતન્યયુકત કરીને અને સુંદર વાકયોવડે સન્માન કરીને પોતાને સ્થાને બેસાડ્યો એ રીતે જ્યારે કોઇપણ રાજા તે ધનુષ્યને નમાવીને દોરી ચઢાવી શકયું નહિ, ત્યારે પછી શાંતમૂર્તિ અને દ્દઢ શૌર્યવાન અમરશેખરકુમાર ઉભા થયા અને તે દિવ્ય ધનુષ્યને નમાવીને તેના ઉપર દોરી ચડાવી. પછી ટંકારવ શબ્દ કરીને ઉભા રહેલા અમરશેખરકુમારના કંઠમાં કામગજેન્દ્રને ક્રીડા કરવાની શાળાસમાન તે લીલાવતીકન્યાએ વિશાળ એવી પુષ્પમાળા આરોપણ કરી.

**લીલાવતી કન્યાને મૂર્છાની પ્રાપ્તિ**-જેવી કન્યા લીલાવતી અમરશેખર કુમારને વરમાળા આરોપણ કરીને દૂર ઉભી રહી, તેટલામાં જળના કલ્લોલથી ડોલાયમાન થયેલી કમલિનીની જેમ તે ચેતના રહિત થઇને ભૂમિ ઉપર પડી. લીલાવતીને આકસ્મીક આવેલી ગ્લાની જોઇને ગ્લાન મનવાળા બધેલા રાજાએ

જેણે પોતાની ભુજા પૃથ્વી ઉપર ફેંકી દીધી- છે એવી પોતાની પુત્રીને તુરત ઘણા શીતોપચાર કર્યા. ભોળા અને ચતુર પુરૂષોથી કરાયેલા ઉપાયોથી કન્યાની પીડા જ્યારે દૂર થઇ નહિ ત્યારે રાજા અત્યંત મ્લાન થયા અને સઘળા સભાજનો નિસ્તેજ બની ગયા.

**લીલાવતીની મૂર્છાનું દૂર થવું**—લીલાવતી કન્યાની આ પ્રમાણે અસાધ્ય મૂર્છાને જોઇને અમરશેખર કુમારના મિત્ર વસંતસેને મુનિએ દીધેલા નવકારમંત્રનું એકવીશવાર મનમાં સ્મરણ કરીને કન્યાને અભિષેક કરવા વાસ્તે પોતાના હસ્તની સંજ્ઞાવડે જળ મંગાવ્યું. જળ લેવા જનાર માણસ જેટલામાં જળ લઇને પાછો આવે છે તે પહેલાં આકાશમાથી સુગંધવડે સારભૂત અને દેદિપ્યમાન જળધારા થઇ. તે જળધારા વસંતસેનના હસ્તે સ્પર્શ કરીને રાજકન્યાના શરીર ઉપર પડી કે તુરતજ મૂર્છાને જાણે ધોઇ નાખી હોય તેમ એકદમ મૂર્છા ચાલી ગઇ. તે વખતે દિવ્ય ઉદકના સ્પર્શથકી કન્યાને સ્વસ્થ દેહવાળી જોઇને સભાજનો ચિત્તની અંદર તર્ક કરવા લાગ્યા કે-' આ કન્યાને કાંઇપણ કારણ વિના મૂર્છા કેમ આવી ? અને નવકારમંત્રનું સ્મરણ કરનાર આ વસંતસેન કોણ છે ? તથા વસંતસેનના હસ્તમાં આકાશમાંથી જળધારા કાણે કરી ?' પણ તેઓ કોઇ પણ જાતનો નિશ્ચય કરી શકયા નહિ. કન્યાને મૂર્છા આવવાથી જે માંગળિક ધ્વની બંધ પડી ગયો હતો તે પવિત્ર ચારિત્રની અંદર રક્ત એવા સાધુને અપવાદમાર્ગનું સેવન કર્યા પછી ફરીથી જેમ અત્યંત શુદ્ધભાવ પ્રગટ થાય તેની જેમ ફરીથી અત્યંતપણે થવા લાગ્યો. પુત્રી લીલાવતી સ્વસ્થ થવાથી રિપુમર્દરાજાને અત્યંત હર્ષ થયો અને સ્વયંવરમાં આવેલા રાજાઓનો શ્રેષ્ઠ વસ્ત્રાભરણોથી તેણે અત્યંત સત્કાર કરવા માંડ્યો.

**ધૂમ્રધ્વજરાજાના પુત્ર રત્નધ્વજનો દ્વેષ**—પોતાના મુકુટને રાજકન્યા લીલાવતીએ પગથી ફેંકવાને લીધે ખેદયુક્ત થયેલા ધૂમ્રધ્વજના અદ્ભુત પરાક્રમવાળા પુત્ર રત્નધ્વજે પોતાના

શરીરનું અપદુપણું જાણીને ક્રોધવડે સંગ્રામ કરવાના ચિત્તવાળો થયો થકો વેગથી ચાલ્યો ગયો. ધૂમધ્વજ રાજાના ખંડીયા રાજા પદ્મ અને સૂર નામના જે રત્નધ્વજની સાથે સ્વયંવરમાં આવ્યા હતા તેઓ પણ પોતાના સૈન્ય સહિત રત્નધ્વજની સાથે ચાલી નીકળ્યા. વિગ્રહના મૂળ હેતુરૂપ જાણે રાગ અને દ્વેષ હોય તેવા આ પદ્મ અને સૂર રાજાએ રત્નધ્વજની બુદ્ધિમાં ઘણો ફેરફાર કર્યો અને રિપુમલ્લરાજાની સાથે અત્યંત વૈર ઉભું કર્યું. જ્યારે રત્નધ્વજકુમાર પોતાના રાજ્યમાં પહોંચ્યા ત્યારે તેના પિતા ઉત્તર શ્રેણિના સ્વામી ધૂમધ્વજે તેને ચિન્તાયુકત જોઇને પદ્મરાજાને પૂછ્યું કે–' કુમાર આજ કેમ તથાપ્રકારના સ્વસ્થ ચિત્તવાળા દેખાતા નથી.' પછી પદ્મરાજાએ કુમારનું અપમાન થયાની સર્વ હકીકત નિવેદન કરી; એટલે રાજાએ કુમારને કહ્યું કે–' હે બુદ્ધિમાન પુત્ર ! તમારે અંતઃકરણમાં વિષ ભક્ષણથી પણ ઉગ્ર એવો વિષાદ (ખેદ) કરવો નહિ, કારણ કે દેદિપ્યમાન માણની શ્રેણિવડે અંધકારનો નાશ કરવાવાળા તમારા મુકુટને રાજકુમારી લીલાવતીએ મદવડે કરીને જેવી રીતે પોતાના ચરણવડે ફેંક્યો છે તેવી રીતે ખડ્ગથી ખંડિત થઇ ભૂમિઉપર પડેલા તેમના મસ્તકમાંથી જુદી પડેલી દાંતની શ્રેણિને રણભૂમિની અંદર અશ્વના ચરણોવડે ફેંકાવીશ.' આ પ્રમાણેનાં ક્રૂર વચનોવડે ભયયુકત જાણે બનેલી હોય તેમ કંપતી પોતાની તલવાર ઉપાડીને અતુલબળવાળા વિદ્યાધરેન્દ્ર ધૂમધ્વજે ચક્ષુના ઉન્મેષમાત્રવડે અત્યંત ક્રોધથી પોતાના ઉગ્ર બાહુદંડવાળા ત્રીશ સેનાધિપતિને પોતાની ઉત્કટ ત્રીશ સેનને લઇને શત્રુ સમે પ્રયાણ કરવાનો આદેશ કરી દીધો.

**મંત્રીની સલાહ**—આ પ્રમાણેના રાજાના સાહસ કાર્યને જોઇને પુષ્પાવચૂલ નામના મંત્રીએ નીતિનું વચન કહેવા પૂર્વક રાજાને વિજ્ઞપ્તિ કરી કે–' પ્રથમ આપણે સમગ્ર રાજાઓને એકઠા કરવા જોઇએ અને દરમિયાન શત્રુપાસે એક દૂતને મોકલવો જોઇએ.

હે મહારાજ! વળી લક્ષ્મીપુરના રાજા સુરેન્દ્રદત્ત જે તમારા મિત્ર છે તેને તમે બોલાવો જેથી પોતાના મિત્રવર્ગની સલાહ લઈને ઉચિત કાર્ય કરાય. હે પ્રભુ! દૂતને મોકલ્યા પછી જો વૈરી નીતિને ઉલ્લંઘીને બેસે તો તેના ઉપર ચડાઇ કરવા જવું અને તેને તેની ઉદ્ધતાઇનું ફળ આપવું.'

દૂતનું મોકલવું—મંત્રીનું આ પ્રમાણેનું નીતિથી યુક્ત વચન સાંભળીને ધૂમધ્વજ રાજાએ પોતાના મિત્ર સુરેન્દ્રદત્તરાજાને બોલાવ્યા અને એક પ્રવિણ વાચાળ દૂતને કન્યા માગવાનું શીખવીને રિપુમલ્લરાજા પાસે મોકલ્યો. સિંહાસન ઉપર બેઠેલા રિપુમલ્લરાજા જે વખતે સભામા પોતાની કન્યા લીલાવતીના સ્વયંવરમા આવેલા સ્વજનવર્ગનો અત્યંત સત્કાર કરવાને પોતાના પુત્રોને આદેશ કરી રહ્યા હતા તે વખતે દૂત સભામા આવ્યો અને દ્રઢતાપૂર્વક બોલ્યો કે-' વૈતાઢ્યની ઉત્તર શ્રેણિના સ્વામી વિદ્યાથી યુક્ત, શત્રુરૂપી ધૂમ્રને ઉડાડવાને કેતુ (ધ્વજા) તુલ્ય એવા શ્રી ધૂમકેતુરાજા પોતાના ચિત્તની અંદર સૌજન્યભાવ ધારણ કરીને મારી મારફત આપને કહેવરાવે છે કે-તમે તમારી કન્યા લીલાવતી તેમના મોટા પુત્ર રત્નધ્વજ કે જેની વજ્રની જેવી દ્રઢ ભુજાઓ છે તેને આપો અને એવો સૌજન્યભાવ દર્શાવી અરસ્પરસની પ્રીતિમાં વૃદ્ધિ કરો વળી હે બુદ્ધિમાન્! ધનુષ્યની પ્રતિજ્ઞા શા કામની છે? તે તો વૃથા છે, કારણ કે વનને વિષે સાધારણ લોકો પણ વાંસ ભાંગે છે વાસ્તે રત્નધ્વજકુમારને કન્યા પરણાવીને ધૂમધ્વજરાજાને તમે સહાયક તરીકે રાખો. વધારે શું કહું, પણ હે આર્ય! તમે જો તમારૂં રાજ્ય જાળવી રાખવાની ઇચ્છા રાખતા હો તો વિચાર કરીને આ કાર્ય કરો, કારણ કે મોટાઓની સાથે જે કોપનું કારણ ઉભું કરવું તે જીવિતનો પણ નાશ કરવાવાળું થાય છે.'

દૂતને રિપુમલ્લરાજાએ આપેલો ઉત્તર—દૂત બોલીને શાંત રહ્યો ત્યારે રિપુમલ્લરાજા કાલુષ્યતાથી યુક્ત થયા હતા,

તો પણ જેવી રીતે ચંદ્ર કલંકવાળો હોવા છતાં નિર્મળ અને શાંતિ કરવાવાળી જયોત્સના મૂકે છે તેવી રીતે પ્રયત્નપૂર્વક શાંત વચન બોલ્યા કે-' હે દૂત! મારૂં કહેવું તું સાંભળ. જો ધૂમધ્વજરાજાએ મિત્રતાના વશથકી મારી પુત્રીની પહેલાં માગણી કરી હોત તો તે યુક્ત હતું, કારણ કે સ્વજનની પાસે યાચના કરવી તે કાંઇ લઘુતા કરાવનાર થતી નથી, પરંતુ કન્યા વરવાના પણ પ્રમાણે દિવ્ય પ્રભાવાળા અને બીજાથી નહિ જોઇ શકાય તેવા ધનુષ્યને દોરી ચઢાવીને જેણે હર્ષ ઉપજાવ્યો તે વરને મારી લીલાવતી કન્યા વરી ચૂકી છે. આવી વાત તેમણે સાંભળ્યા પછી પણ મારી પાસે તે કન્યાની માંગણી કરવી તે અયુક્ત છે, આ પ્રકારની સ્થિતિ હોવાથી મારાથી કાંઇ બની શકે તેમ નથી. હવે કપટના કૂપરૂપ ધૂમ-ધ્વજરાજા તેને યોગ્ય લાગે તેમ સુખેથી કરે અને પ્રવીણ વૈદ્ય જેમ દૃઢ રોગનો પ્રતિકાર કરવાને તૈયાર હોય તેમ હું તેનો પ્રતિકાર કરવાને તૈયારજ રહેલો છું.' એ રીતે મૃદુ અને સ્પષ્ટ વાણી કહેવાપૂર્વક વિસર્જન કરાયેલો દૂત ધૂમધ્વજરાજા પાસે ગયો.

**રિપુમલ્લરાજાનું મણિચૂલવીરને સેના લઇને મોકલવું**-રિપુમલ્લરાજાએ ધૂમધ્વજરાજાને પોતાનો શત્રુ થયેલ માની લીધો અને તેથી તેણે પોતાના સેનાધિપતિ મણિચૂલવીરને બોલાવ્યો. મણિચૂલવીર તરત ત્યાં આવ્યો અને હાથ જોડી આજ્ઞાની રાહ જોતો ઉભો રહ્યો, એટલે રિપુમલ્લરાજાએ તેને સાત અક્ષૌહિણી સેના લઇને શત્રુની સામા અર્ધમાર્ગસુધી જઇને રહેવાનો હુકમ કર્યો. કુશળ એવા તેને હમેશાં કુશળસમાચાર મોકલવાનું કહ્યું. એ રીતનું રાજાનું વાકય સાંભળીને દેવનો આદેશ પ્રમાણ કરીને નમસ્કાર કરવાપૂર્વક મણિચૂલવીર સૈન્ય લઇને શત્રુ સામે અર્ધમાર્ગ પર્યંત જઇને રહ્યો.

**વિવાહનો મહોત્સવ**—ત્યારપછી શ્રેષ્ઠભાગ્યવાળા રિપુમલ્લ રાજાએ પોતાની લીલાવતી કન્યાનો અમરશેખર કુમારની સાથે સુંદર લગ્નને દિવસે વિવાહ કર્યો. તે વખતે સમગ્ર જનસમૂહ

પ્રમોદરૂપી અમૃતસાગરમાં મગ્ન થયો હતો. લગ્નના દિવસે ત્યાં આગળ સ્ત્રીઓએ કરેલા વિવાહગીતના ધ્વનિની સાથે ચારે મંગળ બોલાયા અને રાજાએ અમરશેખરકુમારને કરમોચનમાં કાંઇપણ માગણી કરીને પોતાની પુત્રીનો હસ્ત છુટો કરવા કહ્યું. તે સાંભળી અમરશેખરકુમારે જરા હસીને રાજા પાસે માગણી કરી કે-'હે વસુધાધિનાથ ! આ દિવ્ય ધનુષ્યની સાથે તેને યોગ્ય દિવ્યબાણોથી યુક્ત ભાથું શીઘ્ર આપો જેથી કરીને તમે મને ઇષ્ટ સઘળું આપ્યું એમ હું માનીશ.

**કરમોચનમાં ચિંતામણિ રત્નનું દાન**—અમરશેખરકુમારની માગણી સાંભળીને રિપુમલ્લરાજાએ જવાબ આપ્યો કે-'હે દેવ ! તમારા ગુણોવડે'કરીને મેં મારી લીલાવતીકન્યા તમને આપી છે. આ પુત્રીના ભાગ્યવડે આ ધનુષ્ય મને મળ્યું છે પણ તેને યોગ્ય બાણોનું ભાથું મળ્યું નથી તો તે હું કેવી રીતે આપી શકું? તેથી કરીને અમારા કુળમાં ચિંતિત વસ્તુને દેવાવાળું ચિંતામણિરત્ન છે તેને તમે ગ્રહણ કરો' તે સાંભળીને ચિંતામણિરત્ન લઇને અમરશેખરકુમારે પ્રિયાનો હસ્ત છોડી દીધો.

**બાણના ભાથાની ઉપાસના**-આ પ્રમાણે રાજાએ વિવાહનો મહોત્સવ પૂર્ણ કર્યો એટલે અમરશેખરકુમારે તે દિવ્ય ધનુષ્યને સુવર્ણના સિંહાસન ઉપર સ્થાપન કરીને તેની પૂજા કરી. પછી હાથ જોડીને ઉપાસના કરવા માંડી કે-' હે દિવ્ય ધનુ' સુભાગ્યથકી મને તમારી પ્રાપ્તિ થઇ છે તો પછી તમારા સદૃશ બાણનું ભાથું કેમ પ્રાપ્ત થતું નથી ? જો તે પ્રાપ્ત કરવાનો મારો મનોરથ પૂર્ણ થશે તોજ હું અહિંથી જઇશ અને અન્નપાણી લઇશ, અન્યથા મારે સર્વનો ત્યાગ છે.' આ રીતની પ્રતિજ્ઞા કરીને મૌન રહેલા અમરશેખરકુમારને જોઇને મહા પરાક્રમના એક ધામતુલ્ય તેનો મિત્ર વસંતસેન પંચપરમેષ્ઠી નમસ્કારનું સ્મરણ કરતો તેની પાસે રહ્યો. અમરશેખરકુમાર તથા વસંતસેનને આ પ્રમાણે રહેલા જાણીને વિવેકના પાત્રરૂપ

રિપુમલ્લરાજા પણ પોતાના પરિવાર સહિત ગયા અને વિસ્મયનાથી પ્રમોદયુક્ત થઇને ત્રણ રાત્રિમુધી ઉપાસના કરી

**ધરણેન્દ્રનું પ્રગટ થવું**—ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ પૂર્ણ થયા પછી ચોથે દિવસે જ્યારે સૂર્ય ઉદય થયો ત્યારે પોતાની-સાત ફણા ઉપર રહેલા મણિઓની શ્રેણિથી અમ્ગરતલને પ્રકાશિત કરતા ધરણેંદ્ર પ્રગટ થયા અને બોલ્યા કે—'દેદિપ્યમાન એ કુંડળોવડે કરીને મેરૂ તથા દિગ્ગજને જીતતા હે રાજકુમાર ! હું તમારા ઉપર સંતુષ્ટ થયો છુ માટે તમે વર માગો' ધરણેન્દ્રને જોઇને અમરશેખરકુમાર તેને નમસ્કાર કરીને હાસ્ય-પૂર્વક બોલ્યા કે-'હે પન્નગેન્દ્ર ! આપ જ્ઞાનવડે મારા મનની વાત જાણી રહ્યા છો છતા શા માટે પૂછો છો ?' તે સાંભળી નાગેન્દ્રે જરા સ્થિર રહીને બાણના બે ભાથા કાઢ્યા એક ભાથામાં કૃષ્ણ બાણો ભરેલા હતા, અને બીજા ભાથામા સુવર્ણવર્ણવાળા બાણો ભરેલા હતા ધરણેન્દ્રે તે શ્યામ બાણવાળા ભાથાને અમરશેખરકુમારના ડાબા હસ્તમા અને સુવર્ણવાળા બાણોના ભાથાને જમણા હસ્તમા આપ્યા. ધરણેન્દ્રે હર્ષપૂર્વક કુમારના કર્ણ પાસે આવીને પ્રચ્છન્નપણે તે બને પ્રકારના બાણોનો પ્રભાવ કહ્યો.

**રિપુમલ્લરાજાએ દેવને કરેલો પ્રશ્ન**—ત્યાપછી રિપુમલ્લરાજાએ પોતાના હર્ષ જોઇને ધરણેન્દ્રને નમસ્કાર કરીને પૂછયુ કે-'મારી લીલાવતી કન્યાને એકાએક મૂર્છા આવવાનું કારણ શું ? અને એ વખતે મસ્તસિનના હસ્તમા જળધારા કોણે કરી? હે સુરરાજ ! મહેરબાની કરીને મારો આ સંશય સદેહ દૂર કરો, કારણ કે સૂર્યોદય થયા પછી પણ જેના લોચનનું અધારું જાય નહિ તેનુ અંધારું પછી બીજા વાટી જઇ શકે ? અર્થાત નજ જઇ શકે' તુષ્ટમાન થયેલા તે નાગેન્દ્રે સ્પષ્ટ રીતે કહ્યુ કે-'હે રાજન ! તમે લક્ષપૂર્વક હું કહુ તે સાંભળો. જે વખતે કનકદ્વીપની અંદર રહેલા પદ્માવતી દેવીના મંદિરમાંથી

મારૂં ત્યાં મૂકેલું આ ધનુષ્ય તમે અહિં મગાવ્યું તે વખતે કૌતુકથી હું અહિં આવ્યો. જે વખતે હું સ્વયંવરમંડપની શોભા જોતો હતો તે વખતે અત્યંત તેજને લઇને વક્રદ્રષ્ટિથી જોવા યોગ્ય અને ચપળ નેત્રવાળી લીલાવતી કુમારીએ અમરશેખર કુમારના કંઠમાં વરમાળા સ્થાપન કરી. પોતાના સ્વામી ધૂમધ્વજરાજાના પુત્ર રત્નધ્વજકુમારનો મુકુટ કન્યાએ પગના પ્રહારથી ફેંકી દીધો, તેથી કોપાયમાન થયેલા પદ્મરાજાએ કન્યાનું મરણ કરવા વાસ્તે તે વખતે વિદ્યા મૂકી અને તેથી કરીને તેણી પરાભવ પામીને નિશ્ચેતના થઇ ગઈ. કહ્યું છે કે–

क्रोधः प्रबोधतरणेरुरुराहुकल्प, कल्पद्रुमप्रतिमधर्मविनाशवह्नि ।

स्नेहामृतद्युतितनुक्षयपक्ष एव, वर्ज्यः सतां हि महिमाम्बुरुहे हिमानी ॥ १ ॥

'સજ્જન પુરૂષોએ ક્રોધનો ત્યાગ કરવો જોઈએ. કારણકે જ્ઞાનરૂપી સૂર્યને આચ્છાદન કરવામાં તે મહા રાહુતુલ્ય છે, કલ્પવૃક્ષસમાન ધર્મનો નાશ કરવાને તે અગ્નિતુલ્ય છે, સ્નેહરૂપી ચંદ્રનો ક્ષય કરવાને તે કૃષ્ણપક્ષતુલ્ય છે અને મહિમારૂપી કમળનો નાશ કરવામાં તે હિમરૂપ છે'

सर्वाचारविचारज्ञ, सर्वशास्त्रविशारदः ।

सर्वधर्मानुरक्तोऽपि, कोपात् पाप करोत्यहो ! ॥ १ ॥

'સર્વ પ્રકારના આચાર વિચારમાં ચતુર હોય, સર્વ શાસ્ત્રમાં નિપુણ હોય, સર્વ ધર્મકાર્યમાં રક્ત હોય છતાં અહો ! એક કોપને લઇને પ્રાણી પાપનું આચરણ કરે છે.'

જે વખતે કન્યા નિશ્ચેતન થઈ પડી તે વખતે વસંતસેને નવકારમંત્રનું સ્મરણ કરવા માંડ્યું અને તે નવકારમંત્રના સ્મરણથી સંતુષ્ટ થયેલા મેં તેના હસ્તકમળમાં કન્યાના અંગને પુષ્ટિ કરનારી અને સ્વજનવર્ગને પ્રમોદ દેવવાળી જળની વૃષ્ટિ કરી. અહિં ફક્ત અમરશેખરકુમારનું ભાગ્ય અને વસંતસેને લેતા તાથી કરેલા નવકારમંત્રનું સ્મરણજ કારણભૂત છે. આ

જગતની અંદર આ ભવમાં સુખની પ્રાપ્તિ થવી તેમાં માત્ર પૂર્વે કરેલું પુણ્યજ અથવા નવકારમંત્રનુ સ્મરણજ કારણભૂત છે. બીજું કશું કારણભૂત થતું નથી. પરમેષ્ઠી મંત્રનો પ્રભાવ નીચે પ્રમાણે કહેલો છે.

कल्याणमततिवनी नवनीरवाहं, सौभाग्यवल्लिनवपल्लवपुष्पकालम् ।
आलानमाश्रयकृते जलधेः सुतायाः, भव्या भुवि स्मरत भो ! परमेष्ठिमन्त्रम् ॥ १ ॥

'કલ્યાણની શ્રેણિરૂપ ઉદ્યાનને ફળિત કરવામાં પરમેષ્ઠિ મંત્ર નવા મેઘતુલ્ય છે, સૌભાગ્યરૂપી વેલડીને નવપલ્લવિત કરવામાં પરમેષ્ઠિમંત્ર વસંતઋતુ સમાન છે, અને લક્ષ્મીને સ્થિર કરવામાં પરમેષ્ઠિમંત્ર આલાનસ્તંભરૂપ છે. વાસ્તે હે ભવ્યજીવો! તમે પરમેષ્ઠિમંત્રનું ધ્યાન કરો.

એ પ્રમાણે ધરણેંદ્રે કહેલો વૃત્તાંત સાંભળીને રાજા તેમજ અન્ય મનુષ્યો અત્યંત પ્રમોદયુક્ત થયા અને સર્વેએ ધરણેન્દ્રને વિનયપૂર્વક નમસ્કાર કર્યો એટલે તે અંતર્ધ્યાન થઇ ગયા.

**રિપુમલ્લરાજાની યુદ્ધને માટે તૈયારી**-ધરણેંદ્ર વિસર્જન થયા અને સર્વ જનો પોતપોતાને સ્થાને ગયા એટલામાં રિપુમલ્લરાજાપાસે મણિચૂલવીરના સૈન્યમાંથી એક માણસ આવ્યો અને રાજાના ચરણકમળમાં નમસ્કાર કરી અંજલિ જોડીને નમ્ર વાણીવડે બોલ્યો કે-'શિવમંદિરના રાજાધૂમધ્વજે પોતાના સર્વ રાજાઓને બોલાવ્યા છે અને તે આપનો શત્રુ થયો છે હે રાજન્! આ વાત તે રાજાથી મોકલાયેલા ચરપુરૂષો પાસેથી અમે મેળવી છે. આ પુરૂષના કહેલા તે વાક્યથી બુદ્ધિમાન રાજા રિપુમલ્લે હૃદયના ક્રોધરૂપી અગ્નિના ધુમ્રની વેલસમાન લલાટ ઉપર રહેલી પોતાની ભૃકુટી ચડાવી અને શીઘ્ર વાણી બોલ્યા કે-'પોતાના અત્યંત વેગથી વિશ્વને આક્રમણ કર્યું છે જેમણે એવા મહાન્ અશ્વ ઉપર પલાણ કરો, ઝરતા મદની સુગંધથી ભમરોની શ્રેણિ જેમને સેવી રહી છે એવા સુંદર હસ્તિઓને સજ્જ કરો, રણસાગરને મંથન કરવામાં પર્વત સમાન હે યોદ્ધાઓ! તમે બખ્તર ધારણ

કરો અને હે રાજાઓ! પ્રબળ શત્રુનો પ્રતિકાર કરવાને સમર્થ એવા સૈન્યને સજ્જ કરી તમે એકઠા થાઓ' એ પ્રમાણે કહીને ઉદય પામતો સૂર્ય જેમ પૂર્વાચળ ઉપર આરોહણ કરે તેવી રીતે રિપુમલ્લ રાજાએ ઉઠીને શ્રેષ્ઠ લક્ષણોથી યુક્ત મહાન્ હસ્તિ ઉપર આરોહણ કર્યું અને નગરમાંથી બહાર ચાલ્યા પછી સુંદર આકૃતિ છે જેની એવા અમરશેખરકુમાર ધનુષ્ય લઈને મિત્રની સાથે રાજાની પછવાડે ચાલ્યા અને રિપુમલ્લરાજાના જ્યેષ્ઠ પુત્ર ચંદ્રાવતંસકુમાર પણ પોતાના નવસો સહોદરોની સાથે યુદ્ધ કરવા નગરમાંથી નીકળ્યા એ રીતે નગરમાંથી નીકળેલા રિપુમલ્લરાજાને બીજા રાજાઓ પોતપોતાના લશ્કર લઈને મળ્યા અને શત્રુને જીતતા ઉપજાવવામાં સમર્થ એવું નવ અક્ષોહિણીના પ્રમાણવાળું તેમનું લશ્કર એકત્ર થયું આ લશ્કર ચાલ્યું તે વખતે તેમાં થતા ભેરીના ભાંકાર શબ્દો એટલા જોરથી ઉંચા જતા હતા કે તેમણે સ્વર્ગમાં સુરપતિ (વૈમાનિક દેવના ઇંદ્ર)ની સભામાં ગાન્ધર્વોના ગાનની ગરજ સારી, અને અશ્વોના પગના હાબડાઓ પૃથ્વી ઉપર એટલા જોરથી અવાજ કરી રહ્યા કે તેમણે પાતાળમાં ધરણેંદ્રની સભામાં થતા નાટકને તાલ આપવાનું કામ કર્યું, તથા તેમના લશ્કરમાં થતા પ્રૌઢ ઢક્કાના નાદોવડે મૃત્યુલોકમાં દિગ્ગજોને બહેરા કરી મૂક્યા રીપુમલ્લરાજા લશ્કરને લઈને રથાવર્તગિરિ ઉપર જતા તેમનો સેનાધિપતિ મણિચૂડવીર સાત અક્ષોહિણીના પ્રમાણવાળું લશ્કર લઈને અગાઉ ગયો હતો તેને મળ્યા અને એકંદર તેમનું લશ્કર સોળ અક્ષોહિણીના પ્રમાણવાળું થયું. રાજાએ મણિચૂડવીરને કહ્યું કે-'હવે આપણે જલદી ચાલો જેથી કરીને છળ કરવામાં પરાયણ એવા શત્રુનો હું નાશ કરી નાખું

**મંત્રીની સલાહ** -રિપુમલ્લરાજાનો સેનાધિપતિને થયેલ આદેશ સાંભળીને રાજમૃગાંક નામનો તેમનો મંત્રી રાજાને પ્રણામ કરીને બોલ્યો કે-'સ્વામિન્! મંત્રીમાં જેને વિશ્વાસ છે એવા આપ નીતિથી યુક્ત મારી એક વિજ્ઞપ્તિને લક્ષમાં લ્યો. નીતિ

શાસ્ત્રમા કહ્યુ છે કે-

रागस्थितौ तीव्रतर व्रत यन्मार्गश्रमे यद् बहुनीरपानम् ।
यत्कोपत प्रोद्धतशत्रुयुद्ध तत्रायतावायतसौख्यहेतु ॥ १ ॥

'રાગ સહિત અત્યંત તીવ્ર વ્રતને કરવુ, માર્ગના શ્રમથી થાકી ગયા પછી તુરત એકાએક ઘણુ પાણી પીવું, અને કોપથી બળવાન શત્રુની સાથે સહસા યુદ્ધ કરવુ તે ભવિષ્યમાં સુખના કારણભૂત થતુ નથી.'

વળી હે રાજન્! રાત્રિની અદર પોતાના લોચનને બંધ કરીને ગમન કરવુ અને સિદ્ધાન્તમા જોયા વિના તપનું વિધાન કરવુ તથા શત્રુના પ્રયાણના સમાચાર મળ્યા વિના લશ્કર લઈને રણસગ્રામને વાસ્તે ચાલી નીકળવુ એ વિચારવંત કાર્ય ગણાતું નથી. વળી કહ્યુ છે કે-

यथाऽभ्रगेहाश्रयत प्रदीपो, वातापघातेन विनाशमेति ।
तेजस्वितेजोऽपि तथा प्रशान्तिमध्यस्थित कोऽपि विहन्ति नैव ॥ १ ॥

'જેમ અભ્રખના સ્થાનમા રહેલો દીપક વાયુના ઉપઘાતથી નાશ પામતો નથી તેમ શાંતિથી યુકત એવા તેજસ્વી પુરૂષોના તેજને પણ કોઈ હણવાને સમર્થ થતું નથી'

વળી નીતિશાસ્ત્રમાં બળવાન પુરૂષોના ક્ષયના કારણભૂત યુદ્ધનો સર્વથા નિષેધજ કરેલો છે, માટે સામ આદિ ભાવોથી શત્રુ સેવાને સ્વીકારે તો તે સુદર છે, કારણકે તેથી કરીને રણસંગ્રામ થતો અટકે'

ધૂમધ્વજરાજા પાસે દૂતનું મોકલવું.--એ પ્રમાણેનું અમાત્યનું કહેવું સાંભળીને પોતાના સૈન્યને આગળ પ્રયાણ કરતું અટકાવી ત્યાં રથાવર્તગિરિ ઉપરજ રાખ્યું અને દૂતને બોલાવી તેને પોતાના શત્રુ ધૂમધ્વજરાજા પાસે જવા આજ્ઞા કરી, વળી દૂતને શીખામણ આપી કે- 'ધૂમધ્વજરાજાને શાંત વચનો નહિં સંભળવતા તારે ઉદ્ધત વચનો સંભળાવી રણસંગ્રામ કરવા તૈયાર કરવો'

**દૂતનું ધૂમધ્વજરાજા પાસે આગમન**--ત્યાર પછી વાંચાળ એવો તે દૂત ઉતાવળે ધૂમધ્વજરાજા પાસે આવ્યો અને બોલ્યો કે-'હે રાજન્! સુનીતિથી યુક્ત એવું મારૂં હિત અને મિત વચન આપ સાવધાન થઇને સાંભળો.—હે ભૂપ! આપે રિપુમલ્લરાજાના પુત્ર ચંદ્રાવતંસ કુમારને તેની લીલાવતી કન્યાના વિવાહના અવસરે વિદ્યા સાધવામાં ભોગ આપવા લઇ જઇ જે પીડા કરી છે અને તમારા પદ્મરાજાએ કન્યાને સ્વયંવરમંડપમાં જે વિઘ્ન કર્યું છે તેથી રીપુમલ્લરાજા અત્યંત કોપાયમાન થયેલ છે. તેથી પોતાના સર્વ સૈન્યને સાથે લઇને ક્રોધથી શીઘ્ર પ્રયાણ કરતા રાજાને સુંદર આશયવાળા પ્રધાનોએ રોકયા છે અને તમારા હિતને માટે તમને સમજાવવા મને અહિં તમારી પાસે મોકલ્યો છે. વાસ્તે તમે તમારૂં હિત વિચારી તેમની સાથે સંધિ કરી સ્વસ્થપણે રહો.'

**દૂત પ્રત્યે ધૂમધ્વજ રાજાનો ઉત્તર**— દૂતનું કહેવું સાંભળીને રાજા પોતાની ભુજા ઉપર દૃષ્ટિ નાખીને ગુસ્સા સહિત બોલ્યા કે-'હે મંત્રીરાજ! ખુજલીવાળા થયેલ મારા ભુજદંડને અનુકૂળ વાક્ય બોલનાર આ દૂત ઉપર હું સંતુષ્ટ થયો છું, તેથી તેને સુવર્ણ જીહ્વાનું દાન આપો.' વળી દૂતને કહ્યું કે-'જેવી રીતે તારા રિપુમલ્લરાજાના ચંદ્રાવતંસકુમારને વિદ્યાવલવર્મા લઇ જઇને પીડા કરી છે તેવી રીતે શત્રુઓના મસ્તકોથી મારી આર્યદેવીની પાસે નાળિયેર ફોડવાનું કાર્ય કરીશ. અર્થાત્ શત્રુઓના મસ્તકો ચડાવીને મારી આર્યદેવીને સંતુષ્ટ કરીશ. રે દૂત! તું તારા રાજા પાસે જા અને યમપુરીમાં જવાની ઇચ્છા હોય તો તેને કહે કે-ધૂમધ્વજરાજા સંધિ કરવા ખુશી નથી. અને જો તમારે સંધિ કરવી હોય તો તમે આવીને તેના ચરણયુગ્મને નમસ્કાર કરો.'

**ધૂમધ્વજરાજાનું યુદ્ધને માટે પ્રયાણ**--એ પ્રમાણે કહી ધૂમધ્વજરાજાએ દૂતને વિસર્જન કર્યો અને સન્નદ્ધ થઇ ચઢે

તેવા પરાક્રમવાળા તેણે સમગ્ર સૈન્યને એકઠું કરી પોતાના રાજાઓને સાથે લઇને સૈન્યના થતા અવાજથી અત્યંત ક્રૂર બની શત્રુના સૈન્ય સન્મુખ પ્રયાણ કર્યું એ રીતે કેટલીક ભૂમિ ઓળંગીને શત્રુનો રોધ કરવામાં આગળીયામમાન ધૂમધ્વજરાજાએ પોતાની સર્વ સેનાની રચના ચક્ર આકારની કરી

ધૂમધ્વજરાજાએ કરેલી ચક્રાકાર સેનાની રચના--

ધૂમધ્વજ રાજાએ શત્રુને ત્રાસ પમડવા વાસ્તે આઠ અક્ષૌહિણી સેનાવડે આઠ આરા કર્યા અને આઠ આરાને મોખરે ફરતા આઠ પરાક્રમી રાજાઓને મૂક્યા અને બાર અક્ષૌહિણી સેના તેની ફરતી તેણે ચક્રધારારૂપ ગોઠવી ધૂમધ્વજરાજા પોતે આઠ અક્ષૌહિણી સેના સહિત નાભિસ્થાને રહ્યા. સમગ્ર સૈન્યના અગ્ર ભાગમા પક્ષરાજા અને મહેંદ્રને રાખવામા આવ્યા પોતાના પાચસો પુત્રથી યુક્ત જ્યેષ્ઠ પુત્ર રત્નધ્વજને ડાબી બાજુએ રાખ્યો અને જમણી બાજુએ શૂર રાજાને રાખ્યો તથા લશ્કરના પછવાડેના ભાગમા પોતાના મેઘરથ નામના ભાઈને રાખ્યો આ પ્રમાણે ધૂમધ્વજરાજાએ પોતાની અઠ્ઠાવીશ અક્ષૌહિણી પ્રમાણવાળી સેનાની ચક્રવ્યૂહરચના કરીને શત્રુની સન્મુખ પ્રયાણ કર્યું

રિપુમલ્લરાજા ગરૂડાકારવાળી સેના કરીને આવ્યા—

દૂતે પાછા આવી રીપુમલ્લરાજાને જણાવ્યુ કે-' ધૂમધ્વજરાજા સામા લડવા આવે છે તેથી અઠ્ઠાવીશ અક્ષૌહિણી સેનાનો ચક્રવ્યૂહ કરીને આવતા ધૂમધ્વજરાજાની સાથે યુદ્ધ કરવાને રીપુમલ્લ રાજા પણ સજ્જ થયા અને પોતાની સેનાને ગરૂડ આકારની કરી ચાચને સ્થાને શત્રુના સૈન્યનો નાશ કરવા વાસ્તે સેનાધિપતિ મણિચૂલવીરને અને પોતાના કમળમુખ નામના પુત્રને પાચ અક્ષૌહિણી સેના સહિત રાખ્યા ગરૂડની જમણી પાંખને સ્થાને જ્યેષ્ઠ પુત્ર ચંદ્રાવતંસકુમારને ચાર અક્ષૌહિણી સેનાથી યુક્ત ગોઠવ્યા એ પ્રમાણે સારી રીતે સજ્જ થયેલ અને જેણે પોતાના મસ્તક ઉપર છત્ર ધારણ કર્યું છે એવા રિપુમલ્લરાજા પોતે

કવચને ધારણ કરેલા સુભટો સાથે તથા વીશ રાજાઓની સાથે બે પાંખોની વચલા ભાગમા રહ્યા. જિનેશ્વરના અર્ચનથી સંતુષ્ટ થઈને જેને ઇંદ્રે શકિત નામનુ આયુધ આપેલું છે એવા મણિચૂડવીરના પુત્ર વજ્રાયુધને ત્રણ અક્ષૌહિણી સેના સાથે પછવાડે પૂચ્છભાગમા રાખવામા આવ્યો એ રીતે સોળઅક્ષૌહિણી સેનાની શત્રુને મર્દન કરનારી ગરૂડવ્યૂહની રચના કરીને શત્રુના વંશરૂપી મૂળીયાને ઉખેડી નાખવામા હસ્તિસમાન રિપુમલ્લરાજાએ ધીમે ધીમે શત્રુસામે પ્રયાણ કર્યું.

**સંગ્રામનો ઉત્સાહ**—જ્યારે બને પક્ષના સૈન્ય સામસામે પાંચ યોજનને અંતરે આવી પહોચ્યા ત્યારે ઉત્કટ ખેદવાળા તથા યુદ્ધ કરવામા ઉત્સુકતાવાળા બને ગજ્જઓએ રણક્ષેત્રની ભૂમિ સાફ કરાવી બંને પક્ષના રાજાઓએ પોતપોતાના સૈન્યમાં ત્રણ દિવસ સુધી આયુધોની સન્મુખ પ્રમોદયુકત મહાન્ ઉત્સવ કરી સનિકોને ભોજન કરાવી સત્કાર કર્યો સર્વે ક્ષત્રિયો શ્રી જિનેશ્વરની પૂજા કરીને અંજલિ જોડી યાચના કરવા લાગ્યા કે—' આ ભવની અંદર અમારું ક્ષત્રિયત્વ અખંડપણે રહો અને પરભવમા હે વીતરાગ ! આપની ભક્તિ અમને પ્રાપ્ત થાઓ ' પછી ભાર્યા, ભગિની, જનની અને વૃધ્ધ સ્ત્રીઓથી માગલિક કરવા પૂર્વક મેંરણા કરાયેલા વીરપુરૂષો અસાધારણ હર્ષના પ્રકર્ષથી રણસંગ્રામને માટે ચાલ્ય.

**યુદ્ધનો આરંભ**—પછિ અને મગળવારને દિવસે રણવાદ્ય અત્યંતપણે વાગતે છતે જેમના હોઠાના કવચો પ્રમોદને લઈને ત્રુટી રહ્યા છે એવા સનિકો પોતાના રાજાને નમસ્કાર કરીને શત્રુ સામે ચાલ્યા દૈવધોરણે કરીને અબળ એવા તે યુદ્ધમા રથી રથીની સામે, ઘોડેસ્વાર ઘોડેસ્વારની સામે, હસ્તિવાળા હસ્તિવાળાની સામે, પદાતિ પદાતિની સામે, અને ધનુષ્યધારી ધનુષ્યધારીની સામે યુદ્ધ કરવા ધસ્યા. આ પ્રકારના યુદ્ધમા ક્રોધવડે ઉદ્ધત થયેલા રિપુમલ્લરાજાના સૈન્યે ધૂમ્રધ્વજરાજાના સંઘ્યા

ન આવી શકે એવા મોટા સૈન્યને સમુદ્રના ઉછળતા તરંગો જેમ નદીના વધના નીરના સમૂહને પાછો વાળે તેમ પરાસ્ત કર્યું.

**મહેન્દ્રરાજાનું તથા કાળમુખનું હણાવું**—પોતાના સૈન્યને દીનતાથી યુક્ત બનેલું જોઇને ધૂમધ્વજના ચક્રવ્યૂહને મોખરે રહેલો મહેન્દ્રરાજા લડવા આવ્યો અને તેને જોઇને રિપુમલ્લરાજાનો પુત્ર કાળમુખ જે ગરૂડવ્યૂહની ચાંચને સ્થાને રહેલો હતો તે આવ્યો. દક્ષતાપૂર્વક બાણને બાણવડે છેદી દેતા, ખડ્ગને ખડ્ગવડે ખંડિત કરી નાખતા અને વિશ્વના મનને આશ્ચર્ય ઉપજાવતા એવા મહેન્દ્રરાજાએ તથા કાળમુખે પરસ્પર લાંબા કાળસુધી યુદ્ધ કર્યું, કાળને ઉલ્લંઘી જાય તેવા અને મલ્લની જેમ જેની ભુજાઓ ફૂલી ગઇ છે એવા કાળમુખે છેવટે અંત્યંત ધૈર્યથી રણની અંદર મહેન્દ્રરાજાને પકડી કુષ્માડ (કોળું) ની જેમ પૃથ્વીપીઠ ઉપર પટકી નાખ્યો. મહેન્દ્રરાજાને હણાયેલો જાણીને પદ્મરાજાએ કાળમુખ ઉપર બાણ મૂક્યું અને તે બાણથી વિંધાયેલો કાળમુખ અકાળે હણાયો.

**પદ્મરાજાનું તથા મણિચૂલવીરનું હણાવું**--બાણથી વિંધાયેલા એવા કાળમુખને કાળના મુખની અંદર ગયેલો (મૃત્યુ પામેલો) જાણીને તુરત ક્રોધ યુક્ત થયેલો મણિચૂલવીર શસ્ત્રો તથા અસ્ત્રો સહિત દુશ્મન તરફ ધસ્યો તે વખતે પદ્મરાજાએ બાણ મૂકીને સમગ્ર વિશ્વ અંધકાર મય કરી દીધું તેથી મણિચૂલવીરે પોતાનું બાણ મૂકીને સેંકડો કિરણોવડે શત્રુના સૈન્યને તાપ ઉપજાવ્યો. ફરીથી પદ્મરાજાએ પોતાનું બાણ છોડીને શત્રુના સૈન્યને હિમવડે પ્રકમ્પ ઉપજાવ્યો તેથી મણિચૂલવીરે અગ્નિ-અસ્ત્રવડે કરીને પદ્મરાજાને ભસ્મીભૂત કરી દીધો. પદ્મરાજાને મૃત્યુ પમાડી વિકરાળ મૂર્તિ છે જેની એવો મણીચૂલવીર જેટલામાં પોતાના વીશ હસ્તિઓ સહિત ચાલ્યો તેટલામાં ધૂમધ્વજ રાજાના પુત્ર રત્નધ્વજકુમારે આવીને શીઘ્ર તેને બાણ મૂકીને હણી નાખ્યો.

**રત્નધ્વજનું અને ચંદ્રાવતંસ કુમારનું હણાવું**-ગૃધ્રિ-

ચૂલવીરને હણાયેલો જોઈને ન જોઈ શકાય એવું છે રૂપ જેનું એવો ચંદ્રાવતંસકુમાર મહાભુજ એવા રત્નધ્વજની સન્મુખ થયો અને ક્રોધથી યુક્ત બનેલા તેણે રત્નધ્વજને ઘેરી લીધો. ચંદ્રાવતંસકુમારે બે બાણના એકી સાથે મૂકવાવડે કરીને રત્નધ્વજના બંને કાન કાપી નાખ્યા અને તેને કહ્યુ કે–' હું તને મારી કીર્તિને માટે છોડું છું, વાસ્તે તું ચાલ્યો જા અને સુખેથી જીવિત પુરૂં કર ' એ રીતનું વાક્ય સાંભળીને કોપયુક્ત બનેલો ઘાતકી એવો તે રત્નધ્વજ અશ્વને છોડી દઈ તરવાર લઈને દોડયો એટલે ચંદ્રાવતંસકુમારે તેની તરવારના કટકે કટકા કરી નાખ્યા. તરવારથી રહિત થયેલા રત્નધ્વજકુમારે સમીપમાં આવીને આક્ષેપપૂર્વક ચંદ્રાવતંસકુમારને એકદમ ગગનમાં અતિ દૂર ફેંકી દીધો અને રત્નધ્વજના ભાઈઓએ તેના ઉપર બાણો મૂકીને આકાશમાં સ્તંભી દીધો આથી કરીને ક્રોધયુક્ત બનેલો મણિચૂલવીરનો પુત્ર વજ્રાયુધ શત્રુને હણવા વાસ્તે દોડ્યો. વજ્રાયુધે શક્તિ ( અસ્ત્ર વિશેષ ) મૂકીને રત્નધ્વજકુમારને હણ્યો અને વજ્રાયુધની સાથે રહેલા સુભટોએ રત્નધ્વજના પાંચસો ભાઈઓને હણી નાખ્યા.

ધૂમધ્વજરાજાનું અને અમરશેખરકુમારનું યુદ્ધ— પોતાના પાંચસો પુત્રો સહિત રત્નધ્વજકુમાર યુદ્ધમાં હણાયો, એવું સાંભળીને શત્રુઓના કાળસદશ ધૂમધ્વજરાજા સુરેન્દ્રદત્ત આદિ રાજાઓથી યુક્ત થઈ યુદ્ધ કરવા ચાલ્યો ' હો નરેશ ! સત્વર ચલો, ચાલો, શુદ્ધ વંશવાળા હો ભટો ! તમે પાછા વળો નહિ, પાછા વળો નહિ, સત્વર શત્રુઓ હણાયેલાજ છે. ' એમ ક્રમનો. એવા ઉત્સાહને આપવાવાળા ધૂમધ્વજના વાક્યોથી શત્રુપક્ષ ક્ષોભ પામ્યો. ધૂમધ્વજના લશ્કરે રિપુમર્દનરાજાના સૈન્યને વ્યાકુળ કરી દીધું અને ધૂમધ્વજના સુભટોએ બાણ ફેંકી આકાશને આચ્છાદન કરી દીધું. શત્રુના સૈન્યથી પોતાના સૈન્યને પરાસ્ત થયેલું જાણીને અમરશેખરકુમાર શ્રેષ્ઠ અશ્વ ઉપર આરોહણ કરીને પોતાના સુભટોની સાથે ચાલ્યા. અનેક વીર પુરૂષોથી યુક્ત અમરશેખરને

યુદ્ધ કરવામાં એક ચિત્તવાળા જાણીને જેમ મનમાં શ્રી વીતરાગનું એકતાન પૂર્વક ધ્યાન થયે છતે અજ્ઞાનરૂપી અંધકાર નાશ પામી જાય તેમ શત્રુનું લશ્કર નાસી ગયું. હસ્તિ ઉપર રહેલા ધુમધ્વજે અમરશેખરને ઘોડા ઉપર રહેલા જોઇને પોતે પણ હસ્તિ છોડી દઇ ઘોડા ઉપર આરોહણ કર્યું. કારણકે ધીર પુરૂષો પોતાના ક્ષત્રિયપણાથી ચૂકતા નથી. અમરશેખરની સામે લડવાને પોતાના સુભટો રહ્યા નહિ છતાં યુદ્ધમાં એક નિશ્ચયવાળો ધમધ્વજ અમરશેખરની સન્મુખ લડવા આવ્યો. કારણ કે અજિત પુરૂષ યુદ્ધથી કદી પણ પાછો હટેજ નહિ. આવતા એવા અસ્ત્રોને અને શસ્ત્રોને લીલા.પૂર્વક અટકાવતા છતાં જેવી રીતે તૃષ્ણાથી સહિત ભવ્ય અને અભવ્ય પુરૂષો સંસારના પારને ન પામે તેવી રીતે અમરશેખર અને ધુમધ્વજ સંગ્રામના પારને પામ્યા નહિ, અર્થાત્ એકે હાર્યો નહિ. પછી ઉદ્વિગ્ન ચિત્તવાળા થયેલા ધૂમધ્વજે અમરશેખર ઉપર ગદાનો પ્રહાર કર્યો. જેથી અમરશેખર ઘોડા સહિત ભૂમિની અંદર જાનુપ્રમાણ ખુંચી ગયા. પરંતુ એક ક્ષણમાત્રમાં મૂર્છા દૂર થઇ એટલે સ્વસ્થ થયેલા અમરશેખરકુમારે પોતાના હાથમાં ગદા લઇને ધૂમધ્વજના મસ્તકના ચૂરે ચૂરા કરી નાખ્યા. અમરશેખરે ધૂમધ્વજના મસ્તકના જેટલા કટકા કર્યા તેટલા બ ણોને ફેંક ા ધમધ્વજના રૂપો થઇ ગયા. આથી કરીને અમરશેખરે ધરણેંદ્રે આપેલા ભાથામાંથી શ્યામ બાણોવડે જેમ વ્યાધ ( શિકારી ) હરણના સમૂહને વીંધે તેમ ધૂમધ્વજના સમગ્ર શરીરોને વીંધી નાખ્યા. અને તેથી તે એક શરીરવાળો થઇ ગયો

પિતા સુરેન્દ્રદત્તનું પુત્ર અમરશેખર સાથે યુદ્ધ— ધૂમધ્વજના મરાયાથી તેના મિત્ર સુરેંદ્રદત્ત જે દૂર હતા તે અમરશેખરને પોતાના પુત્રપણે નહિ ઓળખવાથી તેની સામે યુદ્ધ કરવા આવ્યા અને કુમારને અડસઠ બાણોના પ્રહાર કર્યા અચિંતિત એવા બાણોના પ્રહારથી અમરશેખરને મૂર્છા આવી.

મૂર્છાવશ થયેલા અમરશેખરને જોઇને તેના મિત્ર વસંતસેને તુરત પરમેષ્ઠિમંત્રનું સ્મરણ કરીને જળની અકસાક અંજળિથી અભિષેક કર્યો અને કુમારના દેહમાંથી એકીસાથે તમામ શલ્યરૂપ બાણો કાઢી નાખ્યા. પછી સ્વસ્થ થયેલા કુમાર પ્રસન્ન ચિત્તથી રણક્ષેત્રને જોઈને દુઃખપૂર્વક બોલ્યા કે–' હા ! જે રણસંગ્રામની અંદર હસ્તિઓ અત્યંત ઉગ્ર શબ્દો કરી રહ્યા છે, ઘોડાઓ હુંકારા કરે છે, શ્રેષ્ઠ વીરપુરૂષો હા હા! હા હા ! એવા શબ્દોથી આક્રંદ કરે છે અને નાથ રહિત થયેલી સ્ત્રીઓ હી હી એવો શબ્દ કરતી વિલાપ કરી રહી છે એવો આ રણસંગ્રામ ઘણા જીવોનો નાશ કરવાવાળો હોવાથી નિંદ્ય અને ધિક્કારવા યોગ્ય છે. અહો મહાન્ દ્વેષવડે જીવો આવા સંગ્રામ કરીને ખરેખર નરકમાં જાય છે.

અમરશેખરનું હણાયેલાને સજીવન કરવું—આ પ્રકારના અમરશેખરના દયાર્દ્ર વચનો સાંભળીને વસન્તસેન બોલ્યો—' હે દેવ ! શોકવડે કરીને મનુષ્યોના મનને શું કામ તમે ભેદી રહ્યા છો ? આપનામાં કાંઇ પણ શક્તિ હોય તો આ સર્વ જીવોને જીવાડો ' એ પ્રમાણેનું વસંતસેનમિત્રનું આક્ષેપપૂર્વક બોલવું સાંભળીને અમરશેખરકુમારે એક ઘોડાને ધરણેન્દ્રે આપેલું અમૃતયુક્ત સુવર્ણ બાણ માર્યું એટલે તે સજીવન થયો અને તેજ ઘોડા ઉપર આરોહણ કરી પછી દયાયુક્ત ચિત્તવાળા કુમારે તે સુવર્ણ વર્ણના બાણોવડે ધૂમધ્વજરાજા અને પદ્મરાજા સિવાય સર્વ હસ્તિઓ અશ્વો અને પદાતિઓને સજીવન કર્યા. ધૂમધ્વજરાજાને કુમારે શ્યામવર્ણ બાણવડે વીંધ્યો હતો તેથી તેના શરીરમાં સુવર્ણ વર્ણવાળું બાણ પ્રવેશ કરી શક્યું નહિ અને પદ્મરાજાને મણિચૂડવીરે અગ્નિશર મૂકીને ભસ્મીભૂત કરી દીધો હતો તેથી તે પણ સજીવન થઇ શક્યો નહિ.

અમરશેખરે કરેલી ધરણેન્દ્રની આરાધના—સજીવન થયેલા સર્વે રાજાઓ અને મનુષ્યો અમરશેખરકુમારની સ્તુ-

વન કરવાની શક્તિ જોઇને આશ્ચર્યયુક્ત બની તેની પ્રશંસા કરવા લાગ્યા શ્યામ બાણુથી વીંધાયેલા ધૂમધ્વજરાજા અને ભસ્મિભૂત થયેલા પદ્મરાજા કુમારથી સજીવન થઇ શકયા નહિ તેથી કુમારે એક ચિત્તથી ત્રણ ઉપવાસ કરીને ધરણેંદ્રદેવની આરાધના કરી ધરણેંદ્ર આકાશમાં આવ્યા એટલે તેને જોઇને કુમારે વિજ્ઞપ્તિ કરી કે-'હે સુરરાજ! મારા ઉપર પ્રસાદ કરીને ધૂમધ્વજરાજાને અને પદ્મરાજાને સજીવન કરો' દેવે જવાબ આપ્યો-'હે કુમાર! મેં જે તમને અગાઉથી કહ્યું હતું કે ભસ્મિભૂત થયેલા અને માત્ર શ્યામ બાણુથી વિંધાયેલા સજીવન નહિ થાય અને બાકીના સર્વે મેં આપેલા અમૃતથી સિંચાયેલા સુવર્ણવર્ણના બાણોથી સજીવન થશે, તે શું તમે ભૂલી ગયા? હે કુમાર! તમારા સત્વથી અને તમારી પરોપકારવૃત્તિથી હું અત્યંત સંતુષ્ટ થયો છું. જે ધર્મની અંદર દ્રઢ હોય અને જીવો ઉપર અનુકમ્પા સહિત હોય તે મનુષ્ય આ પૃથ્વી ઉપર ધન્ય છે.' એ પ્રમાણે કહીને ધરણેંદ્રદેવ પોતાને સ્થાને ગયા એટલે વિધિપરાયણ એવા અમરશેખરકુમારે ધૂમધ્વજરાજાનું અને પદ્મરાજાનું ઉત્તરકાર્ય વિધિ પ્રમાણે કર્યું

**સુરેન્દ્રદત્તપિતાનો અને અમરશેખરકુમારનો મેળાપ**—ધમધ્વજના આ શત્રુને પ્રભાવવાળો અને વિવેકવાળો સાંભળીને આશ્ચર્યથી સુરેન્દ્રદત્તરાજા તેને મળવા આવ્યા, એટલે તેણે શત્રુ રૂપે આવેલા પોતાના પુત્રને ઓળખ્યો સુરેન્દ્રદત્ત પોતાના પુત્રને 'જોઇને' એકદમ અશ્રુયુક્ત બની પોતાના હસ્તને કહ્યું કે-'હે હતાશ હસ્ત! જે પુત્ર પહેલા તારાવડે લાલન પાલન કરાયો તેજ પુત્રને તે અકસ્માત બાણોવડે હણ્યો?' એ પ્રમાણે બોલતા પિતાને જોઇને કુમાર જેટલામાં ઉત્કંઠાપૂર્વક તેમને પ્રણામ કરવા ઉઠ્યા તેટલામાં તે સુરેન્દ્રદત્તરાજાને ઉગ્ર મૂર્છા આવવાથી ભૂપીઠ ઉપર પડ્યા. 'મારા પિતાને શા કારણથી મૂર્છા આવી?' એવું કુમારનું વાકય સાંભળીને અમરશેખરકુમાર સુરેન્દ્ર-

દત્તરાજાના પુત્ર છે એવી ખબર પડવાથી ખુશી થયેલા રિપુમલ્લ-રાજાએ ઘણા ઉપચારો કરીને સૂરેન્દ્રદત્તને સ્વસ્થ કર્યો. અનુક્રમે શીતોપચારથી સ્વલ્પ મૂર્છાવાળા, સુતદેહના સંગથકી ગત મૂર્છાવાળા અને પોતાના અપરાધનું સ્મરણ થવાથી ઉગ્ર મૂર્છાવાળા થતા સુરેન્દ્રદત્તરાજાને જોઇને સઘળા મનુષ્યો અત્યંત દુઃખિત થયા 'આ રાજાના મોહના પ્રરોહનું કેવી રીતે નિવારણ થઇ શકે?' એ પ્રમાણે રાજાઓ બોલીને પોતાના ચિત્તની અંદર વિચાર કરે છે તેટલામા તેમણે આકાશની અંદર એક મુનિને જોયા.

**શ્રી કીર્તિચંદ્ર સાધુ**—સમગ્ર રાજાઓ ઉંચે જોવા લાગ્યા એટલે ઉત્સુકતાપૂર્વક રત્નધ્વજકુમાર બોલ્યો કે 'અહો! મારા કાકા આ કીર્તિચંદ્રમુનિ ભાગ્યથકી આવેલા છે.તે સાંભળી અત્યંત હર્ષથી સર્વ રાજાઓ હાથ જોડી ઉભા થયા એટલામાં તપથી પવિત્રિત અને ચાર જ્ઞાનથી યુક્ત તે મુનિ પૃથ્વી ઉપર ઉતર્યા. ક્ષણવારમાં દેવે કરેલા વિસ્તૃત મંડપની અંદર સિંહાસન ઉપર તે સાધુ બેઠા અને રાજાઓએ તેમને વિધિપૂર્વક નમસ્કાર કર્યો. પછી શોકમા ગમગીન બનેલા અને સાધુને નમસ્કાર કરવા પણ નહિ ઉઠેલા સુરેન્દ્રદત્ત પિતાને અમરશેખરકુમારે કહ્યું કે-' હે તાત! આપ શીઘ્ર ઉભા થઇને અહિં પધારેલા સાધુને કેમ નમસ્કાર કરતા નથી?' અમૃત સરખી પુત્રની આ વાણી સાંભળીને ધર્મિષ્ઠ એવા સુરેન્દ્રદત્તરાજાએ તુરત દુઃખરૂપ વિષનો ત્યાગ કર્યો અને મુનિને નમીને પાસે બેઠા.

**કીર્તિચંદ્રમુનિની દેશના**—પછી સમગ્ર રાજાઓ સમતા યુક્ત બની સમીપમાં બેસી ગયા. 'અમે અને તમે યુદ્ધમાં મરાયા છતા કેવી રીતે સજીવન થયા?' એ પ્રમાણે વીર પુરૂષો અરસપરસ બોલવા લાગ્યા. એટલામાં સાધુએ સભાજનના મનરૂપી ભાજન વૈરાગ્યરૂપી જળથી ધોવાયે છતે તે ભાજનમા શુધ્ધ આત્માની પુષ્ટિને વાસ્તે અને તાપની શાંતિને માટે શીતળ વાણીરૂપી ગોરસ મૂક્યું અર્થાત્ દેશના દીધી કે-' હે

ભવ્યજીવો ! મનુષ્યનું આયુષ્ય સર્વદા વાયુ સરખું ચંચળ છે, દેહ વાયુથી ડોલતા કમળની જેમ ક્ષણભંગુર છે, સ્ત્રી આદિની પ્રાપ્તિ તે કમળ ઉપર રહેલા જળના બિંદુ સમાન અનિત્ય છે અને સર્વે સંયોગો પ્રાંતે વિયોગવાળા છે. દુઃખે કરીને પ્રાપ્ત થઇ શકે તેવી મનુષ્ય દેહરૂપી નાવને પ્રાપ્ત કરીને મૂઢ પુરૂષો પાપરૂપી ધૂલિ તેની અંદર ભરી દુઃખ મેળવે છે અને દક્ષ પુરૂષો તેમાં સદ્ધર્મરૂપી રત્નો ભરે છે જેથી કરીને દેહરૂપી નાવનો નાશ થવાથી પણ જીવ રત્નોથી અત્યંત ઋદ્ધિને પ્રાપ્ત કરી સુખી થાય છે. અવશ્યે કરીને નાશયુક્ત આ વિશ્વને વિચારીને આ જગતની અંદર પાપકાર્ય કરવું નહિ પણ નિર્મળ પુણ્યકાર્ય કરવું, જેથી અંતે મોક્ષ પ્રાપ્ત થાય. માન, લોભ અને વ્યામોહથી લુપ્ત થઇ ગઇ છે નિર્મળ બુધ્ધિ જેમની એવા જીવોથી વ્યાપ્ત આ સંસારને ધિક્કાર હો ! કારણકે વિવેકના નાશથકી પુત્ર પિતાને અને પિતા પુત્રને અન્યોઅન્યં હણે છે. ક્રોધ અને મદરૂપી બે અશ્વોથી યુક્ત મોહરૂપી રથમાં બેઠેલો અધર્મરાજા જે નગરની ( શરીરની ) અંદર પ્રવેશ કરે છે તે નગરના જીવો રથથી ઉડેલી ધૂલિવડે અંધ બનવાથી દેવ અથવા ગુરૂને જોઇ શકતા નથી. તેથી અત્યંત હે ભવ્યજીવો ! તમારે મહાપાપમય આ સંસારના વાસનો ત્યાગ કરીને શ્રી જિનેશ્વરકથિત ધર્મમાં ઉદ્યમ કરવો, જેથી અત્યંત સ્ફુરાયમાન કેવળજ્ઞાન પ્રાપ્ત થાય.' એ રીતે મુનિ ભવ્યજનના મનરૂપી સરોવરોને પવિત્ર વાણીરૂપી અમૃતવડે ભરીને જેટલામાં વિરામ પામ્યા તેટલામાં રાજાઓ તે વાણીરૂપી અમૃતની લહરી સમાન વાણીવડે બોલ્યા કે-'હે સાધુ ! પાપકાર્ય કરીને અધોગતિને યોગ્ય એવું કાર્ય કરવામાં ઉદ્યુક્ત એવા અમને આપે આજે બોધરૂપી પ્રદીપવડે નિવાર્યા તેથી અમે સમજીએ છીએ કે-'મોટા પુરૂષોથી મહત્ત્વની ઉત્પત્તિ થાય છે. હે પ્રભુ ! અનેક જીવોનો નાશ કરવાથી પાપરૂપી પંકની અંદર મગ્ન થયેલા અને ચારિત્ર રહિત એવા અમારો આપ ઉધ્ધાર કરો, કારણકે સજ્જન

પુરૂષોની શક્તિ પરોપકારને માટેજ હોય છે.' એ પ્રમાણે સમાજનો ભાવપૂર્વક બોલ્યા એટલે સાધુએ કહ્યું કે-' વિવિધ પ્રકારનો શ્રી જૈનધર્મ છે તે યથાશક્તિ સમાધિપૂર્વક ગ્રહણ કરો.'

**સુરેન્દ્રદત્ત રાજાની પ્રવર્જ્યા**—તે વખતે અશ્રુને મૂકતા સુરેન્દ્રદત્ત રાજા મુનિના ચરણકમળને નમસ્કાર કરીને બોલ્યા કે—' હે યતીન્દ્ર ! દીક્ષા આપીને સુતના ઉપર પ્રહાર કરવાવાળા એવા મને વિશુધ્ધ કરો.' તે સાંભળી ,કીર્તિચંદ્રમુનિએ અસાર સંસારથી પ્રગટ થતા, ઉગ્ર પાપોના વિપાકની વિચિત્રતાવડે વૈરાગ્યવાન્ બનેલા અને કુમતથી મૂકાઇ ગયેલું છે ચિત્ત જેનું તથા વિનયવડે ઘણા નમ્ર એવા રાજાને દીક્ષા આપી. તે વખતે વૈધવ્યના દુઃખથી પ્રેરાયેલી એવી ધૂમધ્વજરાજાની પાંચસો સ્ત્રીઓએ પણ વૈરાગ્યથી ગૃહનો ત્યાગ કરીને દીક્ષા લીધી,

**મુનિનું અમરશેખરકુમારને આચામ્લચંદ્રતપ કર-કરવાની વિધિના પુસ્તકનું આપવું**—પિતાના ચરણકમળની સેવા કરવાની ઇચ્છાવાળા કુમાર અમરશેખરે મુનિને નમસ્કાર કરીને પોતાના મિત્ર વસન્તસેનની સાથે પોતાને દીક્ષા આપવા કહ્યું, કારણકે પુત્રો પિતાની ભકિતના વિષયમા કષ્ટને ગણતા નથી. સાધુએ કુમારને જવાબ આપ્યો કે—' હે ભાઇ ! તમારે હજુ ભોગાવળી કર્મ ઘણું બાકી છે. તે ભોગવતાં, કર્મ ક્ષીણ થાય એટલે આ ભવમાં તમે દીક્ષા લઇ આચામ્લચંદ્ર નામનું તપ કરજો.' કુમારે વિજ્ઞપ્તિ કરી કે —' તો મને તે વ્રતની વિધિ બતાવો.' સાધુએ વિચારીને કહ્યું કે-' આચામ્લચંદ્ર તપ કરવાની વિધિથી યુકત આ પુસ્તક તમે લ્યો.' કીર્તિચંદ્રમુનિ તે પુસ્તક અમર-શેખરના હસ્તમા મૂકીને બોલ્યા કે-' હે કુમાર ! સાવધાન થઇને હું કહું તે શિક્ષા તમે સાંભળો.—

**કીર્તિચંદ્રમુનિએ દીધેલી શિક્ષા**—' હે કુમાર ! તમે જિનેન્દ્રને વિષે અત્યંત દઢ ભક્તિ ધારણ કરજો, સર્વદા જીવોને વિષે દયા રાખજો, દીન પુરૂષોને દાન આપજો, અને મહાન્ સજ્જનો પાસેથી

શુભમતિને ગ્રહણ કરજો. વધારે શું કહેવું? પણ હે દમનશીલ કુમાર! રાજ્યને કરતા એવા તમે અલ્પ ગર્વવાળા થઇને એવું કાર્ય કરજો કે સમગ્ર દેવો પ્રસન્ન રહે, બંધુવર્ગ સીદાય નહી, ગુરૂના ઉપદેશોનું સન્માન થાય, સર્વ ગુણો તમારામાં આવીને વાસ કરે, તમારી કીર્તિરૂપી વેલડી કરમાય નહી અને ધર્મનો લોપ થાય નહી.'

**મુનિનું ગમન**—ત્યારપછી મુનિ મૌન રહ્યા એટલે રિપુમલ્લ રાજા, ચંદ્રાવતંસ કુમાર, મણિચૂલવીર, રત્નધ્વજ કુમાર અને કાળમુખ તથા અન્ય શ્રેષ્ઠ સુભટોએ સુંદર એવા ધર્મની યાચના કરી. કીર્તિચંદ્રમુનિ તેમને ગૃહસ્થ ધર્મ આપીને અન્ય પ્રદેશમાં વિહાર કરી ગયા, અને સર્વ વિદ્યાધરો અરસ્પરસના વૈરનો ત્યાગ કરીને જયન્તીનગરી તરફ ગયા

**અમરશેખરકુમારને વિદ્યાધરના સ્વામી તરીકેનો અભિષેક**—'રણસંગ્રામમાં હણાયેલા એવા આપણને જીવિતદાન આપવાથી આપણા સ્વામી આ અમરશેખર કુમાર થાઓ' એ પ્રમાણે સમગ્ર વિદ્યાધરોએ બોલીને કુમારને સર્વ વિદ્યાધરોના સ્વામી તરીકેનો અભિષેક કર્યો. તે વખતે રિપુમલ્લ આદિ રાજાઓએ અને ભક્તિવંત એવા રત્નધ્વજ વિગેરેએ કુમારને નમસ્કાર કર્યો. કારણકે-'પરોપકાર આ લોકમાં અને પરલોકમાં સમૃદ્ધિને આપવાવાળો થાય છે.' બધા રાજાઓએ તુરતજ વૈતાઢ્ય પર્વતની બંને શ્રેણિના નગરોમાં અમરશેખરરાજાની આજ્ઞા પાળવા ઘોષણા કરી. રાજેન્દ્ર અમરશેખરે પછી રિપુમલ્લ આદિ રાજાઓને કહ્યુ કે-'ધૂમધ્વજ રાજાની જગ્યાએ તેના પુત્ર રત્નધ્વજનો તમે અભિષેક કરો.' તેથી રાજાઓએ અમરશેખરનો આદેશ પ્રમાણ કરીને રત્નધ્વજકુમારનો પણ તેના પિતાની જગ્યાએ રાજ્યાભિષેક કર્યો કારણકે સજ્જન પુરૂષો નમ્ર એવા શત્રુનું હિત કરવાવાળા હોય છે.

**અમરશેખરરાજાનું લક્ષ્મીપુર નગરે જવા પ્રયાણ**—સુંદર વાણી બોલનાર અમરશેખરરાજા પછી સ્મિતથી અલંકૃત અને સ્નેહને વર્ષાવનારી વાણીવડે બોલ્યા કે-'હે રાજાઓ! મને હવે

લક્ષ્મીપુરનગરે જવાની અનુજ્ઞા આપો.' એટલે અમરશેખરરાજાની ઇચ્છાનુસાર પ્રયાણ ઢક્કા વાગવા લાગી, માંગલ્ય વાદ્યો અત્યંત વાગવા લાગ્યા અને વિમાનમાં આરૂઢ થઈને શ્રેષ્ઠ ખેચર અને કિન્નરો અત્યંત મનોહર ગીતો ગાવા લાગ્યા.

**પ્રેમની શ્રેષ્ઠતા**—તે વખતે રત્નધ્વજ ચક્રેશ્વરી દેવીએ પોતાના પિતા ધૂમધ્વજને આપેલું પુષ્પાવતંસ નામનું સુંદર વિમાન અમરશેખરને આરોહણ કરવા વાસ્તે લઈને આવ્યો. રિપુમલ્લરાજા પણ તેજ વખતે વૈરોટ્યા દેવીએ આપેલું પોતાનું અત્યંત શ્રેષ્ઠ રત્નાવતંસ નામનું ધ્વજાથી યુક્ત વિમાન લઈને આવ્યા. યક્ષ સરખા, સમાન કાંતિવાળા, સ્ફુરાયમાન નિર્મળ ભક્તિવાળા અને આગ્રહને કરતા રત્નધ્વજ તથા રિપુમલ્લરાજાને જોઈને અમરશેખરરાજા પક્ષપાત રહિત વાણીવડે બોલ્યા કે-'હે રિપુમલ્લરાજા સાંભળો-'રત્નધ્વજ મારા પિતાના મિત્રના પુત્ર છે અને હું તેને માન આપીશ; કારણ કે ઉત્તમ પુરૂષો સ્વજનના સંબંધ કરતા મિત્રતાને કોટીગણું વધારે માને છે. કહ્યું છે કે-

पयोधेर्नो पुत्र त्रिदिवतरु-लक्ष्मी-सुरगजाऽमृतादीनां नो वा सहभवमिहेन्दुं बुधजने ।
निशानाथ दूरस्थितजलभवानां हि कुमुदसजानां यद् बन्धुं वदति तदिदं प्रेम जयति ॥१॥

'આ જગતની અંદર પંડિત પુરૂષો સમુદ્રના પુત્ર ચંદ્રને સમુદ્રના પુત્ર તરીકે કહેતા નથી અને સમુદ્રમાંથી કલ્પવૃક્ષ, લક્ષ્મી, ઐરાવણ હસ્તિ અને અમૃતની સાથે ચંદ્ર પણ નીકળ્યો છે, છતાં ચંદ્રને તેના બંધુ તરીકે કહેતા નથી, પરંતુ દૂર પ્રદેશના જળમાં ઉત્પન્ન થયેલા કુમુદસમૂહના બંધુ તરીકે ચંદ્રને કહે છે. તેથી જગતની અંદર પ્રેમ જયવંતો વર્તે છે.'

એ પ્રમાણે ઉચિત અને વિચારથી યુક્ત સુંદર વાણી બોલીને જે વખતે રાજાઓ અત્યંત સ્તુતિ કરવા લાગ્યા, તે વખતે અમરશેખરરાજાએ ધૂમધ્વજરાજાના વિમાન ઉપર આરોહણ કર્યું. પોતાના પ્રિયની આજ્ઞા મેળવીને લીલાવતીએ પણ પોતાની સાતસો

સખીઓ તથા શ્રેષ્ઠ કંચુકીઓની સાથે પોતાના પિતાના વિમાન ઉપર આરોહણ કર્યું. તે વખતે વસંતસેન અને મણિચૂલવીર પણ શરીરવડે બીજા વિમાન ઉપર આરોહણ કરીને અને હૃદયવડે હર્ષના ઉપર આરોહણ કરીને વેગપૂર્વક આકાશમાર્ગે લક્ષ્મીપુરનગરે આગળથી ગયા. અમરશેખરરાજા પોતાના શ્રેષ્ઠ અને નિર્મળ ચરિત્રોવડે જગતને વિસ્મય પમાડતા અને પવિત્ર કરતા તથા આકાશમાં જતા પોતાના વિમાનોથી આકાશના પુષ્પોનું અસ્તિત્વ કરાવતા વેગપૂર્વક પોતાના લક્ષ્મીપુરનગરે આવી પહોંચ્યા.

**અમરશેખરરાજાનો લક્ષ્મીપુરમાં પ્રવેશ**—પોતાની સમૃદ્ધિથી મુગ્ધ પુરૂષોને વાચાળ બનાવતા, અત્યંત દક્ષપણાવડે પંડિતપુરૂષોને હર્ષિત કરતા, મિત્રવર્ગને અત્યંત પ્રીતિવડે કરીને ઉત્કંઠિત કરતા, પોતાના આગમનથી પોતાના સ્વજનવર્ગને આનંદિત કરતા, ભેટણાથી સહિત રાજાઓથી માન અપાતા, બંદિજનોથી અભિનંદન અપાતા, વારાંગનાઓના હાસ્યથી વિલસિત લોચનવાળા થતા, ઘણા દાનને દેતા, શ્રેષ્ઠ બે ચામરોથી વીંજાતા, સ્ત્રીઓથી વિધિપૂર્વક લેવાતા છે ઉત્તારણા જેના, સમગ્ર રાજાઓથી સેવાતા, પુરોહિતોથી વર્ધાપના અપાતા, જિનમંદિરોના નિર્વાહ માટે ગામો આપતા, મનુષ્યોની પાસેથી લેવા યોગ્ય રાજ્યકર માફ કરતા, એવા અમરશેખરરાજાએ લક્ષ્મીથી યુક્ત સ્વર્ગપુર સદૃશ લક્ષ્મીપુરમાં પ્રવેશ કર્યો. પ્રથમ રાજ્યમંદિરમાં જઈને તેમણે અગાઉ પહોંચેલા વસંતસેનથી કહેવાયેલા વૃત્તાંતવડે પ્રમુદિત થયેલી અને લીલાવતીથી શોભિત છે પૃષ્ઠભાગ જેનો એવી પોતાની માતા ચંદ્રલેખાને નમસ્કાર કર્યો. તે વખતે ગયો છે મદ જેણીનો એવી પુત્રવધૂ લીલાવતીએ પણ હર્ષપૂર્વક પોતાની સાસુને નમસ્કાર કર્યો. તુષ્ટમાન છે હૃદય જેણીનું એવી માતા ચંદ્રલેખાએ નમ્ર અને સ્ત્રીથી યુક્ત પુત્રને આશીર્વચન દઇને તેમની ઉન્નતિને વાસ્તે વિશાળ એવું રાજ્યગૃહ પુત્રવધૂને વસવા માટે આપ્યું. ખેચરરાજાઓથી અને પૃથ્વીપતિઓથી સેવાતા છે

ચરણકમળ જેમના એવા અને પુણ્યના આવાસતુલ્ય રાજેન્દ્ર અમરશેખરે સુનીતિવડે શ્રેષ્ઠ એવું લાંબા કાળ સુધી રાજ્ય કર્યું.

**ચંદ્રલેખામાતાની આચામ્લચંદ્ર તપ કરવાની ઉત્કંઠા**—એકદા પુત્રના મુખથી તપથી પવિત્ર એવું પોતાના પતિનું ચરિત્ર સાંભળીને ચંદ્રલેખા માતાએ પોતના પુત્ર અમરશેખરે આણેલા આચામ્લચંદ્રના તપની વિધિવાળા શ્રેષ્ઠ પુસ્તકની પુષ્પ દિ સુગંધિ દ્રવ્યોવડે પૂજા કરી. પછી ચંદ્રલેખા પોતાની સખીઓને સાથે લઈને શ્રી ત્રિદશપ્રભ નામના ગુરૂ પાસે તપની વિધિને જાણવાની ઈચ્છાથી પુસ્તક પોતાના હાથમાં લઈને નમસ્કાર કરવા ગઈ. તેણીએ સમીપમાં મૂકેલા તે પુસ્તકને નમસ્કાર કરી ગુરૂએ ગ્રહણ કર્યું અને સરળ છે ચિત્ત જેમનુ એવા તેમણે પુસ્તકની અંદર લખેલી સમગ્ર વિધિ વાંચી બતાવી. તે આ પ્રમાણે-

**આચામ્લચંદ્ર તપની વિધિ**-કાર્તિક માસની શુકલ પ્રતિપદાને દિવસે બ્રહ્મચર્યથી યુકત પુરૂષે આચામ્લતપ (આયંબિલ) આદરપૂર્વક કરવો અને એ પ્રમાણે ચતુર્દશી યાવત્ હમેશાં આચામ્લતપ કરવો. પૂર્ણિમાને દિવસે ઉપવાસ કરવો અને હમેશાં ઉભયટંક ષડ આવશ્યક અને ત્રણ પ્રકારની (અંગ, અગ્ર અને ભાવ) પૂજા કરવી. દિવસે એ રીતે તપ કરવો અને રાત્રિને વિષે ચંદ્રના ઉદયથી અસ્ત થવાના વખત સુધી ચંદ્ર સન્મુખ લોચન રાખીને કાયોત્સર્ગ કરવો. પ્રત્યેક રાત્રિએ બબે ઘડી વધતા એવા કાયોત્સર્ગમાં રહી ચંદ્રની અંદર જિનેશ્વરની સ્થાપના કરીને પંચપરમેષ્ઠિ નમસ્કારનું સ્મરણ કરવું. એ રીતે બાર શુકલપક્ષમાં તપનું આચરણ કરવું અને કૃષ્ણપક્ષની પ્રતિપદાને દિવસે પારણું કરવું.

**પારણાની વિધિ**—દરેક પારણામાં મુનિને વિશુદ્ધ અન્ન અને એકએક પાત્ર યથાશકિત ભાવપૂર્વક આપીને પછી પારણું કરવું. કૃષ્ણપક્ષમાં પણ નિત્ય ઉભયટંક ષડ્ આવશ્યક અને પૂજા કરવી અને નિર્મળ ચિત્તવાળા થઈને યથેચ્છપણે રસથી યુકત ભોજન કરવું.

**ઉદ્યાપન વિધિ**—ઉદ્યાપનમાં વિતરાગદેવની એકસો સિત્તેર મૂર્તિઓ કરાવીને શુભ દિવસે તેની ઉત્સાહપૂર્વક પ્રતિષ્ઠા કરવી. પછી તે મૂર્તિઓની પાસે એકસો ને સીત્તેર મોદકથી ભરેલો થાળ મૂકવે અને એકસો ને સીત્તેર તિલકો કરાવવા. એ રીતે ઉદ્યાપન વિધિ આસોમાસની પૂર્ણિમાને દિવસે કરવી અને આસોમાસની કૃષ્ણપક્ષની પ્રતિપદાને દિવસે વિધિપૂર્વક પારણું કરવું.

**વ્રતને અંતે પારણાના વિધિ**—આસોમાસના કૃષ્ણ-પક્ષની પ્રતિપદાને દિવસે છેલ્લું પારણું કરવાનું આવે તે દિવસે જિનધર્મમાં પરાયણ એવા સતાવીશ શ્રાવકો અને શ્રાવિકાએ ને પોતાને ઘરે ભોજન કરાવવું અને પોતાને જ્ઞાનની પ્રાપ્તિ માટે જૈન સિદ્ધાંતના એકસો સિત્તેર પુસ્તકો લખાવીને સાધુઓને આપવા.

એ પ્રકારનું આચામ્લતપ ઉદ્યાપન કરવાપૂર્વક કરનાર ભાગ્ય-શાળીપુરૂષ તેજ ભવમાં અથવા ત્રીજે ભવે અવશ્ય સમગ્ર કર્મથી મુક્ત થાય અને પરમસુખને પામે. આ આચામ્લચંદ્રતપની વિધિ તીર્થંકરોએ કહેલી છે તે ધાર્મિક જીવોના ઉપકારને માટે કીર્તિ-ચંદ્રમુનિએ ઉદ્ધરી.

**રાણી ચંદ્રલેખાનું આચામ્લચંદ્રતપનું કરવું**—ત્રિદશ-પ્રભસૂરિએ એ પ્રમાણે આચામ્લચંદ્રતપની વિધિ વાંચી સંભળાવી એટલે રાણી ચંદ્રલેખા તુરત તે પુસ્તક ગ્રહણ કરીને બોલી કે–'હે પ્રભુ! મને આજે આચામ્લચંદ્રતપ ઉચ્ચરાવવા કૃપા કરો.' રાણીની તપ કરવાની ભાવના જાણીને પ્રમુદિત થયેલા સૂરિએ તેણીના મસ્તક ઉપર સુગન્ધિચૂર્ણ નાખવા પૂર્વક તપ ઉચ્ચરાવ્યો. પછી રાણી ચંદ્રલેખા ગુરૂને નમીને હર્ષપૂર્વક પોતાને આવાસે ગઈ અને પુત્ર અમરશેખરને જણાવીને તે તપ તેણીએ વિધિપૂર્વક કરવાનો આદર કર્યો. પોતાની માતાને તપ કરતી જોઈને પુણ્ય-કાર્ય કરવામાં એક વીરસમાન અમરશેખરરાજાએ એકસો સીત્તેર જિનેન્દ્રગૃહ કરાવવાનો પ્રારંભ કર્યો. ક્રમે કરીને તે જિનમંદિરો સંપૂર્ણ થયા એટલે તેમાં વૈશાખમાસમાં શુભ મુહૂર્તે એકસો સીત્તેર જિનેશ્વરની મૂર્તિની વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરાવી.

**કીર્તિચંદ્રમુનિને મળવાની ઇચ્છા**—તે વખતે રાજા અમરશેખરે મણિચૂલવીરને પૂછ્યું કે-'તમે કોઇ ઠેકાણે કીર્તિચંદ્રમુનિને દેખ્યા છે? જો ખબર હોય તો જલદી મને કહો' મણિચૂલવીરે જવાબ આપ્યો-'હે દેવ! સુરેન્દ્રદત્તની સાથે શ્રી કીર્તિચંદ્રમુનિને મેં વાંદ્યા છે તેઓ ચંદ્રપ્રભા નામની નગરીમા અભિનંદન જિનેશ્વરની પાસે રહેલા છે' એ પ્રમાણેની મણિચૂલવીરની વાણી સાંભળીને રાજા ચોને લખાવેલા એઇ શ્રુતપુસ્તકોને સાથે લઇને માતા સહિત વિમાન ઉપર આરૂઢ થયા અને વિદ્યાધરરાજાઓ તથા અમાત્યોવિગેરે પરિવારથી યુક્તથઇને ચાલ્યા. ચંદ્રપ્રભાનગરીમા આવીને ભક્તિમા આદરવાળુ ચિત્ત છે જેનુ એવા અને વિનયથી નમ્ર એવા અમરશેખરરાજાએ અભિનંદનસ્વામીને નમસ્કાર કર્યો અને સાથે આણેલા શ્રુતપુસ્તકો તેમની સાથે રહેલા યતિઓને આપ્યા

**ચંદ્રલેખામાતાને કેવળજ્ઞાનની પ્રાપ્તિ**—પોતાનો પુત્ર અમરશેખર દેવ અને રાજાઓથીસ્તવના કરાવાતો હતો તે વખતે માતા ચદ્રલેખા જિનેશ્વરને પોતાની બને ચક્ષુથી અત્યંત ભાવપૂર્વક નિહાળીને વિચારવા લાગી કે-'અભિનન્દન પ્રભુને નમસ્કાર કર્યો અને યતિઓને પુસ્તકો અર્પણ કર્યો તથા મનોજ્ઞ એવું ઉદ્યાપન પૂર્ણ થયું, એ સર્વ તપરૂપી કલ્પવૃક્ષનુંજ ફળ છે. એ રીતે શુભ ભાવે ચઢતાં અદ્ભુત પ્રકારની નિર્મળ ધર્મભાવનાથી ત્રાસ પામ્યા છે સર્વ પાપો જેણીના એવી મહાસતી ચદ્રલેખાએ સમગ્ર લોકને દેખવામા સમર્થ એવું કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. પછી કેવળજ્ઞાન યુક્ત ચંદ્રલેખા તુરત કેવળીની પર્ષદામા જઇને બેઠા એટલે રાજાએ તુરત અભિનંદનસ્વામીને પૂછ્યું કે—'મારી માતા જઇને કેવળીની સાથે કેમ બેઠા?' જિનેશ્વરે જવાબ આપ્યો કે 'તમારી માતાને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે તેથી તેમણે ઉચિત કર્યું છે?' એ પ્રમાણે જિનેશ્વરનુ કથન સાભળવાથી પોતે પણ સસાર ઉપર વૈરાગ્યવાળા થઇ ગયા અને અમાત્યોને કહ્યું કે-' હે અમાત્યો!

મારૂં રાજ્ય તમારે મારા પુત્ર સોમને આપવું અથવા કોઇ ન્યાયવાનને સોંપવું અને હું તો હવે જૈનદીક્ષા ગ્રહણ કરીશ.' અમરશેખરરાજાએ એ પ્રમાણે પ્રધાનોને ભળામણ કરીને દીક્ષાની માગણી કરી એટલે અભિનંદનસ્વામીના આદેશથી શ્રી કીર્તિચંદ્ર-ગણધરે વસંતસેનમિત્રથી યુક્ત તેને દીક્ષા આપી. ઉત્કૃષ્ટ ભાવવાળા રાજર્ષિ અમરશેખરે જૈન સિદ્ધાંતોનો અભ્યાસ કર્યો.

**અમરશેખર રાજર્ષિએ કરેલો આચામ્લચંદ્ર તપ**-પછી મોક્ષલક્ષ્મીનો સંગમ કરવાની ઇચ્છાવાળા અમરશેખર રાજર્ષિએ આચામ્લચંદ્ર તપ કર્યો અને તપ કરતા એવા તેમની વસંતસેને સેવા કરી. કારણકે સિદ્ધાંતના જાણકારોએ વિનયને અભ્યંતર તપ કહેલો છે. માયા રહિત અમરશેખર રાજર્ષિ આશ્વિન માસની પૂર્ણિમાની રાત્રિએ જે વખતે ચક્ષુઓ ઉર્ધ્વ રાખી ચંદ્રની અંદર જિનેશ્વરનું ધ્યાન ધરી સ્વચ્છ મનથી કાયોત્સર્ગ કરીને રહ્યા હતા, તે વખતે રાત્રે ચંદ્રાવતંસ નામના વિમાનમાં રહેલા ચંદ્ર નામના ગ્રહમંડળના ઇંદ્રે પૃથ્વી ઉપર પોતાના અવધિજ્ઞાનનો ઉપયોગ દીધો. તે વખતે ચંદ્રદેવે રાજમુનિ અમરશેખરને ધ્યાનમાં આરૂઢ બનેલા જોયા, તેથી તુરત પોતાનું વિમાન છોડીને નમસ્કાર કરવા વાસ્તે તેમની પાસે આવ્યો. પ્રભાત થયો એટલે તે રાજમુનિ કાયોત્સર્ગ પૂર્ણ કરી જેટલામાં ચાલવા જાય છે, તેટલામાં ચંદ્રદેવે તેમને પાપને નાશ કરવાના હેતુરૂપ નમસ્કાર કર્યો.

**અમરશેખર રાજર્ષિ અને ચંદ્રદેવનો સંલાપ**-નમસ્કાર કરીને ચંદ્રે મુનિરાજ અમરશેખરને કહ્યું કે-'હે પ્રભુ! તમારી દષ્ટિથી આજ હું કૃતાર્થ થયેલો છું, તો કોઇપણ ધર્મકાર્ય ફરમાવીને મારા ઉપર પ્રસાદ કરો.' રાજમુનિ અમરશેખરે જવાબ આપ્યો કે-'હે સુરેન્દ્ર! મેં તમારા વિમાન ઉપર દૃષ્ટિ રાખી તે કોઈ પણ કાર્યને વાસ્તે નહોતી રાખી પણ હું કરૂંછું તે તપના કાયોત્સર્ગમાં એ પ્રમાણે દૃષ્ટિ રાખવાનો જિનેશ્વરકથિત વિધિ છે તેથી મેં દૃષ્ટિ રાખી કાયોત્સર્ગ કર્યો હતો હવે તમે શ્રી અભિનંદનનામના જિનેશ્વરને

નમસ્કાર કરીને કૃતાર્થ થાઓ.' એટલું કહી મુનિરાજ ચાલ્યા એટલે તે ચંદ્રદેવ પણ તેમની સાથે ચાલ્યો.

**અમરશેખર મુનિરાજનું અણસણ**–અમરશેખરમુનિએ અભિનંદનપ્રભુ પાસે આવીને નમસ્કાર કર્યો અને ચંદ્રદેવ પણ નમસ્કાર કરીને પ્રભુ પાસે બેઠા. તે વખતે અમરશેખર મુનિરાજે કહ્યું–'હે પ્રભુ! આપની કૃપાથી મારૂં આચામ્લચંદ્ર તપ આજે પૂર્ણ થયું છે. હવે મારૂં આયુષ્ય કેટલું બાકી રહ્યું છે? અને હું ભવ્ય છું? અભવ્ય છું? કે દૂરભવ્ય છું? તે મારા ઉપર પ્રસન્ન થઇને કહો અને મારા સંદેહનો નાશ કરો.' અભિનંદનાસ્વામીએ કહ્યું કે—'તમારૂં હવે દશ દિવસનું આયુષ્ય બાકી રહ્યું છે અને તમારો હવે પછીના ભવમાં ભરતક્ષેત્રમાં આવેલા શત્રુંજય પર્વત ઉપર મોક્ષ થવાનો છે' એ પ્રમાણે ભગવંતની વાણી સાંભળીને પાપના સમૂહરૂપ ઘોર સંસારની અંદર રહેવાને અસમર્થ એવા અમરશેખર મુનિરાજે જિનેન્દ્રના ચરણકમળને પ્રીતિપૂર્વક નમસ્કાર કરીને અણશણ (અન્નપાણીનો ત્યાગ) ગ્રહણ કર્યું. વસંતસેને પણ મિત્રે કરેલા અણશણને જાણીને સમગ્ર વિશ્વને વિનશ્વર સમજી જિનેશ્વરને નમસ્કાર કરવાપૂર્વક અણશણની યાચના કરી. અભિનંદન સ્વામીએ જવાબ આપ્યો કે—'હે વસંતસેન મહામુનિ! તમારૂં હજુ બાર વર્ષનું આયુષ્ય બાકી રહેલ છે અને તેટલો સમય તમે વ્રતનું પાલન કરીને પ્રથમ દેવલોકે જવાના છે. વાસ્તે તમે અત્યારે અણશણ ગ્રહણ કરશો નહિ.

**અમરશેખર અને વસંતસેન મુનિનું જ્યોતિષ્ક લોકમાં શાશ્વતતીર્થોને વાંદવા ચંદ્રદેવની સાથે ગમન**—ત્યારપછી ચંદ્રદેવે પ્રભુને નમસ્કાર કરીને વિજ્ઞપ્તિ કરી કે–'હે જગન્નાથ! મુનિરાજ અમરશેખર તથા વસંતસેનને મારી સાથે શાશ્વતા તીર્થનાથની મૂર્તિઓને નમસ્કાર કરવા વાસ્તે મોકલો.' એ પ્રમાણે કહી જિનેશ્વરની અનુમતિ મેળવીને તુરત ચંદ્રદેવે સુંદર વિમાન વિકુર્વ્યું અને અમરશેખર તથા વસંતસેનને સાથે લઇને તે શીઘ્ર આકા-

શમાગે ગયો. સમગ્ર જ્યોતિષ્કલોકમાં શાશ્વતી મૂર્તિઓને નમસ્કાર કરાવીને ચંદ્રદેવ તે બંને મુનિઓને પોતાના શાશ્વતા વિમાનમાં લઇ ગયા. ત્યાં આગળ જિનેન્દ્રની મૂર્તિઓને વંદન કરાવ્યું. પછી તે બંને મુનિઓને સિંહાસન ઉપર બેસાડી ચંદ્રદેવ તેમને નમસ્કાર કરીને હર્ષપૂર્વક તેમની સમીપમાં બેઠા. તે સુરોત્તમને સમીપમાં રહેલા જોઇને વાચંયમેન્દ્ર (વાણીના ઉપર કાબુ રાખનારામાં શ્રેષ્ઠ) અમરશેખર મુનિરાજે શુભભાવની અત્યંત વૃદ્ધિ થવાના હેતુથી ઉચિત એવો ધર્મોપદેશ આપ્યો કે-' હે સુરરાજ! તમારી સહાયથી અમે શાશ્વતા જૈનતીર્થોને વંદના કરી તેથી અમારા હૃદયમાં સમાધિ ઉત્પન્ન થઇ છે અને તમે ભક્તિ કરવાથી પુણ્યના નિધિ થયા છો. કહ્યું છે કે—

महाय्याद् यस्य सर्वो गुरु–जनक–जनन्यादिवर्गोऽति पूज्यो,
नत्वा तीर्थानि हर्षाद्रुह सुकृतसुधास्वादतस्त्वान्तरामा ।
प्रक्षीणानन्तपाप सविध शिवसुखो जायते विष्टपेऽस्मिन्,
धन्योऽसौ पुण्यभाग बहुमिह लभते सर्वसंघस्य तस्य ॥ १ ॥

'આ જગતની અંદર જેની સહાયનાથી અત્યંત પૂજ્ય એવો ગુરૂ, જનક અને જનની આદિ વર્ગ જૈનતીર્થોને નમસ્કાર કરીને સંતોષથકી ઉપાર્જન કરેલા અત્યંત પુણ્યરૂપી અમૃતના સ્વાદથી અંતરાત્માની સમાધિ મેળવી અનંત પાપોનો નાશ કરીને નજીકમાં શિવસુખ મેળવનારો થાય છે તે ધન્ય પુરૂષ સર્વ સંઘના ઘણા પુણ્યના ભાગને મેળવે છે.'

તેવીરીતે તમારી સહાયતાથી થયેલી આ યાત્રાથી અમારો સન્યાસ નિર્મળ થયો છે, કારણકે શુદ્ધભાવથી કરેલું દેહકષ્ટ ફળને આપવાવાળું બને છે.'

**અમરશેખર અને ચંદ્રદેવનો સંલાપ**—પછી અમરશેખર મુનિરાજે ચંદ્રદેવને પૂછ્યું કે-' હે દેવ! આ તમારૂં અત્યંત પ્રભાવાળું વિમાન સૂર્યના ઉદય વખતે પ્રભાવિનાનું કેમ દેખાય છે?' દેવે જવાબ આપ્યો કે-' હે મુનિચક્રવર્તિન્! આ મારૂં વિમાન

સૂર્યના ઉદય વખતે પ્રભાથી રહિત થતું નથી પણ જેમ ક્રોધવડે પ્રશમ ભાવ (શાંતતા) હણાય છે તેમ સૂર્યના તીવ્ર પ્રકાશવડે મારા વિમાનનું શીત તેજ હણાય છે. વળી તમારા મસ્તક ઉપર શ્વેત અને શીતળ કાંતિવાળું મારું છત્ર રહેલ છે તેની પ્રભા તો સાધુના હૃદયમાં રહેલી ક્ષમાની જેમ સૂર્યના પ્રકાશથી કદી હણાતી નથી. તેથી કરીને આ મારૂં છત્ર હે વિભુ! મારા અભિયોગિકદેવો આપના મસ્તક ઉપર રાખે એટલી સર્વ વસ્તુઓને વિષે નિઃસ્પૃહ એવા આપની ભક્તિ મને પ્રાપ્ત થાઓ.' મુનિએ જવાબ આપ્યો 'હે દેવ! મુનિઓને શ્વેત છત્રવડે કરીને કાંઇ પ્રયોજન નથી, પરંતુ આ વાણીવડે હે સુરેન્દ્ર! તમે ગુરૂભક્તિ બતાવીને અત્યંત પુણ્યશાળી બન્યા છો.' ચંદ્રે કહ્યું કે-'તો પછી હે ભગવન્! આપના હવે પછીના ભવમાં આ મારૂં નિર્મળ છત્ર આપના શરીરને છાયા કરવા વાસ્તે તેમજ લોકોને કૌતુક ઉપજાવવાના હેતુથી મોકલીશ. એ પ્રમાણે કહી બન્ને મુનિઓને નમસ્કાર કરીને ચંદ્રદેવે તેમને વિમાનમાં બેસાડ્યા. પછી શ્રી અભિનંદનસ્વામી પાસે તેમને મૂકીને ચંદ્રદેવ પોતાને સ્થાને ગયા. ત્યારપછી અમરશેખરસાધુએ શેષ આયુષ્ય પૂર્ણ કરીને સમાધિપૂર્વક મૃત્યુ પ્રાપ્ત કર્યું.

**અમરશેખરનો જીવ લક્ષ્મીધરરાજા**—તે અમરશેખરનો જીવ અહિં ચમ્પાનગરીના સ્વામી મહેન્દ્રરાજાના લક્ષ્મીધર નામના પુત્રપણે ઉત્પન્ન થયેલ છે. જ્યારે મહેન્દ્રરાજા દેવલોક ગયા ત્યારે લક્ષ્મીધરને રાજ્ય પ્રાપ્ત થયું અને ચંદ્રદેવે પૂર્વે અંગીકાર કર્યું હતું તે પ્રમાણે પોતાનું છત્ર તેના મસ્તક ઉપર રાખવાને મોકલ્યું.

**વસંતસેનનું દેવપણે ઉત્પન્ન થવું અને લક્ષ્મીધરરાજાને બોધ પમાડવો**—પવિત્ર ચારિત્રમાં રક્ત એવા વસંતસેનમુનિએ ક્રમે કરીને આયુષ્ય પૂર્ણ કરી સમાધિ મરણ પ્રાપ્ત કર્યું અને સૌધર્મ દેવલોકની અંદર સુચકુન્દ નામના દેવપણે ઉત્પન્ન થયા. એકદા સુચકુન્દદેવે પોતાના જ્ઞાનથી પૂર્વભવનો ઉપયોગ

મૂકયો એટલે લક્ષ્મીધરરાજા પોતાનો પૂર્વભવનો મિત્ર છે, તેમ જાણ્યું. તેથી પૂર્વમૈત્રીના વશથકી અત્યંત મોહને ધારણ કરનો તે સુચકુન્દદેવ લક્ષ્મીધરરાજાપાસે આવીને રાત્રિને છેડે તેના મહેલની અંદર પ્રગટ થયો રાજા જેટલામાં પરમેષ્ઠિમંત્રનું સ્મરણ કરતા જાગૃત થયા એટલે તેમણે સમીપમાં રહેલા સુચકુન્દદેવને જોયો. તેથી તેને નમસ્કાર કરીને વિકસ્વર મુખવાળા રાજાએ પૂછયું કે-'કયા સ્વર્ગથી તમે અહિં આવ્યા છો ? તમે કયા દેવ છો ? અને અકસ્માત્ અહિં કેમ પ્રગટ થયા છો ? એ સંઘળું મારા ઉપર પ્રસન્ન થઇને કહો જેથી મને આનંદ થાય.' તે દેવે જવાબ આપ્યો-'પૂર્વભવને વિષે હું તમારો વસંતસેન નામનો મિત્ર હતો અત્યારે પૂર્વના મમત્વને લઈને સૌધર્મદેવલોકથી ઉતાવળે આવેલો છું.' રાજાએ કહ્યું-'હે દેવ ! વસંતસેન એવું નામ માત્ર સાંભળવાથી હું અત્યંત હર્ષયુક્ત બન્યો છું; અહો ! અત્યંત મોહથી મૂઢ બનેલો હું મારા પૂર્વભવને પણ જાણી શકતો નથી. તેમ છતાં પણ મારા ઉપર પ્રસાદ કરીને મને મારા પૂર્વભવનો વૃત્તાંત નિવેદન કરો, કારણકે તમારા જેવા ઉત્તમ દેવનું દર્શન માત્ર પણ નિષ્ફળ હોય નહિં.'

**લક્ષ્મીધરરાજા અને સુચકુન્દદેવનો સંલાપ**—લક્ષ્મીધર રાજાએ પોતાનો પૂર્વભવ પૂછયો, એટલે દેવે કહ્યું-'હે રાજન્ ! શ્રી પુંડરીકસ્વામી અષ્ટાપદપર્વતથી શ્રી શત્રુંજય પર્વતે જવા નીકળેલા છે અને તે આ નગરીની પાસે આવનાર છે. તે વખતે હે નરેન્દ્ર ! શ્રી પુંડરીકસ્વામીને પ્રણામ કરવાથી સમસ્ત પાપોની સાથે તમારૂં જ્ઞાનાવરણીય કર્મ ક્ષય થશે. જ્ઞાનાંતરાય ક્ષય થયે છતે હે રાજન્ ! તમે ગુરૂના મુખથી તમારો પોતાનો પૂર્વભવ સાંભળજો; કારણકે સુગુરૂનો ઉપદેશ પુણ્યને માટે થાય છે.' એ પ્રમાણે જ્યારે દેવે કહ્યું ત્યારે લક્ષ્મીધરરાજાએ તેને વિજ્ઞપ્તિ કરી કે-'હે સુરેન્દ્ર ! આપ કૃપા કરીને મને પુંડરીકસ્વામીનું આગમન જ્યારે થાય ત્યારે જરૂર જણાવશો.' તત્કાળ દેવ તે

પ્રમાણેની રાજાની માગણી સ્વીકારીને અંતર્ધાન થઇ ગયો અને દેવની વાણી સાંભળવાથી અત્યંત ભાવને ધારણ કરનાર લક્ષ્મીધરરાજા નિત્ય ધર્મકાર્યમાં યત્ન કરવા લાગ્યા.

**મુચકુન્દદેવની ચમ્પકતરૂ ઉપર સ્થિતિ**—ત્યારપછી પોતાના મિત્રનો ઉદ્ધાર કરવાના આશયવાળો મુચકુન્દદેવ વિચાર કરવા લાગ્યો કે-'જો હું સ્વર્ગમાં મારે સ્થાને જઇશ તો જરૂર આ અંગીકાર કરેલું કાર્ય ભૂલી જઇશ, અને પુંડરીકસ્વામી પોતાના પરિવાર સહિત અહિં ચોથે દિવસે તો આવી પહોંચશે. વાસ્તે આ નગરના વનમાં અહિં સુંદર ચંપકવૃક્ષની ઉપર તેઓ પધારે ત્યાં સુધી રહું.' એ પ્રમાણે પોતાના ચિત્તની અંદર નિશ્ચય કરીને દેવ ચંપકવૃક્ષ ઉપર રહ્યો, કારણકે મહાન્ પુરૂષો સર્વદા પરોપકારના કાર્યમાં સાવધાન હોય છે.

**લક્ષ્મીધરરાજાને જાતિસ્મરણ જ્ઞાનની ઉત્પત્તિ**—પુંડરીકસ્વામીએ એ પ્રમાણેનો લક્ષ્મીધરરાજાનો વૃત્તાંત હરિણૃગમેષિદેવના પૂછવાથી સભા તેમજ રાજાની સમક્ષ જણાવ્યો અને આગળ કહ્યુ કે-" હે હરિણૃગમેષિદેવ ! વિહાર કરતા અમે આ રસ્તે ચોથે દિવસે આવ્યા એટલે આ ચંપકવૃક્ષને નમાવવાવડે કરીને મુચકુન્દદેવે અમને પ્રણામ કર્યો અને અત્યંત આગ્રહ કરીને અમને અહિં રોક્યા. અમે અહિં રહ્યા એટલે તે દેવ લક્ષ્મીધરરાજાને પ્રેરણા કરીને અહિં લઇ આવ્યો વાસ્તે હે હરિણૃગમેષિદેવ ! આ રાજાને માથે જે ચંદ્રનું છત્ર છે તે તેમણે પૂર્વભવમાં કરેલા આચામ્લચંદ્રના તપથી પ્રમુદિત થયેલા ચંદ્રદેવે મોકલેલું છે.' એ રીતે હરિણૃગમેષિદેવે કરેલા પ્રશ્નના ઉત્તરમાં રાજાનું સમગ્ર વૃત્તાંત કહ્યું. પછી પુંડરીકસ્વામીએ રાજા તરફ દૃષ્ટિ કરીને કહ્યુ કે-' હે લક્ષ્મીધરભૂપ ! તમે તમારો એ રીતનો પૂર્વભવ વિચારો.' અત્યંત મનોહર વાણી છે જેની એવા પુંડરીકસ્વામી એ પ્રમાણે બોલીને બંધ થયા એટલે લક્ષ્મીધરરાજા સાધુની વાણીનો વિચાર કરતા કરતા અત્યંત લીન ચિત્તવાળા થઇ ગયા.

અને તેમને મૂર્છા આવી ગઈ એટલે ઇંદ્રિઓના વિષયથી રહિત બનેલા રાજાને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું. તે વખતે સુચકુન્દદેવે તુરત અત્યંત શીતોપચાર કરવાવડે રાજાને ચૈતન્યયુક્ત બનાવ્યા ત્યારપછી હરિણુગમેષિદેવ પુંડરીકસ્વામીને નમસ્કાર કરીને બોલ્યો કે-'હે ભગવન્! જે ચંદ્રે આ રાજાને છત્ર આપ્યું છે તે ચંદ્રદેવને હું શીઘ્ર બોલાવવા જાઉં છું.' એ પ્રમાણે કહીને હરિણુગમેષિદેવ સ્વધર્મી એવા તે ચંદ્રદેવને બોલાવવા ગયો, કારણ કે ધર્મમાં રક્ત એવા મહન્તો ધર્મકાર્યમાં ઉદ્યમવાળા હોય છે.

**લક્ષ્મીધરરાજાનો વૈરાગ્ય.**--હરિણુગમેષિદેવ ચંદ્રદેવને બોલાવવા ગયા પછી મૂર્છા દૂર થવાથી સચેતન થયેલા રાજા લક્ષ્મીધર પુંડરીકમુનિને નમસ્કાર કરીને સંસાર ઉપરના વૈરાગ્યથી રંગિત આત્માવાળા થવાથી બોલ્યા કે-'હે વિભુ! હે મુનિરાજ! જ્ઞાનવડે ઉજ્વળ અને પવિત્ર એવા આપના કહેલા સુંદર વાક્યોવડે મારો અજ્ઞાનરૂપી અંધકાર નાશ પામ્યો અને તેથી કરીને મેં મારો પૂર્વભવ જોયો છે તથા હું સમ્યગ દૃષ્ટિથી યુક્ત થયો છું. વળી હું કહું પણ શ્રી જૈનધર્મરૂપી શર્કરાથી યુક્ત આપનું વચનામૃત મેં પીધું તેથી સમગ્ર ઉન્મત્ત, ભાવોને તજી દઇને હું જગતના સમગ્ર ભાવો યથાસ્થિતપણે સમ્યક્ રીતે જોઉં છું. હે પ્રભુ! આપના ઉપદેશરૂપી અમૃતકુંડમાં સ્નાન કરીને મારૂં મન નિર્મળ બન્યું છે અને હવે તે મન દીક્ષા અંગીકાર કરીને આપના ચરણકમળના રજની સ્પર્શના કરવા ઉદ્યુક્ત થયેલ છે.' એ પ્રમાણે લક્ષ્મીધરરાજાની વાણી સાંભળીને અને તેના જ્ઞાનાવરણીય કર્મની શાંતિ થયેલી જાણીને પુંડરીકમુનિ બોલ્યા કે-'હે રાજન્! વિનયમાં છે ચિત્ત જેનું, એવા તમે દીક્ષા ગ્રહણ કરીને પાપનો નાશ કરો. સિદ્ધગિરિ (શત્રુંજય પર્વત) ઉપર અમે હમણા યુગાદિનાથની આજ્ઞાથી, જઇએ છીએ, અને સાથે આવતા એવા તમને પણ ત્યાં શુભ ભાવપૂર્વક કેવળજ્ઞાન પ્રાપ્ત થશે.

**શત્રુંજયગિરિનો પ્રભાવ**--શત્રુંજયગિરિ ઉપર અનંતા મહાત્માઓ મોક્ષે ગયેલા છે તેથી અત્યંત શુદ્ધ એવા તે ગિરિના ગુણોની સ્તવના કરવાને કોઇપણ સમર્થ નથી, છતાં પણ સિદ્ધાંતમા કહેલો નીચે પ્રમાણેનો તે ગિરિનો પ્રભાવ હે લક્ષ્મીધર રાજા! તમે ધ્યાન દઇને સાંભળો.–'શત્રુંજયગિરિ પ્રત્યે જાઉં' એટલી ચિંતવના કરવાથી એક ઉપવાસનું ફળ થાય છે પૂજાના ઉપકરણ તૈયાર કરવાના કથનથી બે ઉપવાસનું ફળ થાય છે. મન વચન અને કાય ની શુદ્ધિપૂર્વક માર્ગે ચાલવાથી ત્રણ ઉપવાસનું ફળ થાય છે. સિદ્ધગિરિ જતાં રસ્તામાં આવતા જિનબિંબોને વંદના કરવાથી ચાર ઉપવાસનું ફળ થાય છે બ્રહ્મચર્યવ્રતને ધારણ કરી એક વખત ભોજન કરવાથી પાંચ ઉપવાસનું ફળ થાય છે. એક ચિત્તથી વિવિધ પ્રકારની ભાવનામય થવાથી પંદર દિવસના ઉપવાસનું ફળ થાય છે. પર્વતના દર્શન પૂજન કરવામા હર્ષના વશથી એક માસના ઉપવાસનું ફળ થાય છે. ગિરિની તળાટીમા ભાવસહિત એક રાત્રિજાગરણ કરવાથી છ માસના ઉપવાસનું ફળ મળે છે. જે માણસ પૂર્ણિમા, અષ્ટમી અને ચતુર્દશીના દિવસોએ શત્રુંજય પર્વતે જઇને વંદન કરે છે તે બને પક્ષના ઉપવાસનું ફળ મેળવે છે અને પરિત્તસંસારી (અલ્પ ભવવાળો) બને છે. શત્રુંજયગિરિ ઉપર જે માણસ જિનેશ્વરના બિંબોની સ્થાપના અને પૂજા કરે છે તે માણસને દારિદ્ર, દૌર્ભાગ્ય, કુમરણ, દાસત્વ, જન્મ-મરણ અને રોગો થતા નથી. જે માણસ સ્થાનમા અથવા વિદેશમાં રહ્યો થકો પણ પ્રથમરસથી યુક્ત બનીને તે શત્રુંજયપર્વતને નમસ્કાર કરે છે તે માણસ ગિરિને દેખવાથી અથવા તો નહિ દેખવાથી પણ યાત્રાદિકનું ફળ મેળવે છે."

**પુંડરીકસ્વામીનો લક્ષ્મીધરરાજાને દીક્ષા લેવા ઉપદેશ અને ચંદ્રદેવનું આગમન**-- એ રીતે પુંડરીકસ્વામીએ શત્રુંજયગિરિના પ્રભાવનું વર્ણન કરીને લક્ષ્મીધરરાજાને કહ્યું કે-

'હે રાજન્! સંસારના વાસનો ત્યાગ કરીને તમે મોક્ષને આપવાવાળી દીક્ષા ગ્રહણ કરો, પોતાના હૃદયને તત્ત્વમાં સ્થાપન કરો, અને દુર્ગતિના દ્વારને બંધ કરો.' એ પ્રમાણે કહીને પુંડરીકસ્વામી મૌન થયા એટલામાં હરિણગમેષિદેવ ચંદ્રદેવને સાથે લઇને તેમની પાસે આવ્યો. શ્રી પુંડરીકમુનિને નમસ્કાર કરીને બહુ ભક્તિવંત થયેલો ચંદ્રદેવ બોલ્યો- 'હે પ્રભુ! મેં આજે આપના ચરણકમળને નમસ્કાર કર્યો તેથી હું મારૂં અહોભાગ્ય સમજું છું. કહ્યું છે કે-

हृदा तदा नन्चुरिते सुमार्गे, पुण्यद्रुमैः पम्फुलित तदाऽऽढ्यैः ।
भवेत् तदाऽऽमासदितैव मुक्ति-र्यदा मुदा ननमितः सुसाधुः ॥ १ ॥

'જે વખતે સુસાધુને હર્ષવડે નમસ્કાર કરાયો તે વખતે હૃદયથી સુમાર્ગે ગમન કરાયું છે, શ્રેષ્ઠ એવા પુણ્યનવૃક્ષવડે તે વખતે ફળિત થવાયું છે, અને તે વખતે મુક્તિની પ્રાપ્તિ થઇ ગઈ છે એમ સમજવું.'

તેવી રીતે હે પ્રભુ! આપને વંદન કરવાના ફળની પ્રાપ્તિથી આજે મારા ભાગ્યનો ઉદય થયો છે, આજે મારા સમગ્ર ગુણોનો સમૂહ વિકસ્વર થયો છે, અને આજે મારો દેહ ગર્વથી મુક્ત બન્યો છે.'

**લક્ષ્મીધરરાજાનું દીક્ષા ગ્રહણ**--એ પ્રમાણે વાત થઇ રહ્યા પછી અવસર પામીને લક્ષ્મીધરરાજા બોલ્યા કે--'હે પ્રભુ! સમગ્ર રાજ્યની વ્યવસ્થા કરીને હું દીક્ષા લેવા વાસ્તે પાછો આપની પાસે આવું છું તો આપ કૃપા કરી તેટલો અહિં વિલંબ કરશો.' એ પ્રમાણે કહીને જેની અંતરવૃત્તિ સ્થિર છે એવા રાજા ચમ્પાપુરીમાં ગયા અને આ રાજાના વ્રતગ્રહણ નિમિત્તના ઉત્સવને કરવાની ઇચ્છાવાળા મુચકુન્દ અને ચંદ્રદેવ પણ તેમની સાથે નગરમાં ગયા. લક્ષ્મીધરરાજાએ પોતાના પુત્ર સહસ્રમલ્લને પોતાના રાજ્ય ઉપર બેસાડી અભિષેક કર્યો અને પોતે પછી દીક્ષાગ્રહણનું સ્નાન કરવા મંડપની અંદર પવિત્ર સુવર્ણપીઠિકા ઉપર બેઠા. એંશી લાખ મોટાવયવાળા મંડળિક રાજાઓ પોતાના પુત્રોને

રાજાઓ સાંભળીને વૈરાગ્યવંત થયા થકા લક્ષ્મીધરરાજા સાથે દીક્ષા લેવાને તૈયાર થયા. પછી સર્વ રાજાઓએ રાજ્ય પુત્રોને સોંપીને સ્નાન કરવા આવ્યા. પોતાના દેવ અને દેવીઓથી યુક્ત એવા મુચકુન્દ અને ચન્દ્રદેવે લક્ષ્મીધરરાજાનો અને આવેલા સમગ્ર મંડળિક રાજાઓનો ક્ષીરસમુદ્રના જળથી વિધિપૂર્વક અભિષેક કર્યો. પછી રાજા લક્ષ્મીધર સુંદર આભૂષણો અને દિવ્ય વસ્ત્રો ધારણ કરીને હસ્તિ ઉપર આરૂઢ થઈ મનોહર અશ્વો ઉપર આરૂઢ થયેલા અન્ય સર્વ રાજાઓની સાથે વ્રત લેવા વાસ્તે ચાલ્યા. રસ્તામાં મુચકુન્દ અને ચંદ્ર એ બે દેવોએ ઘણા દિવ્ય રૂપો કરીને નાટકો કર્યાં તે વખતે પુંડરીકસ્વામી જ્યાં રહેલા છે ત્યાં ભક્તિયુક્ત મનવાળા હરિણૈગમેષિદેવે સુંદર અને વિસ્તારવાળો મંડપ કર્યો અને તે મંડપના મધ્યભાગમાં ઋષભદેવ પ્રભુની ચાર સુવર્ણની મૂર્તિઓ સ્થાપી. તે મંડપમાં પૂર્વદિશાએ એક સિંહાસન રચ્યું અને સુગન્ધચૂર્ણથી પૂર્ણ એક થાળ મૂકી દીધો. શ્રી પુંડરીકસ્વામી તે સિંહાસન ઉપર બીરાજમાન થયા એટલામાં એંશી લાખ મંડળિક રાજાઓની સાથે લક્ષ્મીધરરાજા મંડપની પાસે આવ્યા અને ચંદ્રદેવને કહ્યું કે-' હે દેવેન્દ્ર! મસ્તક ઉપર રહેલું છત્ર હવે નમે થઈ જાઓ' રાજાએ પછી હસ્તિ ઉપરથી નીચે ઉતરી માંડળીકરાજાઓની સાથે પુંડરીકમુનિને નમસ્કાર કરીને વિજ્ઞપ્તિ કરી કે-' હે ભગવન્! અમને દીક્ષા આપો.' જે વખતે શ્રેષ્ઠ દેવીઓ યુગાદિનાથનું નામ લેવાપૂર્વક ગીતો ગાવા લાગી તે વખતે મુનિએ સમસ્ત રાજાઓને મંત્રો ભણવાપૂર્વક વિધિ સહિત જૈનદીક્ષા આપી

**પુંડરીકસ્વામીની દેશના**—લક્ષ્મીધર રાજમુનિ હૃષ્ટ ચિત્તવાળા થઈ પાસે બેઠા અને સમગ્ર સભાજનો યોગ્ય સ્થાને બેસી ગયા એટલે પુંડરીકસ્વામીએ ધર્મથી વાસિત કરવાવાળી ધર્મદેશના આપી કે-' સારભૂત પુણ્યના સમૂહથી પ્રેરાયેલા હે સત્વશાળી લક્ષ્મીધર! જિનેંદ્રની દીક્ષા નામની પુત્રીને તમે આલિંગિત થયા છો તેથી તમારૂં સમગ્ર ગોત્ર પ્રશંસાપાત્ર થયું

છે, તમારી માતા ધન્ય થઇ છે, તમારી બુદ્ધિ પવિત્ર થઈ છે અને તમારા સમસ્ત પાપનો ક્ષય થયો છે.

**પ્રવ્રજ્યાનું મહાત્મ્ય**—પ્રવ્રજ્યાનું જે માણસ દ્રવ્ય-સ્તવવડે આરાધન કરે તો ઉત્કૃષ્ટથી બારમા અચ્યુત દેવલોકસુધી જાય અને ભાવસ્તવથી જો આરાધન કરે તો એક અંતમુહૂર્તમાત્ર કાળમાં અક્ષયપદ પામે. સમાધિમય થયેલો માત્ર એક દિવસનો દીક્ષિત મનુષ્ય મોક્ષને પામે અને કદી મોક્ષ પ્રાપ્ત ન થાય તો અવશ્ય વૈમાનિકદેવ થાય. જે માણુસ એક વખત ભોગવેલા સંસારના ભોગોને સંતુષ્ટ થઇને ક્રોધવાન થયેલા સર્પની જેમ ( સર્પ જેને એકવાર ડસ્યો હોય તેની સામું ફરી દૃષ્ટિ કરતો નથી ) છોડી દે છે તેને વિશેષ પ્રકારે ધન્ય છે અને જે વળી લઘુવયમાંજ સંસારના ભોગોથી વિરક્ત થઇ પ્રવ્રજ્યા ગ્રહણ કરે તેનું તો કહેવુંજ શું ?'

**ચંદ્રદેવની પુંડરીકસ્વામી પ્રત્યે ભક્તિ**--એ પ્રમાણે કહીને પુંડરીકસ્વામી મૌન થયા એટલે ચંદ્રદેવે તેમને પ્રણામ કરીને કહ્યું કે-' હે પ્રભો ! આ મારૂં છત્ર આપના મસ્તક ઉપર રાખીને હું રસ્તામાં તાપને દૂર કરૂં.' મુનિએ જવાબ આપ્યો ' હે ચંદ્રદેવ ! અમારે છત્રનું કશું પ્રયોજન નથી, કારણકે સમતાથી વિશિષ્ટ એવા મુનિઓને છાયા અથવા આતપ સુખ દુઃખના કારણભૂત થતા નથી.' એ પ્રમાણે કહીને વિવેકવિજ્ઞ પુંડરીક-સ્વામીએ અત્યંત ભક્તિથી ચંદ્રદેવવડે મસ્તક ઉપર રખાતા છત્રનો નિષેધ કર્યો.

**પુંડરીકસ્વામીનો અન્ય દેશમાં વિહાર**—પછી આવેલા એવા સમગ્ર ભવિક દેવ તથા મનુષ્યોને પુંડરીકસ્વામીએ જ્ઞાન-જળના સિંચનથી પ્રગટેલી મતિરૂપી લતાના બોધરૂપી સુગંધથી યુક્ત વાક્યરૂપી પુષ્પોવડે વાસિત કરીને અન્યત્ર દેશે ગમન કરવાની ઇચ્છાવાળા તેમણે ભૂમિ જોઇને સિંહાસન ઉપરથી જમણો ચરણ નીચે મૂક્યો. અત્યંત બોધ આપવાને સમર્થ

એવા ગણાધીશને શીઘ્ર વિહાર કરવાને ઉદ્યુક્ત મનવાળા જાણીને શ્રી શત્રુંજયગિરિની યાત્રા કરવાની ઉત્કંઠાવાળા વિનયગુણના કર્પૂરકળશ સમાન સમસ્ત શિષ્યો તેમની સાથે વિહાર કરવામાં આદરવાળા થયા.

**પાંચમો સર્ગ સંપૂર્ણ**—શ્રી રત્નપ્રભસૂરિરૂપી સૂર્યના કિરણોથી રાત્રિરૂપી દોષોનો ત્યાગ કરીને જાડ્યબુદ્ધિવાળા હોવા છતા પણ પ્રતિદિવસ તેમની કૃપાવડે અદ્ભુત બુદ્ધિથી જે યુક્ત થયા તે શ્રી કમલપ્રભસૂરિએ રચેલા શ્રી શત્રુંજયના દીપકતુલ્ય પુંડરીકસ્વામીના ચરિત્રનો ૫ ચમો સર્ગ સંપૂર્ણ થયો.

॥ इति श्रीरत्नप्रभसूरिशिष्याचार्य–श्रीकमलप्रभविरचिते
पुण्डरीकचरित्रे श्रीसीमंधरप्रतिबोधवर्णनो
नाम पञ्चमः सर्ग ॥





# સર્ગ છઠ્ઠો.

## ભાવ મહિમા ઉપર વિજયસેનરાજાનું ચરિત્ર.

અને

## દેવદ્રવ્ય ભક્ષણ ઉપર ગુણારામશ્રાનનું ચરિત્ર.

**પુંડરીકસ્વામીનું ગજપુર નગરે જવું**—પ્રમોદયુક્ત મહર્ષિઓની સાથે અને દેવોની સાથે જીવોનું હિત કરવામાં પરાયણ એવા પુંડરીકમુનિએ પૃથ્વી ઉપર વિહાર કર્યો અને આગમોક્ત વિધિ પ્રમાણે ચાલતા ચલતાં ક્રમે કરીને ગજપુર નગરે આવ્યા.

**ગજપુર નગરના રાજા સોમયશા**—તે વખતે તે ગજપુર નગરના રાજા ( બાહુબલિના પુત્ર ) સોમયશા પોતાના સૈન્યથી સહિત રાજમાર્ગે ફરતા હતા. તે રાજા આકાશમાં રહેલા પાંચ લાખ દેવ વિમાનોથી યુકત પુંડરીકમુનિને આવતા જાણીને વિચાર કરવા લાગ્યા કે-'અહો ! આજે મારા સમસ્ત પાપો ક્ષીણ થઇ ગયા અને આજનો દિવસ મારો મહાન્ ઉદયને માટે થયો.' કહ્યું છે કે-

पद्मिन्यो राजहंसाश्च, जीमूताः सुतपस्विनः ।
य देशमनुगच्छन्ति, स देशः श्रियमश्नुते ॥ १ ॥

'સ્ત્રીઓ, રાજહંસો, મેઘો અને સુંદર તપને કરવાવાળા મુનિઓ જે દેશમાં જાય છે, તે દેશ ધનાઢ્ય થાય છે.'

**સોમયશારાજાનું વિજયસેનરાજા તથા ગુણરામ શ્રાનની સાથે પુંડરીકસ્વામીને વંદન કરવા જવું**—'ભરતચક્રવર્તીના પુત્ર અને આદીશ્વરભગવાનના મુખ્ય ગણધર પુંડરીકસ્વામી જે સિદ્ધગિરિ પ્રત્યે જાય છે તેમને હું નમસ્કાર કરૂં.' એ પ્રમાણે સોમયશારાજાએ હૃદયના ઉલ્લાસપૂર્વક નિશ્ચય કર્યો અને ઉત્સુકતા સહિત પોતાના સત્યસાર પ્રતિહારને કહ્યું

કે-' હે પ્રતિહાર! મારા વિજયસેન નામના મંડળિક રાજાને તેના ગુણારામ નામના શ્વાન (કુતરા) ની સાથે શીઘ્ર બોલાવી લાવ.' રાજાના આદેશને પ્રમાણ કરીને સત્યસાર પ્રતિહાર પણ તુરત ગયો અને વિજયસેનરાજાને સ્વામીનો આદેશ જાહેર કર્યો. તેથી તે પણ પોતાના શ્વાનની સાથે તુરત આવ્યો અને સોમયશારાજાને નમસ્કાર કર્યો. તે વખતે સોમયશારાજાએ વિજયસેનને કહ્યું કે-' હે ભાઇ! ચાલો આપણે જલદી જઇએ અને પુંડરીકમુનિને આ શ્વાનનું સ્વરૂપ પૂછીએ ' એ પ્રમાણે કહીને સોમવશારાજા પોતાના સમગ્ર સૈન્યની સાથે ચાલ્યા અને શ્રીમાન્ પુંડરીકમુનિની પાસે જઇને નમસ્કાર કર્યો. તે વખતે ઘુઘરીઓના સુંદર બારીક અવાજથી યુક્ત છે કંઠ જેનો અને શબ્દ કરતા નુપૂરથી અલંકૃત છે ચરણ જેના એવા ગુણારામ નામના શ્વાને પણ મુનિને નમસ્કાર કર્યો. એ કુતરાને નિર્યંચજાતિ હોવા છતાં અત્યંત વિનયવંત જોઇને સર્વ દેવો અને સાધુઓ હૃદયમાં ચમત્કાર પામ્યા. ખરેખર વિનયનો મહિમા આશ્ચર્યકારી છે કહ્યું છે કે-

> नीर निर्मलशीतलं कटुतरं स्यादेव निम्बादिषु,
> दुग्धं सर्पमुखादिषु, स्थितमहो जायेत तीव्र विषम् ।
> दुश्शीलादिषु संगतं श्रुतमपि प्राप्नोत्यकीर्तिं परा,
> धन्योऽयं विनयः कुपात्रमपि य सभूषयेन्नित्यशः ॥ १ ॥

' લીંબડામાં નાંખેલું નિર્મળ અને શીતળ એવું જળ અત્યંત કટુ (કડવુ) બને છે, સર્પના મુખમાં ગયેલું દુધ તીવ્ર વિષને ઉત્પન્ન કરવાવાળું થાય છે અને દુઃશીળ પુરૂષોમા રહેલું શ્રુતજ્ઞાન અત્યંત અપકીર્તિ કરાવનારૂ થાય છે. માત્ર વિનય એકજ ધન્યવાદને પાત્ર છે; કારણકે તે કુપાત્રને પણ સર્વદા શોભાવે છે. વળી કહ્યું છે કે-

> विणओ आवहइ सिरिं, लहइ विणीओ जसं च कित्तिं च ।
> न कयाइ दुव्विणीओ, सकज्जसिद्धिं समाणेइ ॥ १ ॥

'વિનય હોય છે ત્યાં લક્ષ્મી આવે છે, વિનીત મનુષ્ય યશ અને કીર્તિ મેળવે છે, અને દુર્વિનીત મનુષ્ય કોઈ દિવસ પોતાના કાર્યની સિદ્ધિ કરી શકતો નથી.

**સોમયશારાજાની પુંડરીકસ્વામીને વિજ્ઞપ્તિ**—ત્યારપછી સોમયશારાજાએ મુનિને નમીને અંજળિ જોડી વિજ્ઞપ્તિ કરી કે-'હે સુગુરૂ! મહાન્ મંદેહને દૂર કરવા અને મને હર્ષ ઉપજાવવા માટે આપ અહિં રહો. રોકી ન શકાય એવા મુનિએ પણ રાજાનો ભક્તિપૂર્વક આગ્રહ જોઇને અને જ્ઞાનવડે કાંઇક ભાવી શુભફળ જાણીને થોડો વખત ત્યાં રહેવાનું ઉચિત ધાર્યું. મુનિના મનનો આશય જાણીને ભક્તિથી ભરેલું છે મન જેનું એવા હરિણગમેષિદેવે ત્યાં સિંહાસનથીયુક્ત રત્નશાળા બનાવી દીધી. પછી પ્રસન્ન ચિત્તવાળા પુંડરીકસ્વામીએ સોમયશા રાજાને કહ્યું કે—' હે રાજન્ ! તમારા મનમાં જે સંશય હોય તે નિવેદન કરો એટલે તે દૂર કરૂં.' એ રીતનું મુનિરાજનું વચન સાંભળીને સોમયશારાજાએ કુતરાના વૃત્તાતથી વાકેફ એવા વિજયસેન રાજાને સંકેત કર્યો કે-' તમે કુતરાના વૃત્તાંતને કહીને તે સંબંધી સંશય દૂર કરવા મુનિને વિજ્ઞપ્તિ કરો.' એ પ્રમાણે સોમયશા રાજાની આજ્ઞા મેળવીને વિજયસેનરાજા પુંડરીક મુનિને નમસ્કાર કરીને બોલ્યા કે-'હે પ્રભુ ! પ્રથમ ગુણાગમ નામના કુતરાનું સ્વરૂપ હું કહું તે સાંભળો.'—

**ગુણારામ કુતરાનું વૃત્તાંત**–'એકદા શ્રી સોમયશા રાજાની સેવાને માટે હું તેમની પાસે જવા નીકળ્યો. રસ્તામાં મેં આ કુતરાને જોયો અને તેને જોઇને મારૂં મન તેના ઉપર અત્યંત મોહમય થયું. તેથી મમત્વવડે કરીને મેં તે કુતરાને સાથે લઇ ઘરે આણ્યો અને સારભૂત ભોજન કરાવ્યું તથા આભૂષણોથી તેને અલંકૃત કર્યો. વધારે તો શું કહું પણ હે વિભો ! આ શ્વાન વિના હું એકલો ક્ષણવાર પણ રહી શકતો નથી અને તે દિવસથી આરંભીને હું આ કુતરાની સાથેજ રહું છું અને જ્યાં જાઉં છું ત્યાં સાથે લઇ જઉં છું. એક અવસરે જ્યારે હું યુગાદિદેવના પ્રાસાદે ગયો

ત્યારે હે સ્વામિન્ ! આ કુતરો પણ મારી સાથે આવ્યો હતો. જેટલો વખત મેં ગર્ભગૃહ (ગભારા)ની અંદર આદિદેવનું પૂજન કર્યું તેટલો વખત તે કુતરો હર્ષપૂર્વક બહાર રહ્યો. ત્યારપછી તેણે મારી સાથે પૌષધશાળાની અંદર જઇને ગુરૂને વિધિપૂર્વક નમસ્કાર કર્યો. એ રીતના તેના વિનયથી તુષ્ટમાન થયેલ મેં હર્ષના આવેશથી તેનું નામ ગુણારામ પાડ્યું. વધારે શું કહું ? પણ આ કુતરો સર્વ ધર્મકાર્યના મર્મોને જાણે છે અને તિર્યંગ્ યોનિમાં રહ્યા છતાં પણ જ્ઞાની છે તેથી તે સંબંધમાં મારા હૃદયમાં ઘણોજ વિસ્મય છે. વાસ્તે હે પ્રભુ ! મને આ કુતરા ઉપર સ્નેહનું કારણ શું છે? અને કુતરાની જાતી હોવા છતાં તે જ્ઞાની કેવી રીતે થયો છે? તે કારણ કહીને મને સંદેહરૂપી અંભોધિ (સમુદ્ર)થી તારો.'

**પુંડરીકસ્વામીની દેશના**—એ પ્રમાણે વિજયસેનના સુંદર આશયવાળા પ્રશ્નને સાંભળીને શ્રી પુંડરીકપ્રભુ બોલ્યા કે-'હે વિજયસેન રાજન્ ! તમે તમારા મનનો સંશય પૂછ્યો તે સુકૃત કર્યું છે, કારણકે ગુરૂના મેળાપનો લાભ પણ તેજ છે. હે રાજન્ ! જીવ કુજાતિ અથવા સુજાતિ, જ્ઞાન અથવા અજ્ઞાન અને સુખ અથવા દુઃખ પૂર્વભવના સંચિત કર્મોવડેજ પ્રાપ્ત કરે છે.'

**વિજયસેન અને ગુણારામ શ્વાનનો પૂર્વભવ**-એ પ્રમાણે કહીને પુંડરીકસ્વામીએ કહ્યું કે-'હે વિજયસેનરાજા ! સર્વ સંદેહ અને સંમોહને દૂર કરવામાં કારણભૂત એવું તમારૂં અને આ કુતરાનું પૂર્વભવનું વૃત્તાંત હું કહું તે સાંભળો—

**કાંચનપુરનગરમાં ભીમસિંહરાજા અને પદ્મારાણી**-જંબૂદ્વીપ નામના દ્વીપની અંદર મહાવિદેહક્ષેત્રના મધ્યભાગમાં કાંચનપુર નામની સ્વર્ગપુરી સમાન પુરી છે. તેમાં ઉત્કટ શત્રુરૂપી હસ્તિને વિદારણ કરવામાં ભયંકર સિંહસમાન ભીમસિંહ નામનો રાજા હતો. તેને વિકસ્વર મુખવડે અને અચળ ચરિત્રોવડે પદ્મા (લક્ષ્મી)ને જીતી લેય તેવી પદ્મા નામની સ્ત્રી હતી

**ભુવનભાનુકુમારનો જન્મ**—એકદા પદ્મારાણી પલ્યંકમાં સુતી હતી તે વખતે તેણીએ રાત્રિના શેષભાગમાં સ્વપ્નની અંદર પૃથ્વીને પ્રકાશિત કરવાવાળો, તેજસ્વી કિરણોથી યુક્ત સૂર્ય જોયો.' તે સ્વપ્નને જોઇને રાણી શીઘ્ર જાગી અને સ્વપ્નને મનમાં ધારણ કરીને રાજા પાસે ગઇ. તેણીએ રાજાને સ્વપ્ન કહી સંભળાવ્યું એટલે રાજાએ કહ્યું કે-'હે દેવી! આવા સ્વપ્નથી તમોને અત્યંત ભાગ્યશાળી અને અદ્‌ભુત તેજથી યુક્ત એવો પુત્ર પ્રાપ્ત થશે.' એ રીતે રાજાએ કહેલું સ્વપ્નનું ફળ સાંભળીને પ્રમોદના આવાસતુલ્ય રાણી પોતાને સ્થાને ગઇ. હર્ષપૂર્વક દિવસોને નિર્ગમન કરતી મહાસતી એવી તે રાણીએ પૂર્ણ સમયે મહાન્ તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. સ્વપ્નને અનુસારે તે પુત્રનું નામ રાજાએ ભુવનભાનુ પાડ્યું. જેવી રીતે સુવાક્ય બોલનારમાં સ્નેહ વધતો જાય, સંતોષી માણસની અંદર સુખ વધતું જાય અને સુંદર આચારવાળાની અંદર તેજ વધતું જાય તેવી રીતે તે પુત્ર વધવા લાગ્યો.

**ભુવનભાનુનો વિદ્યાભ્યાસ**— પછી ભીમસિંહરાજાએ પોતાના પુત્ર ભુવનભાનુને જ્ઞાનાનંદ નામના પંડિત પાસે વિદ્યાભ્યાસ કરવા રાખ્યો. ક્રમે કરીને કુમારે સાહિત્યમાં કુશળપણું, લક્ષણશાસ્ત્રની અંદર વિચક્ષણપણું, ગાયનકળાની અંદર રસિકતા અને નૃત્યકળાની અંદર ઉદ્યમીપણું પ્રાપ્ત કર્યું. અન્યદા રાજાએ કુમારને શૃંગારરસના પૂર્ણ કળશસમાન અને કળારૂપી કોકિલોને વસવાને સુંદર ઉદ્યાનસમાન જાણીને જ્ઞાનાનંદ પંડિતને કહ્યું કે-'હે કલાચાર્ય! આ પુત્રને તમે સમગ્ર કળામાં પ્રવીણ કર્યો છે. તેને હવે શીઘ્ર યુદ્ધકળામાં કુશળ બનાવો. કહ્યું છે કે-

विनयो हि विनेयानां, त्रपा स्त्रीणां शमो मुनेः ।
युद्धं क्षत्रियपुत्राणां, विभूषणमसत्तम ॥ १ ॥

'શિષ્યોને વિનય, સ્ત્રીઓને લજ્જા, મુનિને શમ, અને ક્ષત્રિયપુત્રને યુદ્ધ-એ તેમને અનુપમ અલંકાર છે.'

એ પ્રમાણે રાજાએ કળાગુરૂ જ્ઞાનાનંદને કહીને તથા તેને વસ્ત્ર અલંકારદ્રવ્ય દાન આપીને વિદાય કર્યો.

**ભુવનભાનુને શસ્ત્રકળાનો અભ્યાસ**—રાજાના કહેવાને ધ્યાનમાં રાખીને જ્ઞાનાનંદ ગુરૂએ ભુવનભાનુને યુદ્ધકળામાં પ્રવીણ બનાવવા માંડ્યો. ક્રમે કરીને ધૈર્યવાન્ કુમાર શબ્દવેધી, સૂક્ષ્મવેધી, શીઘ્ર બાણ સાંધવાની કળાવાળો થયો અને ધનુર્વિદ્યામાં સંપૂર્ણ કળા મેળવી.

**ભુવનભાનુનો રાધાવેધનો અભ્યાસ**—એકદા ભુવનભાનુકુમારે કળાચાર્યને કહ્યું કે-'હે ગુરો! આપની કૃપાથી સાદિયુદ્ધ (ઘોડા ઉપર આરોહણ કરી લડવાની કળા) આદિ યુદ્ધકળાઓ મને પ્રાપ્ત થઇ છે, પણ મને રાધાવેધ સાધવાનું જ્ઞાન મેળવવાનો મહાન્ ઉત્સાહ છે.' તે સાંભળી કળાચાર્ય જ્ઞાનાનંદ પાંચસો ક્ષત્રિયપુત્રોની સાથે ભુવનભાનુને લઈને પુરની બહાર ગયા. સર્વે ક્ષત્રિયપુત્રોને એક શ્રેણિમાં ઉભા રાખીને કળાગુરૂ બોલ્યા 'હે રાજકુમારો! તમે સર્વે હું કહું તે સાંભળો-સમીપમાં મનોહર આંબાના વૃક્ષની ડાબી બાજુની શાખા ઉપર રહેલા ચાષપક્ષીને હે રાજપુત્રો! તમે જુઓ. તેજ પક્ષીની ડાબી ચક્ષુને ધ્યાનમાં રાખીને તેનું નિશ્ચળ લક્ષ બાંધો.' એ પ્રમાણે કળાગુરૂએ કહ્યું એટલે સર્વે રાજપુત્રો બોલ્યા કે-'આપની આજ્ઞાનુસાર અમે કર્યું છે.' ત્યારપછી ગુરૂએ પૂછ્યું કે-'હે રાજપુત્રો! તમે આંબાનું વૃક્ષ, શાખા, ચાષપક્ષી અને તેની ચક્ષુ તે સર્વેને જુઓ છો?' એટલે તેમણે જવાબ આપ્યો કે-'હે સ્વામિન્! આપે કહ્યું તે સઘળું અમે આપના પ્રભાવથી દેખીએ છીએ.' ત્યારપછી કળાગુરૂએ ભુવનભાનુકુમારને પૂછ્યું કે-'હે કુમાર! તું શું જુવે છે?' કુમારે જવાબ આપ્યો કે-'હું ફક્ત ચાષપક્ષીની ડાબી ચક્ષુજ જોઉં છું. તે સિવાય બીજું કશું જોતો નથી.' તે સાંભળીને જ્ઞાનાનંદ ગુરૂએ ભુવનભાનુની પીઠ થાબડી અને કહ્યું કે-'હે કુમાર! તમને રાધાવેધનો વિધિ સિદ્ધ થઇ ગયો છે.

કારણકે વૃક્ષાદિ અન્ય આલંબનોવડે કરીને તમારૂં મન જરાપણ સ્ખલના પામ્યું નહિ, તેથી બુદ્ધિશાળી એવા તમને રાધાવેધની કળા પ્રાપ્ત થઇ ગઇ. કહ્યુ છે કે–

धर्मे दया दानविधौ च धैर्यं, सृष्टे जलं लोभभरस्तपापे ।
शास्त्रेषु मूलं भुवि मातृका सा–देकाग्रतैवाऽखिलकार्यसिद्धेः ॥ १ ॥

'આ જગતની અંદર ધર્મનું મૂળ દયા છે, દાનનું મૂળ ધૈર્ય છે, સૃષ્ટિનું મૂળ જળ છે, પાપનું મૂળ લોભ છે, શાસ્ત્રનું મૂળ કકો (અક્ષરો) છે અને સમગ્ર કાર્યની સિદ્ધિ કરવાનું મૂળ એકાગ્રતા છે.'

કળાગુરૂ બોલ્યા કે–' તેથી કરીને હે ક્ષત્રિયો ! આ ભવમાં અને પરભવમાં મનની સ્થિરતાપૂર્વક એકાગ્રતા વાંછિત ફળ આપવાવાળી છે.'

**ભુવનભાનુનું સમગ્રકળામાં કુશળપણું**—ત્યારપછી જ્ઞાનાનંદગુરૂ સર્વે ક્ષત્રિયપુત્રોને સાથે લઈને ભીમસિંહરાજાની સભામાં ગયા ત્યાં રાજાએ કળાગુરૂને આસન આપવા પૂર્વક સન્માન કરીને પૂછયું કે–' મારો પુત્ર યુદ્ધને વિષે કુશળ થયો? તે સાંભળી આનંદિત થયેલા જ્ઞાનાનંદગુરૂએ જવાબ આપ્યો કે 'હે રાજન્! તમારો પુત્ર વિનયવડે કરીને યુદ્ધની સર્વકળામાં કુશળ થયેલ છે વધારે શું કહું પણ પ્રસન્ન દેહ છે જેનો એવો તમારો પુત્ર લાવણ્ય અને પુણ્યની પ્રકર્ષતાવડે સમગ્ર કળામાં પારંગત અને ગુણના સમૂહરૂપ મણિઓનો નિધિ થયેલ છે.'

**જ્ઞાનાનંદગુરૂનો સત્કાર**—ત્યારપછી રાજાએ જ્ઞાનાનંદ કળાગુરૂને પૂછયું કે–'તમને અત્યંત આનંદ ઉપજાવનારૂં એવું હું આજે શું દાન આપું ? કહ્યું છે કે–

जन्मप्रदात्रे शरणप्रदात्रे, कलाप्रदानेऽतिधनं वितीर्य ।
नरोऽनृणयन्नुपयाति हास्यं, तुपानु प्रदायेव गृहीतरत्नः ॥ १ ॥

'જે માણસ જન્મ દેનારને, શરણ દેનારને અને કળા આપનારને ઘણું ધન આપીને તેનો ઋણ રહિત બનવા ઇચ્છે

છે તે માણસ રત્નોને ગ્રહણ કરીને તેનાં બદલામાં કોતરા આપનારની જેમ હાસ્યને પામે છે.' તેમ છતાં પણ–

> कृतोपकाराय नराय सर्वे, स्वसानुमानेन सदोपकार्यम् ।
> सम्प्रीणतः किं जगतो सुधाभि-र्न मुच्यतेऽमेशशिनो दृशोऽन्तः ॥ १ ॥

'જે માણસે ઉપકાર કર્યો હોય તેના પર સર્વદા પોતાની શક્તિ અનુસારે ઉપકાર કરવો, કારણ કે અમૃતવડે જગતને આનંદ પમાડતા ચંદ્રની સમીપ શું લોકો પોતાની સ્નેહવાળી દૃષ્ટિ નથી મૂકતા? અર્થાત્ મૂકે છે.'

'તેથી કરીને હે શ્રેષ્ઠ પંડિત! મારા હૃદયને આનંદ ઉપજાવનાર અને મારા પુત્રને શાસ્ત્રવિશારદ બનાવનાર એવા તમને તમારું મનવાંછિત શું આપું તે કહો' તે સાંભળી પ્રમોદયુક્ત બનેલા કળાગુરૂએ જરા હસીને કહ્યું કે–'હે ભૂમીશ! આપે મારું સન્માન કર્યું તેથી મને આપની પાસેથી મનવાંછિત મળી ચૂક્યું છે તેથી તમારી પાસેથી કાંઇ માગવાનું નથી પણ સદ્‌ગુણના પાત્રરૂપ મારા છાત્ર ભુવનભાનુ પાસે હવે ઇચ્છિત એવું કાંઇક માગીશ.'

**ભુવનભાનુની કળાગુરૂપ્રત્યે ભક્તિ**—એ પ્રમાણે ગુરૂનું વાક્ય સાંભળીને હર્ષથી પ્રફુલ્લિત છે મુખકમળ જેનું એવો રાજપુત્ર ભુવનભાનુ ગુરૂને નમસ્કાર કરીને અંજળિ જોડી ભક્તિ પૂર્વક બોલ્યો કે—'હે પૂજ્ય! સ્વર્ણ અને રત્નોથી પ્રાપ્ત ન થઇ શકે તેવી કળાઓને પ્રાપ્ત કરાવનાર આપને આ જગતમા મનુષ્ય કયું દાન આપી શકે? અર્થાત્ એવી કોઇ આપવાયોગ્ય વસ્તુ નથી કે જે આપીને તમારો બદલો વાળી શકાય. તેમ છતાં પણ મારો જન્મ કૃતાર્થ કરવાવાળું કાંઇક પણ આપને અભિષ્ટ હોય તે માગો.' તે સાંભળીને કળાચાર્યે કહ્યું કે–'હે રાજસુનો! હું કહું તે તમે સાંભળો.'—

**જ્ઞાનાનંદ ગુરૂએ દીધેલી ભુવનભાનુને શિક્ષા**—

કળાચાર્યે ભુવનભાનુને કહ્યું કે—'પ્રથમ કળાઓની અંદર

નિપુણતા તમે પુણ્યથી પ્રાપ્ત કરી છે. હવે પંડિત એવા તમારે સર્વદા પુણ્યકાર્ય કરવાવાળા થવું. કહ્યું છે કે—

चन्दन हि घनसारपरागात्, स्यात् सुगन्धकलितं लशुनान्न।
इत्यमत्र सुकृतादभिनन्द्या, पापतो न तु कला विमलाऽपि ॥ १ ॥

'ચંદન ઘનસારના પરાગથી સુગંધી બને છે પણ લસુનથી બનતું નથી, તેવી રીતે આ જગતની અંદર સુંદર કળાઓ પણ પુણ્યકાર્ય કરવાથી પ્રશંસનીય બને છે પણ પાપઆચાર કરવાથી બનતી નથી.' વળી કહ્યું છે કે—

य. कलालिकलितः सकलोऽपि स्यात् कलङ्ककलुषः किल चित्ते।
तस्य शीतलरुचेरपि तेजो हीयते हि शशिवद् भुवने ही ॥ १ ॥

'માણસ સમસ્ત કળાઓથી પૂર્ણ હોય છતાં જો ચિત્તની અંદર કલંકથી યુક્ત હોય તો શીતળ કાંતિવાળા એવા તેનું તેજ આ જગતની અંદર ચંદ્રની જેમ ન્યૂનતાને પામે છે.'

'વાસ્તે ધર્મિષ્ઠ માતાપિતા તથા પોતાના ગુરૂ એવા મને સ્મરણમાં રાખીને પોતાની કીર્તિને ઇચ્છતા એવા તમારે ધર્મકાર્યની અંદર ઉદ્યમ કરવો. તમારે મન વચન અને કાયાની શુદ્ધિથી સર્વજ્ઞ દેવની પૂજા કરવી અને પરોપકાર કરવામાં તથા પુણ્ય ઉપાર્જન કરવામાં હમેશાં પ્રવૃત્તિ કરવી. હે ધીમાન્! તમારી પાસે મારે એટલુંજ માગવાનું છે તે સિવાય બીજું કશું મારે માગવા યોગ્ય નથી. કારણકે એ રીતે વર્તવાથી તમારી તેમજ મારી પણ આ પૃથ્વીમાં કીર્તિ થશે.' એ રીતનું કળાગુરૂનું પવિત્ર વચન સાંભળીને ભુવનભાનુએ નમસ્કાર કરવાપૂર્વક જવાબ આપ્યો કે- 'હે સુગુરો! આપે કહેલું હું અવશ્ય કરીશ.'

કળાગુરૂનું વિસર્જન—ત્યારપછી ગુરૂનું ગૌરવ કરવામાં કુશળ અને પ્રસન્ન એવા રાજાએ તે જ્ઞાનાનંદકળાગુરૂને ઉચિત એવું દાન આપ્યું. અને એ પ્રમાણે સત્કાર કરાયેલા ગુરૂ પોતાને આવાસે ગયા.

ભુવનભાનુને દિવ્ય પત્રિકાનું પ્રાપ્ત થવું--એકદા સ્નાન કરીને અને પવિત્ર વસ્ત્રને ધારણ કરીને ભુવનભાનુકુમાર દેવગૃહમાં જિનેશ્વરની પૂજા કરવા વાસ્તે ગયા, ને વખતે પોતાના હાથે પ્રભુના નિર્માલ્યને ઉતારતાં જિનેન્દ્રની મૂર્તિના હસ્તમાં રહેલી એક દિવ્ય પત્રિકા તેણે જોઇ. સ્વર્ણ અક્ષરોવાળા એ શ્લોક છે જેમા એવી તે પત્રિકાને લઇને વિસ્મયતાથી વાસિત છે મન જેનું એવા કુમારે નીચે પ્રમાણે વાંચી–

योऽत्र दुःख-सुखपूरगतोऽपि स्वीयसत्त्वतरणीं न विमुञ्चेत्।
गर्व-दैन्यजलधिद्वयमध्ये नो पतेत् स गतपातकभारः ॥ १ ॥

'આ લોકની અંદર સુખ અથવા દુઃખના પૂરમાં આવી પડ્યાં છતાં જે મનુષ્ય પોતાની સત્ત્વરૂપી નૌકાને ત્યાગ કરતો નથી તે મનુષ્ય પાતકના ભારને નાશ કરતો સતો ગર્વ અને દીનતારૂપી બે સમુદ્રમાં પડતો નથી.' વળી–

पूर्वकर्मवशतः सुखिनः स्युर्दुःखिनश्च भुवने भविनोऽमी।
धीरधीभिरिति तत्त्वमवेत्य सत्त्वमेव सततं करणीयम् ॥ १ ॥

'આ સંસારની અંદર જીવો પૂર્વકર્મના વશથકી સુખી અથવા દુઃખી થાય છે વાસ્તે ધીરપુરૂષોએ એ પ્રકારના તત્ત્વને સમજીને સર્વદા સત્ત્વનો આદર કરવો.'

એ પ્રમાણે તે દિવ્ય પત્રિકાને વારંવાર વાંચી વાંચીને કુમારે પોતાના ચિત્તને પ્રમોદરૂપી ક્ષીરસાગરમાં સ્નાન કરાવ્યું ત્યારપછી શ્રી વીતરાગની પૂજા કરીને તે રાજપુત્રે બંને કાવ્યોનુ સ્મરણ કરવાપૂર્વક તે દિવસ નિર્ગમન કર્યો કુમારે સાયંકાળે પણ જિનેશ્વરનું પૂજન કર્યું અને રાત્રિ થઇ એટલે શરીરના સુખને વાસ્તે શય્યામાં સુતા અને નીદ્રાવશ થયા.

ભુવનભાનુનું વિરૂપા નારીને દેખવું–ત્યારપછી અત્યંત સત્ત્વવાન્ કુમાર જેટલામા જાગ્યા તેટલામાં તેણે સમીપમાં રહેલી એક વિરૂપ અંગવાળી સ્ત્રીને દેખી. તે સ્ત્રીને વાંકી નાસીકાવાળી, રૌદ્ર ચક્ષુવાળી, ભીષણ ઉદરવાળી. દીર્ઘ ઓષ્ઠવાળી, અને લાંબા

દાંતવાળી જોઇને કુમાર અત્યંત વિસ્મય પામ્યા. તે સ્ત્રીએ ઘોર અને ઘર્ઘર અવાજથી કુમારને પૂછ્યું કે–' હેં સખે ! હજુ રાત્રિનો ભાગ બાકી છે છતાં કેમ જાગો છો ? ' કુમારે જવાબ આપ્યો કે 'નિદ્રા આવતી નથી. વળી વિશેષે કરીને તને જોવા થકી નિદ્રા આવતી નથી. પરંતુ હે મુગ્ધે ! તું કોણ છે? અને શા કારણથી અહિં આવી છે? તે મને કહે.'

**અલક્ષ્મીનું સ્વરૂપ**—કુમારનું એ પ્રમાણેનું વાક્ય સાંભળીને તે સ્ત્રી હાસ્ય સહિત બોલી કે–' હે રાજપુત્ર ! હું અલક્ષ્મી નામની દેવી છું અને લક્ષ્મીદેવીની વૈરિણી છું. આ સંસારની અંદર જીવોને પુણ્ય અથવા પાપનો બંધ થાય છે. તે બંધને છેદવાને વાસ્તે વિધાતાએ લક્ષ્મી અને અલક્ષ્મીને ઉત્પન્ન કર્યા છે. વળી હું તે લક્ષ્મીદેવીથી અધિક છું. કારણકે જે મનુષ્યો લક્ષ્મીના સંગથી પાપ ઉપાર્જન કરે છે તે મનુષ્યને તેના પાપનું પ્રક્ષાલન કરવા વાસ્તે કૃપાથી યુક્ત બનીને હું સેવું છું.'

**ભુવનભાનુ કુમારના દેહમાં અલક્ષ્મીદેવીનું અવતરણ**-એ પ્રમાણે કહીને તે અલક્ષ્મી ફરીથી બોલી કે–' હે કુમાર ! હમણાં તો હું તમારા શરીરમાં ઉતરવા વાસ્તે આવેલી છું. જો તમે કહેતા હો તો હમણા ચાલી જાઉં અને ફરીથી તમારી વૃદ્ધાવસ્થામાં આવું?' એટલું કહીને અલક્ષ્મી વીરામ પામી એટલે સત્ત્વવાન કુમારે તેણીને કહ્યું કે–' હે દેવી ! હમણાંજ મારા શરીરની અંદર તું ઉતર.' કુમાર એ પ્રમાણે બોલ્યા એટલે તુરત દૃઢ આવેશવાળી તેણી છાયાવત્ કુમારના શરીરમાં પેઠી.

**ભુવનભાનુકુમારની અલક્ષ્મીથી યુક્ત અવસ્થામાં ભાવના**—કુમાર અલક્ષ્મીથી યુક્ત થયા એટલે વિચાર કરવા લાગ્યા કે–' વેદનીયકર્મના ઉદયથી અલક્ષ્મીએ મારો આશ્રય કરેલો છે. અલક્ષ્મીથી યુક્ત અવસ્થા ભોગવવાં માટે હવે હું દેશાંતર જાઉં, કારણ કે મંદ ભાગ્યવડે કરીને મારું કુટુંબ, દુઃખ ન પામો. કહ્યું છે કે–

बन्धुभिः सह सुखं परिभोग्यं, नैव दुःखमिति सज्जनमार्गः।
स्याग्निशि ग्रहपतिर्ग्रहयुक्तो, नाऽर्कतेजसि न रुद्रजटासु ॥१॥

'સજ્જનમાર્ગ એવો છે કે–સુખી અવસ્થામાં સંબંધીઓની સાથે સુખ ભોગવવું પણ દુઃખ આવે ત્યારે તે એકલા ભોગવવું, કારણકે રાત્રિના અંદર જ્યારે ચંદ્ર તેજયુક્ત હોય છે ત્યારે ગ્રહોની સાથે રહે છે પણ સૂર્યના તેજમાં જ્યારે પોતે નિસ્તેજ થાય છે ત્યારે અને શંકરની જટામાં પણ એકલોજ રહે છે.'

એ પ્રમાણે વિચારીને ધૈર્યવાન્ એવા ભુવનભાનુકુમાર પોતાની સાથે જિનેંદ્રની મૂર્તિ લઇને સત્ત્વવડે ત્વરાથી પોતાના નગરની બહાર નીકળી ગયા.

**રાક્ષસીનો મેળાપ**—ભુવનભાનુકુમાર ચાલ્યા જાય છે ત્યાં રસ્તામાં તેણે વિશાળ વૃક્ષોની શ્રેણિથી શોભિત, જળથી સંપૂર્ણ, સમુદ્રતુલ્ય એક સરોવર જોયું. ત્યાં આગળ જિનેશ્વરની મૂર્તિને સ્થાપન કરી અને નિષ્પાપ એવા કુમારે સ્વચ્છ થઇને તેમની પૂજા અર્ચા કર્યા પછી જળ ગાળીને પીધું. જળનું પાન કરી તૃપ્ત થયેલા કુમાર જેટલામાં ત્યાંથી પાછા ફરે છે એટલામાં ત્યાં આગળ ભીષણ નેત્રોવાળી એક રાક્ષસી પ્રગટ થઈ. રૌદ્ર શબ્દને કરતી તે રાક્ષસીએ કુમારને કહ્યું કે–'હે કુમાર! જલદી મારી સાથે યુદ્ધ કરો અથવા મારી પાસે તમારૂં શસ્ત્ર છોડી દો. એ પ્રમાણેનું રાક્ષસીનું વાક્ય સાભળીને સાહસિક એવા કુમાર લડવા ઉઠે છે તેટલામાં તેના હસ્તથકી ખડ્ગને ખેંચી લઇને રાક્ષસી આકાશમાં ચાલી ગઇ. કુમારે પોતાના હસ્તને શસ્ત્ર રહિત જોઇને વિચાર્યું કે–' અહો! અલક્ષ્મીદેવીએ આ તેનો પ્રભાવ દેખાડયો છે. લક્ષ્મીના વાસતુલ્ય ખડ્ગ મારા હસ્તમાંથી ગયું તો તેવા બાહ્યભાવથી સર્યું પણ મારૂં સત્વ ન જાઓ.' એ પ્રમાણે ધૈર્યતાથી નિશ્ચય કરીને અદ્ભુત પ્રભાવવાળા કુમાર પૃથ્વી જોવાને વાસ્તે લીલાપૂર્વક ત્યાંથી આગળ ચાલ્યા.

**શ્યામ અંગવાળા પુરૂષનો મેળાપ**--ત્યારપછી ઘણી ભૂમિ ભમવાથી અત્યંત શ્રમિત થયેલ ભુવનભાનુકુમાર વસંતપુર નગરની પાસે આવેલા વડલાના વૃક્ષ તળે બેઠા. ચળાયમાન પત્રવાળા તે વૃક્ષની નીચે છાયામાં કુમાર નિશ્ચિંત થઇને જેટલામાં બેઠા તેટલામાં તે નગરની અંદર પ્રબળ વહ્નિ પ્રગટ્યો. તે વખતે ઉડતા એવા અગ્નિના કણિઆથી આકાશ તારામય થઇ ગયું અને ત્રુટતી એવી જ્વાળાની શ્રેણિઓથી આકાશ સેંકડો સૂર્યવાળું દેખાવા લાગ્યું. એ વખતે કોઇ સ્થૂળ શરીરવાળો અને અત્યંત શ્યામ અંગવાળો માણસ નગરમાંથી આવ્યો અને આતુરતાપૂર્વક કુમાર પ્રત્યે બોલ્યો કે-'હે ભાઇ! તમારી આકૃતિથી તમે કોઇ સત્ પુરૂષ છો એમ મને લાગે છે તો આપ મારી આ પાંચસો સોના-મહોરની પોટકી પાસે રાખો.' કુમાર બોલ્યા—'હે ભદ્ર! અર્થ (દ્રવ્ય) અનર્થને દેવાવાળો છે અને હાલમાં દૈવ વિપરીત હોવાથી મને તો વિશેષે કરીને ભયવાળો થશે' તે પુરૂષે ફરીથી કહ્યું-'હે વિશ્વબન્ધો ! આ મારી પાસે દ્રવ્ય છે તેથી હું બંધાઇ રહેલો છું અને જો હું પાછો આવતાં સુધી તમે તેને સાચવો તો અગ્નિથી મારા કુટુંબની હું રક્ષા કરૂં.' દાક્ષિણ્યતારૂપી અમૃતના સમુદ્ર-તુલ્ય કુમારે હૃદયમાં દયા લાવીને સોનામહોરની પોટકી પોતાના હાથમાં લીધી એટલે તે પુરૂષ પોતાના કુટુંબીઓને બચાવવા નગરમાં ગયો.

**કાગડાએ કરેલું સોનામહોરની પોટકીનું હરણ**--તે પુરૂષ નગરમાં ગયા પછી ભુવનભાનુકુમાર જ્યાં બેઠા હતા ત્યાં આગળ ક્રૂર શબ્દને કરતો એક કાગડો અત્યંત વેગથી વિરસ સ્વર કરવા લાગ્યો. આ બનાવ જોઇને કુમાર વિચારવા લાગ્યા કે-' આ કાગડો વિરસ શબ્દ કરે છે તેથી હજુ પણ મને કાંઇ વિશેષ કષ્ટ થવાનું છે કે શું ?' એ રીતે ગૂઢ વિચારથી ગમગીન ચિત્તવાળા કુમારે કાગડાને ઉડાડવા વાસ્તે તે સોનામહોરની પોટકી ફેંકી. તેજ વખતે સ્મૃતિમાન્ થયેલ કુમાર ઉઠીને તે સોનામહોરની

પોટકી શોધવા લાગ્યા, પણ જેવી રીતે પાપિષ્ઠ પુરૂષને સમ્યકત્વની પ્રાપ્તિ થાય નહિ તેવી રીતે તેને તે મળી નહિ. તે સોનામહોરની પોટકી હાથ નહિ આવવાથી રાજકુમારે વિચાર્યું કે–'કાગડાના શબ્દથી સૂચવાયેલું આ નવું કષ્ટ ઉત્પન્ન થયું.' કુમાર એ પ્રમાણે ચિંતવે છે એટલામાં તે શ્યામ પુરૂષ નગરમાંથી પાછો આવ્યો અને હર્ષથી વાચાળપણે બોલવા લાગ્યો કે–'હે દેવ! તમારી સહાયતાથી મેં મારૂં સમગ્ર કુટુંબ અને ઘર અગ્નિથી બચાવ્યું છે, તેથી કરીને સર્વ ઉપકારને કરવાવાળા તમે લાંબો કાળ વિજય પામો; હવે મને મારી થાપણ તરીકે આપેલી સોનામહોરની પોટકી પાછી આપો.'

**ભુવનભાનુકુમારની ચિંતા—** એ પ્રમાણે સ્પષ્ટ રીતે સોનામહોરની પોટકીની માગણી કરતા તે પુરૂષને જોઈને ભુવન ભાનુકુમાર ચિંતાથી વ્યગ્ર બન્યા અને વિચારવા લાગ્યા કે–'હું બોલવામાં કુશળ છું, છતાં પણ આ પુરૂષને મારે શું કહેવું તે મને કાંઇ સુઝતું નથી કાગડાની સન્મુખ સોનામહોરની પોટકી ફેંકી અને કાગડો તેને ઉપાડી ગયો એવું મારૂં બોલવું વિશ્વાસ રાખવા યોગ્ય કેમ બને? જો કે તે અસંભાવ્ય દેખાય છે છતાં પણ હું તો સત્ય હકીકત કહીશ સત્ય વચનને બોલતા અને ધર્મના માર્ગ પર રહેતા એવા મને સુખ અથવા દુઃખ જે થવાનું હોય તે થાઓ' એ રીતે ચિત્તવડે નિશ્ચય કરીને ખેદથી યુક્ત એવા કુમારે સોનામહોરની પોટકીનો વૃત્તાંત જેવી રીતે બન્યો હતો તેવી રીતે કહી દીધો. કુમારનું કહેવું સાંભળીને ક્રોધથી યુક્ત થયેલા તે પુરૂષે કઠોર શબ્દો કહ્યા કે–'રે! રે! તાગવડે પણ થાપણ ઓળવવાનું કાર્ય કરાયું? જ્યારે તારા જેવો માણસ મારા જેવાનું દ્રવ્ય લઇ જશે તો પછી આ જગતની અંદર કોણ કોનો વિશ્વાસ કરી શકશે? હવે હું તો જાઉં છું પણ તું મારી સોનામહોરો આવતાં ભવમાં દેજે' એટલું કહીને કોપથી વ્યાકુળ બનેલો તે પુરૂષ ચાલવા લાગ્યો.

**ઋણ રહિત થવાની ભુવનભાનુકુમારની ભાવના-** જતા એવા તે પુરૂષને રોકીને રાજપુત્ર ગભરાટપૂર્વક બોલ્યા કે-'પ્રમાદથી મૂઢ બનેલા મેં તારી સોનામહોરો ગુમાવી છે તેમ છતાં પણ કોઇ પણ રીતે હે ભાઇ! તું મને ઋણ રહિત કર. કારણકે ઋણરૂપી દોરડીથી બંધાયેલા જીવને અન્યભવમાં સદ્ગતિ થતી નથી. કહ્યું છે કે-

धर्मिणे ऽपि कृतिने ऽपि कदाऽपि स्याद् ऋण किंनापि कस्याचदेव ।
तस्य तत्र सकलेऽपि तु दत्ते संभवन्ति हि सुखानि परत्र ॥ १.॥

'ધર્મી અથવા પંડિત મનુષ્યને પણ જો કોઇનું કાંઇપણ ઋણ (દેવુ) હોય તો તે ઋણ સમગ્રપણે ચૂકવ્યા પછીજ પરલોકમાં તેને સુખની પ્રાપ્તિ સંભવે છે.'

કેટલાક મનુષ્યો પોતાની કળાવડે ધનને ઉપાર્જન કરીને મેઘની જેમ બીજા જીવોના ઉપર ઉપકાર કરે છે અને કેટલાક તો છળવડે બીજાના ધનનું પોતાના ઉદરને માટે વડવાગ્નિની જેમ હરણ કરે છે. વળી સજ્જન પુરૂષોને મોક્ષ મેળવવાની અભિલાષા હોય છે, એવી અભિલાષા પુણ્યથી પ્રાપ્ત થાય છે, પુણ્ય સુમતિથી પ્રાપ્ત થાય છે, સુમતિ સદ્ગુરૂના જોગથી પ્રાપ્ત થાય છે, અને સદ્ગુરૂનો જોગ જયારે સ્વતંત્રપણું હોય ત્યારે પ્રાપ્ત થાય છે. આવું સ્વતંત્રપણું ઋણયકી પરભવમાં ગયેલા જીવોને પ્રાપ્ત થતું નથી. તેથી કોઇનું ઋણ ન રહે એવું સજ્જનો ઇચ્છે છે. તેથી મહાભાગ્યે દેવાવાળા એવા તમારા ઋણમાંથી હમણાં આ દેહવડેજ હું સેવક થઇને પણ છુટવા ઇચ્છું છું.' કુમારનું એવું બોલવું સાંભળીને તે પુરૂષ બોલ્યો-'હે ક્ષત્રિયોમાં અધમ! તું મારો સેવક કદી થાય, તો પણ મારી પાસે તને દેવા યોગ્ય મારા ઘરમાં ભોજન પણ નથી. ફરીથી કુમાર બોલ્યા-'હે ભાઇ! હું તમારા સોનામહોરના ઋણથી મુક્ત થવા ઇચ્છું છું તો પછી હું તમારૂં ભોજન કેમ કરૂં? માટે હું તમારૂં ભોજન કરીશ નહિ,

પણ તમારૂં સમગ્ર કામ સાત પ્રહરસુધી કરીને દિવસના છેલ્લા પ્રહરે વનમાં જઇને હું ફળો ખાઇ નિર્વાહ કરીશ.'

**ભુવનભાનુકુમારનું ચંડાળના કિંકરપણે રહેવું**— ભુવનભાનુ કુમારે જ્યારે એ પ્રમાણે કહ્યું ત્યારે તે પુરૂષે પૂછ્યું- "શું તું મારૂં સમગ્ર કામ કરીશ?' કુમારે જવાબ આપ્યો-'હે ભાઇ! તું કોણ છે? અને તારે શું શું કામ કરવાનું છે? તે કહે.' તે પુરૂષે ગર્વ સહિત બોલ્યો-' આ જગતની અંદર સર્વે ચંડાળોના સ્વામી એવા મને ચંડમુંડના નામથી કોણ ઓળખતું નથી? અર્થાત્ હું ચંડમુંડ નામનો સર્વ ચંડાળોનો સ્વામી છું, અને તારે સ્મશાનની અંદર રહીને મૃતક મનુષ્યોના વસ્ત્રો ગ્રહણ કરવા. આ કામ તારે પાંચ માસસુધી કરવું જેથી તું મારા દેવામાંથી છુટો થઇ શકીશ.' એ રીતનું ચંડાળનું કહેવું સાંભળીને કુમારે વિચાર્યું કે-'અરે! મારે ચંડાળને ઘરે કિંકર તરીકે રહેવાનું ભાવી હશે! પાપનું ફળ શોચનિય હોય છે. આ દેહવડે ગમે તેવા પ્રકારનું કાર્ય કરીને જો દેહધારી ઋણ રહિત બને તો તે ધૂલિની વૃષ્ટિવડે જાગૃત થયેલો સિંહ જેમ નાશી જાય તેની જેમ મહાન લાભ થયો ગણાય.' એ રીતે સુંદર આશયવાળા કુમારે વિચારી ચંડાળને કહ્યું કે-'હે ભાઇ! હું તમારો કિંકર થયો છું.'

**કુમારનું જિનેશ્વરની મૂર્તિને વૃક્ષની કોટરમાં મકવું**—એ પ્રમાણે ભુવનભાનુકુમારે કિંકરપણું સ્વીકારીને ચંડાળને પૂછ્યું કે-'જો આપ કહો તો આ મારા જિનેશ્વરદેવની મૂર્તિ કોઇ પવિત્ર સ્થાને મૂકીને તુરત પાછો આવું.' ચંડાળે જવાબ આપ્યો 'રે! શું તારે પણ દેવ છે? પરદ્રવ્ય હરણ કરીને અધમ બનેલા તારે શું પવિત્ર થવાનું? અથવા તું જા અને કોઇ ઠેકાણે તારી મૂર્તિને રાખીને સ્મશાનમાં વહેલો આવ.' એ રીતનો ચંડાળનો આદેશ મેળવીને રાજપુત્ર ઉતાવળે ચાલ્યા. આગળ જતાં તેણે ઘણી શાખાવાળું એક વડલાનું વૃક્ષ જોયું. તેના

એક કોટરમાં જળકાન્તમણિની જિનમૂર્તિ સુવર્ણના દાબડામાં રાખીને મૂકી. તે વખતે અત્યંત ભાવનાથી ભરપૂર કુમાર મોટા મોટા અશ્રુ મૂકતા શ્રી વીતરાગદેવને ઉદ્દેશીને બોલ્યા કે–'પૂર્વ ભવના પાતકવડે હું દુર્દશાને પ્રાપ્ત થયેલો છું, તેથી હે પ્રભુ ! શરીરવડે તમારાથી મને છુટા પડવાનો વખત આવ્યો છે, પણ મનથી તો હુ કદી પણ તમારાથી છુટો પડું તેમ નથી.' એ પ્રમાણે કુમારે બોલીને શ્રી વીતરાગની મૂર્તિ કોટરમા મૂકી. એ વામાં 'રે કર્મકૃત! એ પ્રમાણેના સંબોધનપૂર્વક સ્મશાનભૂમિમા રહેલો ચંડાળ રાજસુતને બોલાવવા લાગ્યો–'રે ! જલ્દી કેમ આવ્યો નહિ' કુમાર બોલ્યા–'હે સ્વામિન્! આપને જે કામ મારી પાસેથી લેવાનું હોય તે ફરમાવો.' તે સાંભળી ચંડાળ અત્યંત ગર્વથી બોલ્યો કે–'તારે મૃતકોના વસ્ત્રો લેવા વાસ્તે રાત્રે અહિં સ્મશાનમા રહેવું અને ચિતાની અંદર નહિ બળેલા કાષ્ઠને પણ સર્વ ઠેકાણેથી લાવીને ભેગા કરવા' એ પ્રમાણેનો ચંડાળનો હુકમ મેળવીને રાજકુમાર મનની અંદર સર્વજ્ઞદેવનું અત્યંત સ્મરણ કરતા સ્મશાનમા રહ્યા.

**એક યોગીનું આગમન**—ચંડાળની આજ્ઞાનુસાર કામ કરવા રહેલા કુમારની પાસે તે અવસરમા 'મારી રક્ષા કરો,' એ પ્રમાણે બોલતો કમ્પિત શરીરવાળો કોઇ એક યોગી આવ્યો. કુમાર તેને જોઇને બોલ્યા–'હે યોગી! ભય ન રાખો, અને તમારે ભયનું કારણ શુ છે ? તે મને કહો' કુમારની વાણી સાંભળીને યોગીએ સ્ખલના પામતા શબ્દોમાં જવાબ આપ્યો કે–'મેં મંત્રની સિદ્ધિને માટે છ માસ પર્યંત દુષ્કર એવો તપ કર્યો, પરંતુ છેવટે એકદા મેં બ્રહ્મચર્યવ્રત ખંડિત કર્યું. તેમ છતાં પણ મંત્રની સિદ્ધિને વાસ્તે સત્ત્વ ધારણ કરીને હું અહિં આવ્યો અને અગ્નિમા આહુતિ આપવા માંડી એટલે તેમાંથી એક રાક્ષસ પ્રગટ થયો. ખંડિત કર્યું છે બ્રહ્મચર્ય જેણે એવા મેં તે રાક્ષસને ત્રાસ પમાડવા વાસ્તે ગુરૂએ કહેલાં

સમર્થ એવા ઘણા મંત્રો સંભાર્યો પણ તે સઘળાં નિષ્ફળ થયા. કહ્યું છે કે—

मन्त्र-तन्त्र-वरयन्त्रसमूहा, औषधानि च यतः सुतपांसि ।
वाञ्छितानि ददतेऽत्र परत्र, ब्रह्म तद् विजयतां व्रतराजः ॥१॥

'જે બ્રહ્મચર્યવ્રતથી મંત્રો, તંત્રો, શ્રેષ્ઠ યન્ત્રો, ઔષધો અને સુંદર તપો આભવ અને પરભવમાં વાંછિત ફળ દેવાવાળા થાય છે, તે સર્વ વ્રતોમાં શિરોમણિ એવું બ્રહ્મચર્યવ્રત વિજય પામો.' વળી કહ્યું છે કે—

कीर्तयंत. स्फूर्तिमियर्ति विश्वे, यतः शुचि स्यादिह देहमेतत् ।
यतश्च मोक्ष स भवेत् परत्र, तद् ब्रह्म जीयादखिलव्रतेन्द्रः॥ २ ॥

'જેનાથી આ જગતની અંદર કીર્તિ વિસ્તાર પામે છે અને જેનાથી આ દેહ પવિત્ર થાય છે તથા જેનાથી પરભવમાં મોક્ષ મળે છે, તે સઘળાં વ્રતોમાં શ્રેષ્ઠ એવું બ્રહ્મચર્યવ્રત જયવંતુ વર્તો.'

**ભુવનભાનુકુમારે કરેલી યોગીની રક્ષા.**—વળી યોગીએ કહ્યું કે—'હે કુમાર! તે પ્રગટ થયેલો રાક્ષસ મારી એક ભુજાને ખાઇ ગયો છે અને તેનાથી ભય પામેલો હું મારી રક્ષા માટે નાસીને તમારે શરણે આવેલો છું.' યોગીનો વૃત્તાંત સાંભળીને કુમારે કહ્યું—'હે યોગિન્! તમે શરીર ઉપર ધારણ કરેલી કંથા મને આપો જેથી હું તમારૂં રૂપ ધારણ કરી રાક્ષસને સંતુષ્ટ કરૂં.' યોગી બોલ્યો—'હે ભાઇ! તમારૂં આવું સુંદર શરીર તેને કેમ આપશો? કારણકે આ શરીરથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સાધી શકાય છે.' કુમાર બોલ્યા—'હે યોગિન્! અન્યના રક્ષણ માટે પોતાના પ્રાણો અર્પણ કરવાથી ધર્મ અર્થ કામ અને મોક્ષ સર્વે સંપૂર્ણપણે સધાઇ જાય છે. વળી શ્વાસથી નીકળતી મોટી જ્વાળાવડે મેં તે રાક્ષસને આવતો દીઠો છે અને હે યોગીન્દ્ર! તમે જુઓ કે તે આવે છે, માટે પ્રસાદ કરીને જલદી તમારી કંથા મને આપી તમે નાસી જાઓ, એટલે વગરો વેર

ધારણ કરીને તે રાક્ષસને હું સંતુષ્ટ કરૂં.' યોગી બોલ્યો-' હે ભાઇ ! મારે એકજ હસ્ત છે અને બીજો હસ્ત તો રાક્ષસ ખાઇ ગયો છે તેથી હું મારા શરીર ઉપર રહેલી કંથા ઉતારવાને પણ સમર્થ નથી.' તે સાંભળી કુમારે તે યોગીના શરીર ઉપરથી પોતાને હાથે કંથા ઉતારીને પોતે ધારણ કરી લીધી એટલે તે યોગી નાસી ગયો. યોગીની એક ભૂજા રાક્ષસથી ખવાઈ ગયેલી જોઇ એટલે ભુવનભાનુકુમારને હૃદયમાં ચિંતા ઉત્પન્ન થઇ કે-' અહહ ! એક હસ્તથી હીન એવા બીચારા આ યોગીની શી દશા થશે?' એટલામાં વીકાળ દષ્ટિવાળો રાક્ષસ કુમાર પાસે આવી પહોંચ્યો અને દુષ્ટતાથી અધરને ડશતો સ્પષ્ટ રીતે બોલ્યો કે-' રે ! રે ! યોગીંન્દ્ર ! મારા દાંતમાંથી ચણાના કણની જેમ વેગથી નીકળી જઇને નાસી ગયેલો પાપી એવો તું શું જીવતો રહેવાનો છે ?'

**રાક્ષસથી ભક્ષણ કરાતા ભુવનભાનુની ભાવના—** એ પ્રમાણે કહીને તુરત રાક્ષસે અત્યંત ક્રોધથી તીક્ષણ દાઢાઓ વડે રાજપુત્ર ભુવનભાનુના શરીરનું ભક્ષણ કરવા માંડ્યું. પોતાના શરીરને રાક્ષસથી ભક્ષણ કરાતું જોઇને સત્વવાન્ કુમાર હર્ષથી વિચારવા લાગ્યા કે-'ખરેખર આજ મારો દેહ કૃતાર્થ થયો, કારણકે મેં પૂર્વે વિવિધ પ્રકારના પાપકાર્યો કરીને જે ઘણું દુઃખ પામવા યોગ્ય કર્મ ઉપાર્જન કર્યું છે તે સઘળું કર્મ જો આ એક શરીરના ક્ષયથી નાશ પામતું હોય તો મને શું બાકી છે ? વળી રે શરીર ! તારા નાથરૂપ આત્માએ તને વિવિધ પ્રકારના ભોગો કરાવ્યા છે તે આત્માને પોતાનો વ્યય કરીને દુરિતરૂપી શત્રુથી તું આજે મૂકાવે છે તેથી તું આજે કૃતજ્ઞમાં અગ્રેસર બન્યું છે.' એ પ્રમાણે ધર્મવડે વ્યાપ્ત છે મન જેનું એવા કુમારને રાક્ષસથી ભક્ષણ થતા પોતાના શરીર સંબંધી જરા પણ દુઃખ થયું નહી. વળી રાક્ષસ બોલ્યો-'હે યોગિન્ ! બ્રહ્મચર્યવ્રતનું ખંડન કરીને મંત્ર સાધનારા એવા તને આ દંડ યોગ્ય છે કે નહી?'

કુમારે જવાબ આપ્યો–'તમે આ દંડ યોગ્યજ આપ્યો છે. વળી મારા સાથળમાં હજુ પણ માંસ રહેલું છે તે તમે ભક્ષણ કરો.'

**રાક્ષસની વિસ્મયતા**—ભુવનભાનુકુમારે બાકી રહેલું સાથળનું માંસ ખાવાને કહ્યું તે સાંભળી રાક્ષસ જો કે નિષ્ઠુર હતો તો પણ તેના રોમાંચ સાત્વિક એવા તે કુમારને જાણે જોવાને હોય તેમ ખડા થઇ ગયા. રાક્ષસે વિસ્મયતાથી વિચાર કર્યો કે–'નક્કી આ તે યોગી નથી, કારણ કે વ્રતમાં જે ચલિત ચિત્તવાળો હોય છે તે દુઃખને સહન કરવામાં કદી સમર્થ હોતો નથી.' એ પ્રમાણે નિશ્ચય કરીને રાક્ષસ ઉભો થયો અને કુમારનું મુખકમળ પોતાના હસ્તવડે ઉંચું કરીને જોવા લાગ્યો. હૃદયરૂપી ચકોરને પૂર્ણચંદ્ર તુલ્ય અને લોચનરૂપી ભ્રમરોને શ્રેષ્ઠ કમળ સરખું કુમારનું મુખ જોઇને દુઃખવડે અશ્રુથી યુક્ત થઇ છે ચક્ષુઓ જેની એવો રાક્ષસ બોલ્યો કે–'હા ! હા ! જગતની અંદર કલ્પવૃક્ષ સમાન અને સત્વરૂપી અમૃતના કુંડ સમાન આ નરોત્તમનું મેં મહાન્ અહિત કર્યું.'

**રાક્ષસે પ્રસન્ન થઇને ભુવનભાનુને જીવિત દીધું**—પછી તે રાક્ષસ ખેદ કરવા લાગ્યો કે–'જેણે યોગીનું રક્ષણ કરીને પોતાના દેહનું અર્પણ કર્યું તે પરોપકારી પુરૂષને હું કેમ મારી શકું?' એ પ્રમાણે વિચારી રાક્ષસે મૂર્છા પામેલા સુકુમાર કુમારને શરીરે વ્રણ રૂઝાવવાની ઔષધિનું વિલેપન કર્યું. વ્રણના રૂઝાવાથી ચેતનાવાળા થયેલા ભુવનભાનુકુમાર 'મારા દેહનું ભક્ષણ કર' એમ ફરીથી બોલતા ઉભા થયા. કુમારના વાક્યથી અત્યંત તુષ્ટમાન થયેલો રાક્ષસ સર્વ જીવો ઉપર હિત કરવાવાળા અને સત્વથી યુક્ત કુમારને નમીને તથા સ્તવના કરીને અદૃશ્ય થઇ ગયો.

**ભુવનભાનુકુમારનું સ્મશાનમાં કાષ્ઠ ગ્રહણ**—પછી ભુવનભાનુ કુમાર પાછા આવ્યા એટલે ચંડાળે આવીને તેને આક્રોશ કરીને કહ્યું કે–' રે ! અર્ધ બળેલા કાષ્ઠોને તેં કેમ હજુ

સુધી એકઠાં કર્યાં નહિ ?' તે સાંભળી 'હમણા એકઠા કરી લઉં છું.' એટલો જવાબ આપીને કુમાર કાષ્ઠોને એકઠાં કરવા લાગ્યા. એટલામાં અરૂણોદય થયો અને સમગ્ર અંધકાર નષ્ટ થઇ ગયો. સૂર્યનો ઉદય થયો તેથી કલંકથી યુક્ત ચંદ્રની સેવા કરના નિશાચરો પણ અદૃશ્ય થઇ ગયા.

**ધનદત્તના પુત્ર વસંતનું મૃત્યુ**—એ અવસરમાં અત્યંત ખેદ ઉપજાવનારૂં અને સાંભળી ન શકાય તેવું મંદ રીતે થતું રૂદન ભુવનભાનુકુમારે સાંભળ્યું, તે વખતે પ્રચંડ મુખવાળો અને આનંદથી મસ્ત બનેલો ચંડાળ કુમાર પ્રત્યે બોલ્યો કે-'અહો ! આજે આપણને મહાન લાભ થશે; કારણ કે આજે ધનદત્ત શ્રેષ્ઠીનો પુત્ર વસંત નામનો જે ન્યાયવાન, વિનયી, સુભગ અને ત્યાગી હતો તે મૃત્યુ પામ્યો છે. તું ત્યાં જા અને મારી સ્ત્રીને પહેરવા યોગ્ય તે મૃતકના શરીર ઉપર રહેલા કપડાની શીઘ્ર યાચના કર.'

**ભુવભાનુનું ચિંતવન**—કુમાર ચંડાળનું વચન સ્વીકારીને ચાલી નીકળ્યા અને સંસાર ઉપરથી અત્યંત વૈરાગ્યવંત બનીને ચિંતવવા લાગ્યા કે-'જે મનુષ્ય સ્વજનના હર્ષરૂપી વૃક્ષોની વૃદ્ધિ કરવામાં નવા મેઘતુલ્ય હોય છે તેનું, જેમ ઉગ્ર વાયુ પ્રફુલ્લિત થયેલી કળિકાનું હરણ કરે છે તેમ અનિત્યતા શીઘ્ર હરણ કરે છે. વળી આ સંસારરૂપી ઉદ્યાનની અંદર વિવિધ કુળરૂપી વૃક્ષોથી નિષ્પન્ન થયેલા મનુષ્યોને દૈવરૂપી આરામિક વિકસ્વર કુસુમોની જેમ ગ્રહણ કરે છે. તેમાં જેઓ કલ્યાણકારી કાર્યો કરીને સૌરભ યુક્ત થયા હોય છે તેને સ્વર્ગમાં મોકલે છે અને બાકીના કે જેઓ અકલ્યાણકારી કાર્યો કરવાથી સુગંધ રહિત હોય છે તેમને કચરાની જેમ નરકમાં નાખી દેય છે. જેઓ બુદ્ધિવંત હોય છે.તેઓ સમગ્ર જગતને નાશવંત સમજીને નિર્મળ ધર્મ કરે છે અને કીર્તિરૂપી તેમની મૂર્તિ અહિં મૂકીને પોતે સ્વર્ગના

સુખ ભોગવે છે. આથી કરીને મૃત્યુ પામેલા આ સત્પુરુષના શરીર ઉપર રહેલું વસ્ત્ર વસ્ત્રોનું દાન દેનારાઓ હું કેવી રીતે માગું? વળી ચોરોથી લઈ જવાના વસ્ત્રોનું જે હું રક્ષણ કરવાવાળો તે હું આ મૃતકનું વસ્ત્ર લેવાને લાંબો હાથ કેમ કરૂં ?' એ પ્રમાણે કુમાર ચિંતવના કરે છે એટલામાં ચંડાળ બોલ્યો કે-'અરે ! જલદી કેમ જતો નથી?' તે સાંભળી ચંડાળથી અત્યંત ભય પામતા કુમાર વેગથી ગયા. કુમાર મરણને વશ થયેલાની પાસે જઈને ફરીથી વિચાર કરવા લાગ્યા કે-' ધર્મશાસ્ત્રના રસથી વ્યાપ્ત બનેલી મારી જીવ્હા આ મૃતકના વસ્ત્રની યાચના કેમ કરે ? અથવા યાચના કરવા ઉદ્યુક્ત થતી નથી, કારણકે દાન દેવાવાળો મારો જમણો હસ્ત જે સત્પાત્રોના હસ્તથી ઉંચો રહેવા વળો થયો છે તે અત્યારે મૃતકના વસ્ત્રને લેવા નીચો કેમ થાય? અથવા જે હસ્તે ચંડાળનું ઋણ કર્યું છે તે અધમ હસ્તે માગણી કરવીજ જોઈએ; કારણ કે ઉગ્ર પાતક આ ભવમાંજ ફળે છે. કહ્યું છે કે—

स्वशरणस्य वधो गुरुतापनं, पिशुनता शमिना पितृवञ्चनम् ।
स्थापनिकाहरणं शिशुहिंसनं, ध्रुवमिहाऽन्य भवेऽपि फलन्त्यहो ! ॥१॥

'પોતાને શરણે આવેલાનો વધ કરવો, ગુરૂને ખેદ ઉપજાવવો, સંત પુરૂષોની ચાડી કરવી, માતાપિતાને ઠગવું, થાપણ ઓળવવી અને બાળકની હિંસા કરવી-એ સર્વ આ ભવમાં તેમજ પરભવમાં ફળે છે.'

માટે હે હસ્ત ! તેં પોતે ઉપાર્જન કરેલા પાપનું મૃતકના વસ્ત્રની યાચના કરવારૂપ ફળ ભોગવ અને તે વસ્ત્ર લેવા આગળ થા.' એ પ્રમાણે ચિંતવન કરીને કુમારે પોતાનો હસ્ત મૃતકનું વસ્ત્ર લેવા લંબાવ્યો. એટલામાં પૌરવાસીઓનાં મુખમાંથી સ્પષ્ટ વાણી નીકળી કે 'અહો ! વસંતસેન અત્યંત ભાગ્યશાળી છે કે જેના મરણ વખતે શ્રેષ્ઠ આચારથી યુક્ત અને સુંદર આકૃતિ-

વાળો આ પુરૂષ કાંઈક પણ પ્રાર્થના કરે છે.' એમ બોલીને રાજથી પ્રેરાયેલા નગરજનોએ રૂદન છોડી દઈને પોતાના હસ્તોથી તેને ઘણા રત્નો દેવા માંડ્યા.

ભુવનભાનુએ કરેલી મૃતકના વસ્ત્રની યાચના—નગરજનો પોતાને રત્નો આપવા લાગ્યા તેથી હૃદયમા દુભાતા ભુવનભાનુકુમારે તુરત પોતાનો હસ્ત પાછો ખેંચી લીધો અને કહ્યું કે-'હે ગૃહસ્થો! ચંડમુંડ નામના ચંડાળનો હું તો કિંકર છું. હું કોઈનું દાન લેતો નથી, પરંતુ આ વસ્ત્ર' એ પ્રમાણે અડધું વાકય કુમાર બોલ્યા ત્યાં અત્યંત દુઃખવડે તેની બન્ને ચક્ષુઓ જલદી અશ્રુથી ભરાઈ ગઈ. 'આવો આ માણસ અત્યંજનો કિંકર છે! જગતની સ્થિતિને ધિક્કાર હો.' એ પ્રમાણે કહેવાપૂર્વક નગરજનોએ મૃતકના શરીર ઉપર રહેલું વસ્ત્ર તેને આપ્યું. પોતના હસ્તમાં તે વસ્ત્રને આવેલું જોઈને,' આ મૂલોકની અંદર મારા જન્મને ધિક્કાર પડો' એ પ્રમાણે બોલતા કુમારને મૂર્છા આવી. અહિં કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે-'અત્યંત દુઃખથી કુમારના દેહને છોડીને તેનો આત્મા ઉડી ન જાય તેટલા વાસ્તે વિધિએ પોતાના વસ્ત્રરૂપ મૂર્છાવડે કુમારને આચ્છાદિત કરી દીધો. મૂર્છા પામેલા કુમાર ભૂમિ ઉપર બે ઘડી સુધી રહ્યા અને પછી હિતકારી શીતળ પવનથી મૂર્છા નષ્ટ થઇ ગઈ.

ઈંદ્રિજાળ, સ્વપ્ન કે શું?—ત્યારપછી જેટલામાં ભુવનભાનુકુમાર ,ઉઠીને પોતાના નેત્રો સાફ કરી જોવે છે તો તેણે મૃતકના વસ્ત્રને તેમજ નગરવાસીઓને કોઈને દીઠા નહિ આવો બનાવ બનવાથી કુમાર વિચાર કરવા લાગ્યા કે-' આ મહાન્ આશ્ચર્ય થયું. હું હવે મારા સ્વામી માતંગને શુ ઉત્તર આપીશ?' એ પ્રમાણે વિચાર કરતા કુમાર પાછા વળ્યા અને પોતાને સ્થાને આવ્યા તો ત્યાં સર્વ ઠેકાણે શોધવા છતાં માતંગને દીઠો નહિ. કુમાર ત્યા

ત્રણ પ્રહર સુધી રહ્યા અને માણસોને પૂછવા છતાં પણ કોઈએ ચંડમુંડ અત્યંજના સમાચાર આપ્યા નહિ. ' શું આ ઇંદ્રજાળ કે સ્વપ્ન કે શું અત્યંત મોહ ? કે મને શું થયું ? ' એ રીતે ધ્યાન કરતા કુમાર તે દિવસના ચોથા પ્રહરે ઉભા થયા.

વડલાના કોટરમાં રાખેલી મૂર્તિને ગ્રહણ કરવું— જેનું ભવિષ્ય શ્રેયકારી છે એવા ભુવનભાનુકુમારે ત્યાંથી ચાલીને નજીકમાં રહેલી શીતળ જળથી ભરેલી ચંદ્રશિશિરા નામની નદીએ જઈને શીઘ્ર સ્નાન કર્યું. પછી સુંદર અધ્યવસાયવાળા કુમારે એક વાડીમાં જઈને પોતાની સ્વર્ણમુદ્રિકા આપીને શ્રેષ્ઠ પુષ્પો ગ્રહણ કર્યા અને જિનમૂર્તિ જ્યાં રાખી છે તે વડલાના વૃક્ષ પાસે ગયા. કુમારે હર્ષપૂર્વક કોટર પાસે જઈને જિન-મૂર્તિથી યુક્ત દાબડાને નમસ્કાર કર્યો અને તે સાથે લઈને જલદી ચંદ્રશિશિરા નદી પ્રત્યે ગયા.

જિનપૂજા—પછી નદીના તટ ઉપર એક નિર્મળ શિલાતળને નમસ્કારમંત્રનું સ્મરણ કરવાપૂર્વક જળથી સાફ કરી અને સ્વર્ણ કાંતમણિનાતે દાબડાને ઉઘાડી બહુમાન કરવા યોગ્ય પ્રતિમાને મંત્રની જેમ ત્યાં રાખી. પછી ધૈર્યવાન કુમાર પદ્મપત્રના પુટમાં જળ લાવ્યા અને હર્ષવડે મંત્રના પાત્રરૂપ જિનમૂર્તિનું સ્નાત્ર કર્યું. અન્ય ચિંતવન દૂર કરીને વિધિના જાણકાર કુમારે વિધિપૂર્વક જિનેશ્વરની પૂજા કરી તથા પરમેષ્ઠિમુદ્રાવડે પોતાના હસ્ત જોડીને સંસારના દુઃખને હરણ કરવાવાળી પરમાત્માની આરતી કરી. સ્નાત્ર કરતી વખતે મેરૂપર્વત ઉપર થતા જન્માવસ્થાના સ્નાત્રનું ધ્યાન કર્યું, પૂજા અને આરતિ વખતે રાજ્યાવસ્થાનું ધ્યાન કર્યું અને પછી જિનેશ્વરની કેવળી અવસ્થાનું ધ્યાન કરીને સ્તુતિ કરવા માંડી કે—' હે વીતરાગ ! તમારી વીતરાગતા રાગથી યુક્ત એવા ત્રણ જગતને નમાવે છે, કારણ કે નિસ્પૃહ અને રૂજિત થયેલ આશ્રવક્ષતો મનુષ્યો આશ્રય લેય છે. હે શ્રી જિનેંદ્ર ! ગુણી પુરૂષો

પણ આપની સ્તવના કરવામાં સમર્થ થઇ શક્તા નથી તો પછી સત્ત્વ, રજસ્ અને તમસ્ ગુણથી યુક્ત આ ત્રણ જગત જે આપનાથી તદ્દન ઉલટી અવસ્થાને પ્રાપ્ત થયેલ છે તે તમારી સ્તવના કરવામાં કુશળ કેવી રીતે થઇ શકે ? ' પછી શક્રસ્તવનો પાઠ કરીને કુમાર મુક્તાશુક્તિમુદ્રા કરીને અરિહંત પરમાત્મા પ્રત્યે બોલ્યા કે-'હે વીતરાગ ! આપ જયવંતા વર્તો હે ભગવન્ ! આપના પ્રભાવથી મને ભવનિર્વેદપણું, માર્ગાનુસારીપણું અને ઇષ્ટફળની સિદ્ધિ પ્રાપ્ત થાઓ. વળી મને લોકવિરૂદ્ધ કાર્યનો ત્યાગ હો, ગુરૂજનની પૂજા અને પરમાર્થનું કરવાપણું હો તથા સુગુરૂનો યોગ અને તેમના વચનને અનુસરવાપણું આ ભવમાં અખંડિતપણે પ્રાપ્ત થાઓ.'

જિનમૂર્તિનું હરણ—એ પ્રમાણે કહેવાપૂર્વક ભાગ્યશાળી કુમાર વારંવાર ભાવપૂર્વક નમસ્કાર કરીને ફરીથી મૂર્તિ ઉપર દૃષ્ટિ કરે છે તો તેણે ત્યાં આમળ દાબડાને તેમજ મૂર્તિને દીઠી નહિ. આથી ઉદ્વિગ્ન થયેલા કુમાર મૌન ધારણ કરી ત્યાંથી ઉઠ્યા અને આગળ નજર કરે છે તો નાભિના ઉપરના ભાગમાં મનુષ્યાકૃતિવાળા અને નાભિના નીચેના ભાગમાં સર્પાકૃતિવાળા, પોતાની પાંચ ફણા ઉપર રહેલા પાંચ મણિની કાંતિથી અંબરતલને પ્રકાશિત કરતા કોઇ એક સર્પને બે હસ્તથી પેટી યુક્ત જિનમૂર્તિને મસ્તક ઉપર ધારણ કરીને લઈ જતો તેણે જોયો. કુમારને જો કે ત્રણ દિવસની લંઘન થઇ હતી તોપણ તે મૂર્તિને લઈ જતા સર્પની પછવાડે ગયા અને સાહસિકપણાથી સ્વચ્છ ચિત્તવાળા કુમારે તેનો પુચ્છભાગ પકડી લીધો.

ભુવનભાનુ કુમારનું પાતાળમાં ગમન—પુચ્છભાગમાં વળગી ગયેલા કુમારને લઇને ગર્વિષ્ટ એવો સર્પ નદીના પ્રવાહની સન્મુખ ચાલ્યો, પણ જળકાંત મણિની બનાવેલી મૂર્તિના પ્રભાવથી સન્મુખ આવતા પાણીના પૂરના તુરત બે ભાગ થઇ

ગયા,' એટલે કુમાર ભુવનભાનુ ધૃષ્ટ એવા સર્પના પુંચ્છભાગનું અવલંબન કરીને જળનો સ્પર્શ કર્યા સિવાય વેગથી નદીમાં ચાલ્યા. અત્યંત નિર્મળ એવી તે ચંદ્રશિશિર નદીના એક મોટા વિવરમા તે સર્પ પેઠો અને કુમાર પણ તેની સાથે પાતાળમાં પહોંચ્યા.

નાગનગરનું વર્ણન—કુમાર પાતાળમાં પહોંચ્યા એટલે તેણે રત્નોથી નિર્માણ થયેલી સુંદર હવેલીઓવાળું એક નગર દીઠું, તે નગરની શેરીઓ કામદેવનું જોર જ્યાં ન ચાલી શકે તેવી સુશીળ રમણીઓથી પૂર્ણ હતી અને તમામ રસ્તાઓ ચોતરફના મનોહર રાગ રાગણીથી વ્યાપ્ત હતા. કર્ણને અમૃતના કોળીયા સમાન અને ધવળ ગીતોથી વ્યાપ્ત તે આખા નગરના ગૃહોને જોઇને જેટલામાં કુમારની માનસિક વિચારણા બદલાણી તેટલામાં તે નાગદેવ કુમારે પકડી રાખેલ પુચ્છપ્રદેશ છોડાવીને આકાશમાર્ગે અદ્રશ્ય થઇ ગયો. શ્રી વીતરાગની મૂર્તિનું હરણ કરીને નાગદેવ ચાલ્યો ગયો, તેથી મુદ્ગરના પ્રહારથી હણાયાં હોય તેમ કુમાર ક્ષણવાર રહીને વિચાર કરવા લાગ્યા કે–'અહો ! મારા આત્માએ પૂર્વ ભવમાં કેવું માઠું કર્મ ઉપાર્જન કર્યું હશે કે જેથી મને પરમાત્માની મૂર્તિનો પણ વિયોગ થયો. જે નાગદેવ મારી મૂર્તિને લઇ ગયો તે મારા ઉપર બંધુભાવ દાખવીને મારા જીવિતને પણ કેમ ન લઇ ગયો ? આ જગતમાં જે પોતાની દેવમૂર્તિનું પણ રક્ષણ કરી ન શકયો તેવા અને ક્ષત્રિયવ્રતને કલંકિત કરનારા એવા મારી ધૈર્યતાને ધિક્કાર હો. એ રીતે પોતાના મનમાં લજ્જાયુક્ત થયેલા અને દુઃખી બનેલા રાજકુમારે તે વખતે એક નાગસ્ત્રીને પોતાની પાસે થઇને જતી દીઠી. કુમારે તે સ્ત્રીની પાસે જઇને પૂછયું–'હે અંબ ! શું આ નગરની અંદર સર્વદા આ પ્રકારના મહોત્સવો થાય છે ?

નાગનગરમાં મહોત્સવનું કારણ—તે સ્ત્રી કુમારપ્રત્યે બોલી–'હે વત્સ ! આ નગરની અંદર અત્યારે મહોત્સવ થઇ

રહ્યો છે. તેનું કારણ હું કહું તે સર્વ તમે સાવધાન થઇને સાંભળો. આ સમગ્ર પાતાળલોકના સ્વામી ધરણેંદ્ર છે. તેના રાજ્યોમાં જુદા જુદા રાજાઓ છે અને તેમાં સૌથી શ્રેષ્ઠ વાસુકિરાજા છે. તે વાસુકિરાજા આ નગરીનો રાજા છે. તેણે પોતાના મિત્ર મહાપદ્મ નામના નાગને પૃથ્વીઉપર મોકલ્યો છે. તે પૃથ્વી ઉપર જઇને અત્યંત પ્રપંચવડે ભુવનભાનુ નામના એક પુરૂષને કોઇ પણ હેતુથી અહિં લાવશે. વસુધાવાસી એવા તે પુરૂષના અહિં આવવાના હર્ષના કારણે રાજાએ નગરમાં સાત દિવસો સુધી ઉત્સવ કરવાનું જાહેર કરેલ છે. તે પુરૂષ આજે અહિં આવનાર છે તેથી તે ઉત્તમ પુરૂષને જોવાને વાસ્તે કૌતુકવાળો થયેલો સર્વ નગરલોક ઉંચા પ્રદેશમાં રહેલ છે. હું પણ મારે ઘરે જઈને અગાશી ઉપર રહી કીર્તિરૂપી પ્રકાશથી નિર્મળ એવા તે પુરૂષને જોઇશ.'

**નાગરાજાઓનું ભુવનભાનુકુમારની પાસે આગમન—** એ પ્રમાણે કુમારને નિવેદન કરીને તે સ્ત્રી ઉતાવળે પગે ચાલી ગઈ. 'હું અહિં શા કારણે લવાયો છું ?' એમ કુમાર વિચાર કરે છે એટલામાં કપૂરના સમૂહ સરખા ગૌર અંગવાળા, ચંદ્રના કિરણો સરખા શ્વેત વસ્ત્રોને ધારણ કરેલા, રાજહંસ ઉપર આરૂઢ થયેલા, દશ ફણાઓથી યુક્ત, જમણા હસ્તમાં અમૃતથી પૂર્ણ કળશને ધારણ કરેલા, અનેક દ્વિજનોથી સ્તવના કરાતા એવા શ્રીવાસુકિરાજાને કુમારે આવતા દીઠા વળી રાજપટ્ટ (એક જાતનો મણિ)ની સરખી કાંતિવાળા, સાત ફણાથી યુક્ત. પીત વસ્ત્રોને ધારણ કરેલા, જપમાળા, શંખ, કુંભ અને મુદ્ગર એ રીતે ચાર વસ્તુઓને ચાર હસ્તમાં ધારણ કરીને ગરૂડ ઉપર આરૂઢ થઇને આવતા અનંત નામના નાગરાજાને વિસ્મયાકુળ કુમારે જોયા. જમણા હસ્તમાં દંડ અને ડાબા હસ્તમાં કુંભને ધારણ કરીને રક્ત વસ્ત્રવાળા તક્ષક નામના સર્પને વૃષભના વાહન ઉપર આવતા જોયા તથા કૃષ્ણ વર્ણવાળા કર્કોટક નામના સર્પને પીત વસ્ત્રો

ધારણ કરીને પોતાના ચાર હસ્તમાં સર્પ, દંડ, શંખ અને કુંભ રાખીને આવતા જોયા. સાત ફણાથી યુક્ત એન નામના સર્પને અધ્યારૂઢ થઈને કુંભ અને કમળને હસ્તમાં ધારણ કરીને આવતા જોયા. મયૂરવાહનવાળા મહાપદ્મ નામના સર્પને શ્વેત વસ્ત્રોવાળા, પાંચ ફણાવાળા, કળશ અને શંખને ધારણ કરીને આવતા જોયા. પુલિક નામના સાત ફણાવાળા સર્પને કૃષ્ણ વસ્ત્રો ધારણ કરીને કમળ ઉપર આરૂઢ થઈને દંડયુક્ત આવતા જોયા. દશ ફણાથી યુક્ત અને શ્વેત વસ્ત્રોવાળા શંખ નામના સર્પને રથ ઉપર આરૂઢ થઇને શંખ અને કુંભ ધારણ કરીને આવતા જોયા. એ પ્રમાણે આવેલા સર્વે નાગેન્દ્રોએ કુમારના મસ્તક ઉપર પોતાના કુંભોમાંથી અમૃત કાઢીને નાખ્યુ.

**નાગદેવોએ કરેલી ભુવનભાનુની સ્તુતિ**—ત્યારપછી સર્વે નાગદેવો આનંદથી આકાશમાં રહી 'હે સાત્વિક શિરોમણિ! તમે જય પામો, હે દયાળુ! તમે જય પામો, હે દાનીઓમાં અગ્રેસર તમે જય પામો, હે ક્ષત્રિયોત્તમ તમે જય પામો.' એમ બોલવાપૂર્વક ભુવનભાનુકુમારના મસ્તક ઉપર પુષ્પની વૃષ્ટિ કરી. પછી નાગરાજાઓએ કુમારને વસ્ત્ર અને આભૂષણોથી અલંકૃત કરીને રસ્તામાં અનેક પ્રકારના નાટક કરવાપૂર્વક નગરમાં પ્રવેશ કરાવ્યો. બંદીજનોથી સ્તવના કરાતો અને નાગલોકથી યુક્ત શ્રી વાસુકિરાજા નીતિવાન કુમારને પોતાના આવાસમાં લઈ ગયા. રત્નસ્તંભોથી ભૂષિત મધ્ય સભામાં આવ્યા. એટલે વાસુકીરાજા બોલ્યા—'હે ભુવનભાનો! આ સિંહાસન ઉપર આપ બિરાજો' કુમારે જવાબ આપ્યો -'હે નાગેન્દ્ર! જેના હસ્તમાંથી જિનેશ્વરની મૂર્તિ ચાલી ગઈ એવા અશક્તિવાન અને દુર્ભાગ્યથી યુક્ત મારી શા વાસ્તે હાંસી કરો છો ?' એ રીતે બોલીને ભૂમિ ઉપર બેસી જતા કુમારને ભુજંગરાજે ભદ્રાસન મંગાવીને તેની ઉપર પોતાની સમીપમાં બેસાડ્યા. પછી પ્રધાનમંડળ સઘળું પોતપોતાને આસને બેઠી

ગયું એટલે, તુષ્ટમાન થયેલા વાસુકિરાજ રાજપુત્ર પ્રત્યે પવિત્ર વાણી વડે બોલ્યા કે–'હે કુમાર! પોતાની પાસે પ્રાપ્ત થયેલી જિનેશ્વરની મૂર્તિને જે અત્યંતભક્તિથી પૂજતા નથી તે મોહ થકી ચક્ષુ વિનાના મનુષ્યની પાસે રહેલા રત્નપુંજની જેમ પરમાત્માથી પરાઙ્મુખ સમજવા અને જે પાસે આવેલી જિનેશ્વરની મૂર્તિને પવિત્ર મનરૂપી કુસુમોથી પૂજે છે તે સૂર્યના કિરણો પડવાથી જેમ સૂર્યકાન્તમણિ તેજયુક્ત થાય છે તેમ કેવળતેજ (કેવળજ્ઞાન) થી યુક્ત બને છે વધારે શું કહેવું પણ દેવ અથવા ગુરૂ દૂર રહ્યા હોય તોપણ ભક્તિવાળાઓને તો તે નજીક છે અને અજ્ઞાનરૂપી અંધકારથી યુક્ત અભક્તજનોને તો તે સર્વદા દૂરજ છે. વાસ્તે મહાન્ કહેવાતા પુરૂષોમાં ધર્મવડે અને સત્ત્વવડે તમે અગ્ર હોવાથી વળી તમારામાં અપૂર્વ જિનેશ્વરની ભક્તિ અને ક્ષત્રવ્રત રહેલાં છે તેથી પૂજનિક છો.

**ભુવનભાનુને પાતાળમાં લાવવાનું કારણ**—એ પ્રમાણે ભુવનભાનુની અત્યંત પ્રશંસા કરીને વાસુકિનાગેંદ્ર બોલ્યા કે— "હે કુમાર! જે કારણથી તમને પૃથ્વીતળથી અહિં આણેલા છે તે સર્વ વૃત્તાંત અત્યંત સ્થિર મનવાળા થઇને તમે સાંભળો— 'એકદા ચુંમાળીશ હજાર ભુવનોના સ્વામી, ચોવીશ હજાર અંગરક્ષકોથી સેવાતા, પદ્માવતી આદિ છ અગ્રમહિષીઓ છે જેને, ત્રીશ ત્રાયસ્ત્રિંશક દેવો અને સાત સેનાધિપોથી યુક્ત અને અનેક નાગદેવો જેના ચરણકમળને નમસ્કાર કરે છે એવા ધરણેંદ્ર જે વખતે પોતાની સભામાં બેઠા હતા તે વખતે મેં તેમને પૂછયું કે—'હે પ્રભુ! નાગદેવોથી પૂર્ણ પાતાળલોક અને વૈમાનિક દેવોથી પૂર્ણ સ્વર્ગલોકની વચલા ભાગમાં કુત્સિત મનુષ્યોથી વ્યાપ્ત એવો આ મનુષ્યલોક કેમ રહેલો છે?' ધરણેંદ્રે જવાબ આપ્યો કે,'હે સખે વાસુકે! મનુષ્યપણામાં રહી ઉપાર્જન કરેલા પુણ્યવડે જીવો ઇંદ્રપણું પ્રાપ્ત કરે છે. વળી ભૂલોકની અંદર કેટલાક સાત્ત્વિક અને ધર્મિષ્ઠ પુરૂષો રહેલા છે જેને સત્ત્વથી પ્રગલ્ભ સુર અથવા અસુરો પણ ચળાયમાન કરી શકતા

નથી. અત્યારે પણ ભૂલોકમાં ભીમસિંહ રાજાનો પુત્ર સાત્વિકમાં અગ્રેસર ભુવનભાનુ નામનો ક્ષત્રિય વિદ્યમાન છે.' એ રીતનું વર્ણન સાંભળીને હું બોલ્યો કે-'હે સ્વામિન્! સ્વલ્પ બુદ્ધિવાળા, ચર્મચક્ષુવાળા અને અન્નના કીડામાં કેટલું સત્વ સંભવી શકે ! આપે જે ભુવનભાનુના સત્વની પ્રશંસા કરી તે માણસને દુઃખરૂપી કસોટીએ ચડાવી સુવર્ણની જેમ તેના સત્વને હું જોઉં છું.' એટલું કહી હું ધરણેંદ્રની સભામાંથી નીકળ્યો અને દુર્દશાના આરંભથી માંડીને મેં તમારી જુદા જુદા પ્રકારની પરીક્ષા કરી. છેવટે મૃતકના અંગ ઉપરથી વસ્ત્રની માગણી કરતાં આવેલી મૂર્છાને જોઇને મારી પરીક્ષા પૂર્ણ થઇ અને તુરત હે કુમાર ! હું તમને ત્યાં રાખીને અહિં આવતો રહ્યો. અહિં આવીને મારા નગરને કૃતાર્થ કરવા વાસ્તે મેં મહાપદ્મ નામના નાગને પુણ્યાત્મા એવા તમને અહિં લાવવા વાસ્તે મોકલ્યો." આદિથી અંત સુધી એ પ્રમાણે વાસુકિરાજાએ ભુવનભાનુને વૃત્તાંત કહી સંભળાવ્યો.

ભુવનભાનુકુમાર અને ધરણેંદ્રનો સંલાપ—એ રીતે સમગ્ર વૃત્તાંત કહી વાસુકી રાજા મૌન થયા એટલામાં શ્રી ધરણેંદ્ર પોતાના બંદિજનોથી યુક્ત નૃવિમાન ઉપર આરૂઢ થઇને ઘણા હર્ષથી ત્યાં આવી પહોચ્યા. ધરણેંદ્રને જોઇને વાસુકી પ્રમુખ સર્વે વિવેકી રાજાઓ વિકસિત મુખવાળા થઇને ઉતાવળે તેમની સન્મુખ ગયા. તે વખતે ભુવનભાનુકુમાર પણ ઉભા થઇને તેમને પ્રણામ કરવા લાગ્યા. ધરણેંદ્ર તેમને ભેટી પડ્યા અને બોલ્યા કે—'હે વત્સ ! હું તારા સત્વથી તુષ્ટમાન થયો છું' પછી સિંહાસન ઉપર બેઠેલા ધરણેંદ્રને કુમારે પ્રણામ કરી હાથ જોડીને વિજ્ઞપ્તિ કરી કે—'હે નાગરાજ ! આપ મારા એક સંશયનું સમાધાન કરો કે-મારા નગરમાં જ્યારે હું હતો ત્યારે એકદા મેં જિનેંદ્રની મૂર્તિ ઉપરથી આગલા દિવસના નિર્માલ્યને ઉતાર્યો, તે વખતે સત્વના તત્વનો બોધ આપનાર સુવર્ણાક્ષરથી લેખિત બે શ્લોકવાળી દિવ્ય પત્રિકા મારી ચક્ષુને હર્ષ ઉપજાવતી મેં તેમાં જોઈ. તે પત્રિકા ત્યાં

આગળ કોણે રાખી? અને શા કારણથી રાખી? તે આપ યથાસ્થિત કહો.' કુશળ એવા ધરણેંદ્રે જરા હસીને જવાબ આપ્યો કે— હે મહાનુભાવ! તે પત્રિકા મેંજ મૂકી હતી. કહ્યું છે કે—

देवा यदि प्रचुरधर्मसुधान्धुतुल्यान्, रक्षान्ति नो नरवरान् बहुदानकुल्यान् ।
तेषां प्रभावतरवोऽपि हि पापतापात्, शुष्यन्त एव सकला जगतीतले तत् ॥१॥

'ઉચ્ચ પ્રકારના ધર્મરૂપી અમૃતના કૂપ સમાન અને અત્યંત દાન આપવામાં ધોરીયા સમાન એવા શ્રેષ્ઠ પુરૂષોનું જો દેવો રક્ષણ કરે નહિ તો તેમના પ્રભાવરૂપી સર્વે વૃક્ષો આ પૃથ્વીપીઠ ઉપર પાપરૂપી તાપવડે સુકાઇ જાય, અર્થાત્ આ જગતમાં દેવોનો પ્રભાવ જે ગવાઇ રહ્યો છે. તે નષ્ટ થઇ જાય.'

**ધરણેંદ્રની પ્રસન્નતા**—તેથી કરીને જે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપથી જૈનશાસનની પ્રભાવના કરે છે તેની સર્વે દેવો રક્ષા કરે છે અને તેના સઘળા વિઘ્નોને દૂર કરે છે. હે પુરૂષોત્તમ! હું પણ તમારા ઉપર અત્યંત તુષ્ટમાન થયો છું, તેથી તમે તમારૂં ઇચ્છિત માગો.' તે સાંભળી રાજકુમાર બોલ્યા કે—'મને સર્વદા જૈન ધર્મમાં સ્થિરતા પ્રાપ્ત થાઓ.' તેમ છતાં પણ હે નાગરાજ! આપ તુષ્ટમાન થયા હો તો હવે મને શાસ્ત્રમાં વર્ણવેલી સાત નરકપૃથ્વી દેખાડો' ધરણેંદ્રે પૂછયું—'હે વત્સ! શા માટે તમે નરકોને જોવા ઇચ્છો છો' કુમારે જવાબ આપ્યો કે—'હે પ્રભો! હું પાપોનું ફળ જાણવા વાસ્તે નરકોને જોવા ઇચ્છું છું.' તે સાંભળી ધરણેંદ્ર બોલ્યા કે 'પ્રથમ હું વાણીવડે નરકપૃથ્વીનું વર્ણન કરૂં તે તમે સાંભળો, કારણકે અત્યંત દુઃખી જંતુઓથી પૂર્ણ નરકપૃથ્વીને તમે જોઇ શકશો નહિ.'

**નરકપૃથ્વીનું વર્ણન**—એ પ્રમાણે કહીને નાગરાજે નરકપૃથ્વીનું વર્ણન કરવા માંડ્યું કે-'હે રાજપુત્ર! રત્નપ્રભા નામની પહેલી નરકમાં ત્રીશ લાખ નરકાવાસ (નારકીના જીવોને રહેવાના સ્થાન) છે, શર્કરાપ્રભા નામની બીજી નરકમાં

પચ્ચીસ લાખ નરકાવાસ છે, વાલુકાપ્રભા નામની ત્રીજી નરકમાં પંદર લાખ નરકાવાસ છે, પંકપ્રભા નામની ચોથી નરકમાં દશ લાખ નરકાવાસ છે, ધૂમપ્રભા નામની પાંચમી નરકમાં ત્રણ લાખ, તમઃપ્રભા નમની છઠ્ઠી નરકમાં એક લાખમાં પાંચ ઓછા, અને મહાતમઃપ્રભા નામની સાતમી નરકમાં પાંચ નરકાવાશ છે. એ પ્રમાણે ચોરાશી લાખ નરકાવાસમાં રહેલા પાપી જીવો નિરંતર અત્યંત દુઃખનો અનુભવ કરી રહ્યા છે.'

**નારકીના દુઃખનું વર્ણન**—એ પ્રમાણે નરકપૃથ્વીનું વર્ણન કર્યા પછી નાગરાજ તે નરકમાં રહેલા જીવોના દુઃખનું વર્ણન કરવા લાગ્યા કે-'ભાર્યા અને તેના પતિનો, સેવક અને તેના સ્વામીનો, શિષ્ય અને ગુરૂનો, સાસુ અને વહુનો તથા મિત્રે મિત્રનો જેટલો કાળ જેમણે વિયોગ કરાવ્યો હોય તેટલો કાળ તેમના મસ્તકો કેશવડે વૃક્ષની સાથે બાંધીને શરીરને કરવત વતી વિદારણ કરવામાં આવે છે. જેઓ ખોટા કલંકથી સજ્જન મનુષ્યને દોષિત કરે છે, વક્રચિત્તવાળા જેઓ સજ્જનોની ખોટી ચાડી કરે છે, જેઓ ઉપહાસવાળા વચનો બોલી જગતમાં ધર્મિષ્ઠ પુરૂષોને હલકા પાડે છે અને જેઓ દુષ્ટ વાણીવડે માતા પિતા તથા ગુરૂને પરિતાપ ઉપજાવે છે તેઓના વચનના અક્ષરની સંખ્યા પ્રમાણે સેંકડો વર્ષોસુધી તેઓની છેદ કરવાથી ફરીથી રૂઝાય તેવી જીહ્વા વજ્રના સરખા મુખવાળા પક્ષીઓથી છેદવામાં આવે છે. જે દુષ્ટોએ પરસ્ત્રી જોઇ હોય અને જોઇને તેને ભોગવી હોય તથા અધમ એવા જેમણે પોતે સાર્થને જોઇને ચોરોને મેળવી આપ્યા હોય તેવા પુરૂષોની ચક્ષુને તેના નિમેષના પ્રમાણવાળા લક્ષવર્ષો પર્યંત વજ્ર સરખા મુખવાળા પક્ષીઓ હમેશાં પોતાની તીક્ષ્ણ ચાંચોવડે ખોદે છે. સર્વ કુટુંબ એક સાથે રહેવા છતાં જે અત્યંત નિર્દય થઇ દ્રવ્યનું હરણ કરીને તથા કેળવીને એકલો ખાય છે અને એક સાર્થમાં સાથે આવેલા એવા

ક્ષુધિત જનોને છોડી દઇને જે ધનિક પુરૂષો પોતે એકલા ભોજન કરે છે તેવા પોતાના બંધુજનની ઉપેક્ષા કરનારાઓને એક ભોજનની અંદર જેટલા કોળીયા થયા હોય તેટલી સંખ્યાની લંઘન કરાવીને તેમને અંતે વિષ્ટા ખાવા આપે છે. હે નરોત્તમ! એ પ્રમાણે પૂર્વભવમાં જેટલા દોષિત ભોજન કર્યા હોય તેટલીવાર જીવો કદર્થના પમાડાય છે. જે નિરપરાધી અન્ય જીવોને હણીને તેના માંસાદિનું ભોજન કરે છે તે પ્રાણીના રોમની સંખ્યાવાળા હજાર વર્ષોસુધી તેને તપાવેલા તાંબાના કટકાઓ ખાવા આપે છે. રાત્રિની અંદર મનુષ્યો સુઇ ગયા પછી જેઓ ગામોને સળગાવે છે તેઓના દેહની ઉપર વારંવાર ગાળેલું લોઢું નખવામાં આવે છે. જે પરસ્ત્રીમાં આસક્ત બની પોતાની સ્ત્રીને સંતાપે છે તેના દેહ ઉપર તપાવેલું તેલ રેડવામાં આવે છે. ઇત્યાદિ અનેક પ્રકારની સ્વલ્પ વેદનાનું સ્વરૂપ મેં કહ્યું અને અન્ય જીવોને જે બહુ દુઃખ પ્રાપ્ત થાય છે તેનું વર્ણન કરવાને હું શક્તિવાન્ નથી. કારણ કે નરકની અંદર જે અત્યંત દારૂણ દુઃખો જીવોને પ્રાપ્ત થાય છે તેનું વર્ણન ક્રોડવર્ષોનું આયુષ્ય હોય તો પણ કરી શકાય તેમ નથી. સેંકડો વેદનાથી વ્યાપ્ત એવા દુઃખમાં પડેલા નારકીના જીવો ઉત્કૃષ્ટથી પાંચસો યોજન સુધી ઉછળે છે. નરકાવાસની અંદર સર્વદા બળી રહેલા નારકીના જીવોને ચક્ષુના નિમેષમાત્ર પણ સુખ નથી અર્થાત્ સતત્ દુઃખજ હોય છે. એ પ્રમાણે કહીને ધરણેંદ્રે ભુવનભાનુકુમારને પોતાના હસ્તમાં લઇને પૃથક્ પૃથક્ કેટલાક નરકવાસો બતાવ્યા.

**નરકાવાસ દેખવાથી ભુવનભાનુને મૂર્છાની પ્રાપ્તિ—** એ પ્રમાણે ધરણેંદ્રના હસ્તકમળમાં રહીને ભુવનભાનુકુમારે નારકીના જીવોની વેદના જોઇ તેથી અત્યંત દુઃખવડે ગ્લાનિમય થયેલા કુમારને મૂર્છા આવી ગઇ. તુરતજ નાગરાજે પાછા આવીને દિવ્યજળના સિંચનવડે કુમારને ચેતનાવાળા કર્યો. સચે-

ત્પન્ન થયેલા કુમારે વિચાર કર્યો કે-'પાપની પુષ્ટિ કરવાવાળા જેઓ ધર્મ સાધવામાં કલ્પદ્રુમસમાન દેહ ફક્ત પોતાના સુખને માટેજ પ્રાપ્ત થયેલ છે એમ સમજે છે તેને ધિક્કાર હો.'

**ધરણેંદ્રની સાથે ભુવનભાનુનું ભોજન**—પછી નાગરાજે કુમારને કહ્યું કે-'હે વત્સ! આજ તમારે સાત લંઘન થઇ છે અને તમારૂં અત્યંત કોમળ શરીર ઘણું કૃશ થઈ ગયું છે. વાસ્તે હે પુણ્યશાળી અને સત્ત્વરૂપી રત્નને ઉત્પન્ન થવાને રોહણાચળ સમાન રાજપુત્ર! મારી સાથે ભોજનને વાસ્તે સત્વર ઉઠો.' કુમાર બોલ્યા-'હે નાગરાજ! મેં આજે જિનેશ્વરનું પૂજન કર્યું નથી તેથી લલચાવનારા ભોજનથી સર્યું.' કુમારનું એ રીતનું કહેવું સાંભળીને વાસુકીરાજા બોલ્યા-'હે સર્વવિદ! મારા દેવગૃહમાં તમારી વીતરાગની મૂર્તિ રહેલી છે તેથી જલદી ઉભા થઇને વિધિપૂર્વક જિનપૂજન કરી લ્યો અને મને પ્રમુદિત કરો.' એ પ્રમાણે કહીને વાસુકીએ રાજપુત્રને પોતાના બાહુવડે લઈ જઇને સુધાકુંડની અંદર સ્નાન કરાવી પરમાત્માનું પૂજન કરાવ્યું. પછી નાગરાજે અત્યંત પ્રાર્થના કરીને કુમારને દિવ્ય ભોજન કરાવ્યું. કારણ કે પ્રીતિરૂપી વેલડીનું પરિપક્વ ફળ ગૌરવજ છે.

**નાગરાજનું ભવનભાનુને દિવ્ય વસ્તુઓ આપીને પૃથ્વી ઉપર મૂકવું**—ત્યારપછી નાગરાજે પ્રમોદયુક્ત થઇને કુમારને બે દિવ્ય વસ્ત્રો અને પાદુકાનું યુગળ આપ્યા. વળી કહ્યું કે-'આ વસ્ત્રયુગ્મને શરીર ઉપર ધારણ કરવાથી શીત, આતપ, રજ અથવા વાયુના દુઃખો થતા નથી તથા આ પાદુકાયુગળના પ્રભાવથી આકાશમાં ગમન કરાય છે. હે બુદ્ધિમાન્! તમે પૃથ્વી ઉપર નિત્ય પરોપકારના કાર્યો કરવામાં તત્પર રહેજો.' એ પ્રમાણે કહીને કુમારને તેની જૈનમૂર્તિથી યુકત પેટી નાગરાજે પોતાને હાથે આપી અને તેની સાથે અત્યંત તેજસ્વી એક મણિ અર્પણ

કર્યો. નાગરાજે તે મણિનો મહિમા કુમારને પ્રચ્છન્નપણે તેના કર્ણમાં કીધો. પછી ધરણેશ્વરે એક સ્ફાર હુંકારો કર્યો એટલે કુમારે તે વખતે પોતાને ભૂમિ ઉપર પ્રાપ્ત થયેલો જોયો.

**રંગશાળા નગરી-લક્ષ્મીદેવીનો પ્રાસાદ**—'અહો! હું ભૂમિ ઉપર આવેલો છું.' એમ આશ્ચર્યથી ચિંતવન કરતા કુમાર નજીકમાં રહેલી અત્યંત વિસ્તારવાળી રંગશાળા નગરીમાં ગયા. તે નગરની અંદર પ્રવેશ કરતાં વિસ્મયતાથી યુક્ત કુમારે મનોહર પ્રાકારથી યુક્ત અને ધ્વજોવાળો એક પ્રાસાદ જોયો. 'અરે! પીળી ધ્વજાવાળો આ પ્રાસાદ તો લક્ષ્મીદેવીનો છે.' એમ ધારીને કુમાર તે પ્રાસાદની અંદર ગયા. ત્યાં આગળ કુમારે દેદિપ્યમાન સુવર્ણની અને ચમ્પકપુષ્પથી પૂજિત એવી લક્ષ્મીદેવીની મૂર્તિ દીઠી. કુમાર લક્ષ્મીદેવીની પાસે જઈને બોલ્યા કે-'હે લક્ષ્મીદેવી! સજ્જન પુરૂષોને અતિ પુણ્યના કારણભૂત તમેજ છો, કારણકે રાજા પાસે માન મળવું, દેવ ગુરૂની પૂજા પ્રાપ્ત થવી, સત્તીર્થની યાત્રા કરવી અને પોતાના બંધુવર્ગનું પોષણ કરવું તે સઘળું હે લક્ષ્મી! તમે તુષ્ટમાન થયા હો તોજ થઇ શકે છે. વળી હે ધર્મસુને! હે લક્ષ્મી! સન્તપુરૂષો તમને સુતીર્થમાં સ્થાપન કરે છે, કૃપણ પુરૂષો તમને ભૂમિમાં સ્થાપન કરે છે અને પાપી પુરૂષો તમને વ્યસનની અંદર સ્થાપન કરે છે તો પછી તમે સન્તપુરૂષોની પાસે સ્થિત થઇને કેમ રહેતા નથી?' કુમારની એ પ્રમાણે કોમળ વાણી સાંભળીને લક્ષ્મીદેવી અસ્ખલિતપણે બોલ્યા કે-'હે વત્સ! પુણ્ય રજ્જુ (દોરડી)થી બંધાયેલી હું વિવેકી અથવા અવિવેકી જનોના ગૃહમાં રહું છું અને ત્યાં રહીને નિર્ધન પુરૂષોનાં સુવચન અથવા દુર્વચનને સહન કરૂં છું.' લક્ષ્મીદેવીનું વચન સાંભળીને કુમારે મનમાં વિચાર કર્યો કે 'ખરેખર પૂર્વે કરેલા ધર્મના પ્રભાવથીજ કૃપણ અથવા વ્યસની માણસોને લક્ષ્મી પ્રાપ્ત થાય છે પણ તે સિવાય બીજા કોઇ ગુણથી તે પ્રાપ્ત થતી નથી.'

**લક્ષ્મીગૃહમાં બે વિપ્રો અને પાંચ આંબાના વૃક્ષો**—તે વખતે ગર્ભગૃહમાં રહેલા લક્ષ્મીદેવીના બે બ્રાહ્મણ પૂજારી હુંકાર.પૂર્વક એક ચિન્હ થયું એમ બોલી શીઘ્ર ચાલ્યા ગયા. રાજકુમાર ભુવનભાનુ તેમનું એ પ્રકારનું ચેષ્ટિત જોઇને 'આ બે બ્રાહ્મણોએ શું ચિન્હ જોયું ? અને તે બે કોણ છે?' એ પ્રમાણે ચિંતવન કરતા પ્રાસાદની ફરતા ભમવા લાગ્યા. ફરતા ફરતાં કુમારે ત્યાં આગળ નિર્મળ જળથી યુક્ત સ્ફટિકના આલવાલવડે શોભતા વિપુલ પત્રોવાળા મનોહર પાંચ આંબાનાં વૃક્ષો જોયા. કુમાર તે વૃક્ષોની નજીક જઇને નિહાળવા લાગ્યા તો તેમને સઘળાને ફળરહિત જોયા. તેથી દિલગીર થઇ વિચાર કરવા લાગ્યા કે—' વૃક્ષોને ઋદ્ધિસ્પદ કરવાવાળી વસંત ઋતુ અત્યારે વિદ્યમાન હોવા છતાં આ ચક્ષુને આનંદદાયક એવા પાંચે આમ્રવૃક્ષો નિષ્ફળ કેમ છે ? પરંતુ જો કદી જગતમાં ધનિક પુરૂષો દાની થાય, સદાચારવાળા અન્યની પ્રશંસા કરવાવાળા બને, વૈદ્યો લોભ રહિત થાય, વિદ્વાનપુરૂષો હૃદયમાં ગર્વ રહિત હોય, મનુષ્યો મૃત્યુ રહિત હોય, અને વૃક્ષો ફળોથી યુક્ત હોય તો અહો ! સ્વર્ગ અને પાતાળ કરતાં પણ પૃથ્વી અત્યંત શ્રેષ્ઠ બને. ધરણેંદ્રે આપેલા મણિના પ્રભાવથી આ આમ્રવૃક્ષોને હું ફળયુક્ત કરીશ. ' એ પ્રમાણે વિચાર કરીને કુમારે તે મણિને કાઢયો અને આલવાલના જળથી તે મણિનું પ્રક્ષાલન કરીને પાંચે આંબાઓને સિંચન કર્યું. તુરત તે પાંચે આંબાઓ સ્વર્ણ વર્ણવાળા કર્પૂરની સરખા સુગંધી અને અત્યંત સ્વાદિષ્ટ ફળોથી યુક્ત થયા.

**કર્પૂરમંજરીના મનોરથની પૂર્ણતા**—તે વખતે પેલા બંને વિપ્રો ત્યાં ફરીથી આવી પહોંચ્યા અને ફળોથી શોભિત સર્વે આમ્રવૃક્ષોને જોઇને મુદિત થયેલા તે બંને પરસ્પર બોલવા લાગ્યા કે —' અહો ! કર્પૂરમંજરીનો મનોરથ પૂર્ણ થયો. કારણકે

વંધ્ય (ફળથી રહિત) એવા આ વૃક્ષો ફળથી યુકત બન્યા.' પછી એમાંથી એક લઘુ વિપ્ર સુંદર ફળો લઇને જલદી ગયો અને બીજો વિપ્ર ત્યાં કુમારની પાસે રહ્યો.

**કર્પૂરમંજરીનો વૃત્તાંત**— ત્યારપછી ભુવનભાનુકુમારે પોતાની પાસે રહેલા વિપ્રને પૂછયું કે-'હે વિપ્ર ! તમે બે કોણ છો ? આ લક્ષ્મીદેવીનું મંદિર કોણે બનાવેલું છે ? અને તમારી સાથે રહેલો બીજો વિપ્ર આ ફળો લઇને કેમ ચાલ્યો ગયો ?' તે સાંભળી વિપ્ર પ્રેમથી પવિત્ર વાણી બોલ્યો કે-' હે દેવ ! આ રંગશાળા નામની નગરી છે. શત્રુરૂપી પતંગીઆનો જેણે નાશ કર્યો છે એવા અને લોકોના ભયરૂપ ભયંકર અંધકારને દૂર કરી નીતિમાર્ગ બતાવવામાં દીપક સમાન અહિં વિક્રમરાજા રાજ્ય કરે છે. પતિવ્રતમાં અત્યંત દૃઢ એવી તેને પ્રીતિમતી નામની રાણી છે. આ રાણીએ એક દિવસ સ્વપ્નમાં કર્પૂરતરૂની મંજરી દીઠી. પછી સંપૂર્ણ સમય થયો એટલે સતી એવી તે રાણીએ પુત્રીને જન્મ આપ્યો. પિતાએ તેણીનું નામ સ્વપ્નને અનુસારે કર્પૂરમંજરી પાડ્યું.

**કર્પૂરમંજરીના વરવિષે જ્યોતિર્વિદને પ્રશ્ન**—જ્યારે કર્પૂરમંજરી સાત વરસની ઉમ્મરની થઇ ત્યારે વિક્રમરાજાએ સોમદેવ નામના જ્યોતિર્વિદને બોલાવ્યો અને તેણીના વરની હકીકત પૂછી. સોમદેવ જ્યોતિષીએ કન્યાના અંગના લક્ષણ જોઇને જવાબ આપ્યો કે-' આ કન્યા જ્યારે સોળ વરસની થશે ત્યારે રાધાવેધ કરવાવાળો તેણીનો વર મળી આવશે.' વિક્રમરાજાએ પૂછયું કે-' તે પુરુષની રાધાવેધ સાધવાની યોગ્યતા કયા ચિન્હવડે જાણવી તે કહો ' સોમદેવે જવાબ આપ્યો કે-'વાગ્દેવીનું આરાધન કરીને સર્વ હકીકત આપને ત્રીજે દિવસે હું નિવેદન કરીશ.'

**કર્પૂરમંજરીના વરને ઓળખવાના ચિન્હો**—ત્રીજે દિવસે સોમદેવ જ્યોતિષી સભામાં આવ્યા અને રાજાને પાંચ

આમ્રફળો આપ્યા. 'આ ફળોનું શું કરવું ' એ પ્રમાણે રાજાએ પૂછયું એટલે જ્યોતિષી બોલ્યા કે-' આ પાંચ આમ્રફળો સરસ્વતીએ પ્રસન્ન થઇને મને આપેલા છે. વળી તે દેવીએ કહ્યું છે કે 'જે સ્વર્ણમૂર્તિથી શોભતું મહાન્ લક્ષ્મીદેવીનું મંદિર બંધાવેલું છે તે મંદિરના પાછળના ભાગમાં કન્યાએ પોતાના હાથે આ પાંચ ફળો વાવવા, એટલે દિવ્ય સ્વરૂપવાળા પાંચ આંબાના વૃક્ષની ઉત્પત્તિ થશે. કન્યાએ પોતે આ પાંચ આંબાને હમેશાં નિર્મળ જળથી સિંચન કરવું. વળી ત્યાં રહેલી લક્ષ્મીદેવીની કન્યાએ સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર ધારણ કરીને વિકસ્વર ચંપકના પુષ્પથી દરરોજ પૂજા કરવી. જે પુરૂષથી બોલાવાયેલી લક્ષ્મીદેવી બોલશે અને નિષ્ફળ એવા આ પાંચ આંબાને જે ફળોથી યુક્ત કરશે તે પુરૂષ નિશ્ચયે કરીને આપની સુતાનો વર થશે. હે રાજન્ ! સરસ્વતી દેવીએ આ પ્રમાણે સ્પુટરીતે મને કહ્યું છે.' એ પ્રમાણે રાજાને નિવેદન કરીને સોમદેવ પોતાને સ્થાને ગયા. પછી રાજાએ કરાવેલા આ લક્ષ્મીદેવીના પ્રાસાદમાં કન્યાએ પાંચે આમ્રફળો વાવ્યા અને રાજાએ દિવાકર અને ગુણાકર નામના બ્રાહ્મણ બેને લક્ષ્મીદેવીની પૂજા કરવા વાસ્તે અને તે પુરૂષની તપાસ રાખવા અહિં રાખ્યા.

**કર્પૂરમંજરીનો સ્વયંવર**—અત્યારે કન્યા કર્પૂરમંજરી સોળ વરસની થયેલી છે અને તેનો વિવાહ કરવાને ઇચ્છતા રાજાએ એકસો આઠ હસ્ત પ્રમાણ ઉંચો સ્તંભ કરાવેલો છે. તે સ્તંભમાં આઠ ચક્રો જમણી બાજુ ફરતા અને આઠ ચક્રો ડાબી બાજુ ફરતા ગોઠવ્યા છે. તેની ઉપર રાધા પુતળી રાખી છે. અને 'જે રાધાવેધ સાધશે તે મારી પુત્રીનો વર થશે.' એ પ્રમાણે જાહેર કરીને રાજાએ દૂતો મોકલી સમગ્ર રાજાઓને નિમંત્રણા કરી છે.

**કર્પૂરમંજરીનો તપ**— ' રાજાએ પોતાના સ્વયંવરમાં આવવા રાજાઓને નિમંત્રણા કરી એવી ખબર કર્પૂરમંજરીને

પછી તે દિવસથી આરંભીને તેણીએ ઉપવાસ કરવા માંડ્યા. રાજાએ જ્યારે તેણીને પૂછ્યું કે-'હે વત્સે! તું કેમ ભોજન કરતી નથી?' ત્યારે પ્રસરતી છે મુખની કાંતિ જેણીની એવી તેણીએ જવાબ આપ્યો કે-'જે વૃક્ષોના બીજો સરસ્વતી દેવીએ આપેલા છે તે વૃક્ષો જ્યારે ફળશે ત્યારે હું ખાઇશ, તે સિવાય હવે બીજું ભોજન હું કરીશ નહિ.' કુમારિકાને ત્રણ ઉપવાસ થયા એટલે તેણી મ્લાન કાયાવાળી થઇ ગઇ અને રાજવર્ગ પણ ચિત્તની અંદર અત્યંત દુઃખીત થયો. ચોથે દિવસે-આજે રાજાએ લક્ષ્મી દેવીને નમસ્કાર કરીને વિજ્ઞપ્તિ કરી કે-'હે દેવી! જો મારી પુત્રી એક ચિત્તવાળી હોય તો હવે તેણીને વરની પ્રાપ્તિ થાઓ.' એ પ્રમાણે કહીને લક્ષ્મીદેવીની પૂજા કરીને જેટલામાં રાજા બહાર નીકળ્યા તેટલામાં હે કુમાર! તમે આવ્યા અને તમારાથી બોલાવાયેલી લક્ષ્મીદેવી બોલી. એ પ્રમાણે એ મનોરથની પૂર્ણતા થયેલી જોઇને અત્યંત પ્રમુદિત થયેલા અમે તુરત જઇને કર્પૂરમંજરી કન્યાને ખબર આપ્યા. રોમાંચિત થયેલી કન્યાએ અમને જણાવ્યું કે 'જો તમારૂ વચન સત્ય હોય તો જલદી તે વૃક્ષોના ફળો લાવો.' કન્યાએ તે પ્રમાણે કહ્યું એટલે ફળના વિષયમાં પૂરેપુરા સંશયવાળા અમે અહિં પાછા આવ્યા અને આ વૃક્ષોને ફળિત થયેલા જોઇને અમે અત્યંત વિસ્મિત થયા.

**કર્પૂરમંજરીનું પારણું અને વિક્રમરાજાનું આગમન**–આ વૃક્ષોના ફળો લઇને મારો ભાઇ ગુણાકર અત્યારે કન્યાને પારણું કરાવવા ગયેલ છે. હે ભુવનભાનુકુમાર! કર્પૂરમંજરી કન્યા પારણું કરશે કે તુરત વિક્રમરાજા તમને નગરમાં લઇ જવા વાસ્તે અહિં આવશે.' જેટલામાં દિવાકર વિપ્ર એ રીતે કહી મૌન થયો તેટલામાં વિક્રમરાજા પોતાના પરિવાર સાથે ત્યાં આવી પહોંચ્યા. ગુણાકર વિપ્રથી બતાવાતો છે રસ્તો જેને એવા વિક્રમરાજાએ આવીને ઉભા થયેલા કુમારને હર્ષપૂર્વક આલિંગન કર્યું. રાજાએ કુમારને

જોઇને વિચાર કર્યો. કે-' આ કુમારનું રૂપ આશ્ચર્યકારી છે. ખરેખર આજે કામદેવે પણ પોતાના રૂપનો મદ તજી દીધો છે.'

**ભુવનભાનુકુમારનો પુરપ્રવેશ મહોત્સવ**— પછી અત્યંત પ્રમુદિત થયેલા રાજાએ હસ્તિ ઉપર આરોહણ કર્યું અને કુમારને પોતાની પાસે બેસાડી નગરમાં મોટા મહોત્સવપૂર્વક પ્રવેશ કરાવ્યો. રાજાએ કુમાર ભુવનભાનુને નગરમાં લઈ જઈને વિશાળ ચિત્રશાળામાં સાતમી ભૂમિએ વાસ આપ્યો. ત્યાં આગળ કુમારની પરિચર્યા કરવા વાસ્તે દિવાકર અને ગુણાકરને અન્ય મનુષ્યોની સાથે રાખ્યા અને રાજા પોતાના રાજમહેલમાં આવ્યા.

**ભુવનભાનુકુમારની પરિચર્યા**–પછી કુમાર ઉપર અત્યંત ભક્તિવાળા બંને વિપ્રોએ ભુવનભાનુકુમારને સુગંધી દ્રવ્યોથી ઉદ્વર્તના કરવાપૂર્વક નિર્મળ જળથી સ્નાન કરાવીને યક્ષકર્દમનું વિલેપન કર્યું તથા અલંકારથી ભૂષિત કર્યો. પછી કુમારને જિનેશ્વરની પૂજા કરાવીને વિવિધ પ્રકારના રસવાળા પદાર્થોથી ભોજન કરાવ્યું.

**સૂર્યાસ્ત**—એ વખતે સૂર્ય મ્લાન કિરણોવાળો થયો, કારણકે વારુણી (વરૂણ દિશા–પશ્ચિમ દિશા–પક્ષે-દારૂ)ને ઈચ્છતા એવા કોની કાંતિ ક્ષીણ થતી નથી ? સૂર્યને અસ્ત થતો જોઇને કુમાર બોલ્યા કે-' સૂર્ય પોતાના કિરણોથી પૃથ્વીને પ્રકાશિત કરીને હવે અસ્ત થાય છે ! હા ! હા ! દૈવ સજ્જન અને દુર્જન બંનેને દુઃખ દેવાવાળો છે. અહો ! સૂર્યે પ્રથમ ઇદ્રની દિશા (પૂર્વ દિશા)રૂપી સ્ત્રીને મેળવીને જગતની અંદર ઉચ્ચતા ધારણ કરી, પણ પાછળથી જડપતિની જળપતિ-વરૂણ (પશ્ચિમ) દિશારૂપી સ્ત્રીને ઈચ્છતો તે સૂર્ય પોતે 'આ જગતની અંદર અત્યંત નિર્મળ કુળવાળી સ્ત્રીનો ત્યાગ કરનારનો નિશ્ચયે કરીને પાત થાય છે' તે જાણે બતાવતો હોય તેમ નિચે પડ્યો. સમગ્ર વિશ્વના જોતાજોતામાં સૂર્ય હજાર કિરણવાળો હોવા છતાં પણ પશ્ચિમસમુ-

દ્રમાં પડ્યો, વાસ્તે દિવસને અંતે કાંઇનું કાંઇ થઈ જાય છે. પશ્ચિમસમુદ્રમાં ખગ (સૂર્ય) પડે છે અર્થાત્ અસ્ત થાય છે ત્યારે ખગો (પક્ષીઓ) વૃક્ષો ઉપર એકઠા થઇને જાણે દુઃખી થયેલા હોય તેમ અવાજ કરે છે. વળી સૂર્ય અસ્ત પામ્યા પછી દિશાઅંધ બનેલા આ પક્ષીઓ ખાતા નથી તેથી તેઓ અજ્ઞાની હોવા છતાં પણ ધન્યવાદને પાત્ર છે. રાક્ષસો, પ્રેત અને મ્લેચ્છ જીવો રાત્રિની અંદર પણ ખાય છે. સ્વર્ગમાં ગયેલા પિતૃઓ તેમજ ધર્મિષ્ઠ મનુષ્યો રાત્રિને વિષે ભોજન કરતાજ નથી. આ સૂર્ય જેમ જેમ દૂર જતો જાય છે તેમ તેમ અંધકારનો સમૂહ કમળની લક્ષ્મીને હરણ કરે છે. ખરેખર નિર્નાથ એવો કોણ સુખી રહી શકે. જેવી રીતે જિનેંદ્રે મથી નાખેલા મદાદિ પણ ત્રણ લોકના જીવોને પરાભવ પમાડે છે તેવી રીતે રત્ન, દીપક, સૂર્ય અને ચંદ્રથી ક્ષય કરાયેલો અંધકાર ફરીથી પ્રગટ થાય છે.

રાત્રિ અને ચંદ્રોદય—ત્યારપછી દિવાકર વિપ્ર પોતાની તર્જની અંગુલી ઉંચી કરીને બોલ્યો કે-'હે કુમાર! સમીપમા જુઓ કે ચંદ્ર ઉગેલો છે. સમગ્ર પૃથ્વીને પ્રકાશિત કરતો સૂર્ય તાપને વિસ્તારે છે અને રાત્રિ શીતળ છે પણ અત્યંત અંધકારને કરે છે; તે બંનેનાં બંને દોષોને આ ચંદ્ર દૂર કરે છે પણ પોતાનું કલંક દૂર કરવાને તે સમર્થ થતો નથી, તેથી તેપણ ક્ષીણ થાય છે.' વળી ગુણાકર વિપ્ર બોલ્યો-'હે રાજપુત્ર! આપ જલદી બિછાના ઉપર વિશ્રામ લ્યો જેથી આપનો શ્રમ દૂર થાય.' કુમારે પણ તે પ્રમાણે પંચપરમેષ્ઠી નમસ્કાર સ્મરણ કરવાપૂર્વક બિછાનાનો આશ્રય કર્યો અને બંને વિપ્રોએ કુમારને સુખ ઉપજે તેવી રીતે તેની સુશ્રુષા કરી. એ વખતે તુરત વિક્રમરાજાના આદેશથી અધિકારી વર્ગે ચંદરવા આદિથી સમગ્ર નગરીને શોભા યુક્ત કરી દીધી.

પ્રભાત સમય થયો એટલે પૂર્વે નિમંત્રણા કરાયેલા કામદેવ સરખા રૂપવાળા સર્વે રાજાઓ આવ્યા. વિક્રમરાજાએ તેમને રમ્ય

આવાસો આપવાપૂર્વક સન્માન કર્યું. જ્યાં કુમાર રહેલા છે ત્યાં આમળ રાજાને આનંદ કરાવનારાઓ પ્રભાતમાં જઈને આ પ્રમાણે બોલવા લાગ્યા.—'હે રાજપુત્ર ! તમે જય પામો, જય પામો, સચ્ચરિત્રોથી પવિત્ર એવા તમે મોહરાજાની મુદ્રારૂપ ઘણી નિદ્રાનો ત્યાગ કરો, દેહની શુદ્ધિ કરો, નિર્મળ એવી આપની બુદ્ધિને વિસ્તારો, અંતઃકરણમાં વસેલા પુણ્યકૃત્યથી અનંત એવા આપ જિનવરનું સ્મરણ કરો.'

કર્પૂરમંજરીનો સ્વયંવરમંડપ—એ રીતે જાગૃત થયેલા કુમાર ભુવનભાનુએ પ્રાતઃકૃત્ય કર્યું એટલે રાજા અને અમાત્યો તેને સ્વયંવરમંડપમાં હર્ષસહ લઈ ગયા. ત્યાં રાજાઓ મોટા મોટા આસનો ઉપર બેઠેલા હતા તેમની સાથે કુમાર ભુવનભાનુ પણ સુંદર સુવર્ણના સિંહાસન ઉપર બેઠા. તે વખતે ગીત ગાતી સ્ત્રીઓથી યુક્ત કર્પૂરમંજરી કોયલોથી વિંટાયેલી હંસલી હોય તેમ ત્યાં આવી. કુમારિકા એ રાધાસ્તંભ પાસે આવીને પ્રમોદથી તેનું પૂજન કર્યું અને તેણી સ્વસ્થ મનવાળી થઇને માળા ધારણ કરીને ઉભી રહી.

રાધાવેધ—ત્યારપછી દિવાકર નામનો વિપ્ર વિનયથી બોલ્યો કે—'હે રાજન્ ! રાધાવેધ કરીને આ કન્યા પરણો.' એ પ્રમાણે દિવાકરે કહ્યું એટલે શકિતવાન એવા કેટલાક રાજાઓ જેમની વિષયસ્પૃહા નષ્ટ થઈ ગઈ છે એવા ઉભા થયાજ નહિ. કેટલાક રાજપુત્રો પોતાની શકિત જાણ્યા સિવાય ઉઠયા અને રાધાવેધ સાધી નહિ શકવાથી હાસ્યને પાત્ર થયા. છેવટે શ્રી વિક્રમરાજાના સંકેતથી દિવાકર નામના વિપ્રે વીર એવા ભુવનભાનુ કુમારને ઉભા કર્યા. કુમારે ધનુષ્યને વાળ્યું અને તેમાં લાંબું બાણ રાખીને યોગ્ય સ્થાને રાધામાં લીન ચિત્તવાળા થઇને રહ્યા. પછી ભ્રમણ કરતા યુવાન પુરૂષોના ચિત્તથી યુક્ત કન્યાને સૌભાગ્યવડે અને ભ્રમણ કરતા ચક્રોથી યુક્ત રાધાવેધને તેણે બાણવડે વિંધી નાખ્યા. તુરત ભુવનભાનુકુમારના કંઠમાં વરમાળા નાખીને જેટલામાં

કન્યાએ કંપથી યુકત પોતાના હસ્તો લઇ લીધા તેટલામાં કોઇ એક દેવ ત્યાં આગળ પ્રગટ થયો.

દેવવાણી—પ્રગટ થયેલા દેવે તે વખતે દેવવાણી કરી કે –'હે વત્સે ! અપરાધ વિના મારા પુત્રને તેં કેમ બાંધ્યો?' એ પ્રમાણે દેવવાણી સાંભળીને વિક્રમરાજાએ પોતાના બંને હસ્ત જોડીને પૂછ્યું કે–'હે ગીર્વાણ ! આ તમારો પુત્ર કેવી રીતે થાય છે?' દેવે જવાબ આપ્યો કે–'હે રાજન્ ! તમને તે બાબતમાં અત્યંત કૌતુક હોય તો નિશ્ચળ થઇને હું કહું તે સાંભળો—

દેવ તથા ભુવનભાનુનો સંબંધ-- એ પ્રમાણે દેવે સર્વને સ્વસ્થ કરીને પોતાનું સ્વરૂપ કહેવા માંડયું કે-' પ્રથમ હું કાંચનપુર નગરમાં ભીમસિંહ નામનો રાજા હતો અને ધૈર્યવાન એવો આ ભુવનભાનુ મારો પુત્ર થયો. કોઇપણ કારણથી મારો તે પુત્ર દેશાંતર ગયો, તેથી ઉત્સુક બનેલો હું દુઃખથી આપઘાત કરવા તૈયાર થયો. તે વખતે ચિત્રાંગદ નામના સાધુએ આવીને મને પ્રતિબોધ કર્યો, તેથી મેં મારા નૃસિંહ નામના બીજા પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરીને દીક્ષા ગ્રહણ કરી. વ્યાખ્યાનમાં ગુરૂના મુખથી મેં બાર ભાવનાનું સ્વરૂપ સાંભળ્યું, તેથી સંસારને અસાર સમજીને અણસણ કરવા પૂર્વક હું કાળધર્મ પામ્યો અને સુંદરરીતે ધર્મારાધન કરવાથી સૌધર્મ દેવલોકમાં હું દેવ થયો. જ્ઞાનવડે સાત્વિક એવા આ મારા પુત્રને અહિં આવેલો જાણીને હું પણ અહિં આવ્યો અને આ કન્યાવડે વરમાળથી બંધાયેલા મારા પુત્રને જોઇને હે રાજન્ ! હું તેનો નિષેધ કરૂં છું. કહ્યું છે કે–

> लब्धेऽपि सुमानुष्ये, संप्राप्ते पापपुण्यनैपुण्ये
> यो यतते न यतित्वे, तिर्यक्त्वादौ स किं कर्ता ? ॥ १ ॥

'સુંદર એવો મનુષ્ય ભવ પામીને અને પાપ તથા પુણ્યનો વિવેક કરવામાં નિપુણતા પ્રાપ્ત થયા છતાં જે સાધુપણું અંગીકાર કરતો નથી તો પછી તે તિર્યંચઆદિ યોનિમાં શું કરી શકશે ? '

વળી કહ્યું છે કે-

दान नाऽभयदानतस्त्रिभुवने शीलव्रताच्च व्रत,
संतोषाच्च सुखं न मर्मवचनादन्यच्च तीव्रं विषम् ।
तृष्णाया अपरं लघुत्वमपि नो धर्मान्निधिर्नापरः,
स्त्रीपाशाच्च परोऽस्ति पाश इह भो ! कारा भवान्नापरा ॥ १ ॥

'હે મનુષ્યો ! આ ત્રણ ભુવનની અંદર અભયદાનથી બીજું કોઇ શ્રેષ્ઠ દાન નથી, શીળવ્રતથી અન્ય કોઇ શ્રેષ્ઠ વ્રત નથી, સંતોષથી બીજું કોઇ સુખ નથી, મર્મ વચનથી બીજું કોઇ તીવ્ર વિષ નથી, તૃષ્ણાથી બીજું કોઈ લઘુપણું નથી, ધર્મથી બીજો કોઇ નિધિ નથી, સ્ત્રીપાશથી બીજો કોઈ પાશ નથી અને ભવથી બીજો કોઈ કારાગાર નથી.'

તેથી કરીને હે વિક્રમરાજા ! ધર્મિષ્ઠ એવા આ પુત્રને હું સંસારથી છોડાવીને ચારિત્ર લેવરાવવાની ઇચ્છા રાખું છું.' એટલું બોલી દેવપદ પામેલા પોતાના પિતા મૌન થયા એટલે તેમના ચરણમાં નમસ્કાર કરીને સ્વચ્છ બુદ્ધિવાળા ભુવનભાનુ બોલ્યા કે- 'અત્યંત મોહવડે મુંઝાતા મારા મનને હે તાત ! આપે બચાવ્યું છે અને આપે મારા ઉપર અદ્ભુત વાત્સલ્ય કર્યું છે.'

દેવ અને વિક્રમરાજાનો સંલાપ—ત્યારપછી શ્રી વિક્રમરાજા પોતાના સિંહાસન ઉપરથી ઉભા થઇને હાથ જોડવાપૂર્વક ગદ્ગદ્ વાણીવડે બોલ્યા કે-' રૂપવડે રતીને જીતી લેતી અને કુળવાન સ્ત્રીઓમાં શ્રેષ્ઠ એવી આ મારી પુત્રીને આપનો પુત્ર પુણ્યવડે કરીને વરરૂપે પ્રાપ્ત થયેલ છે. લાવણ્યરૂપ અમૃતના સમુદ્રતુલ્ય આ શ્રેષ્ઠ વરવધુને હે દેવેન્દ્ર! જરા નિશ્ચળ થઇને જુઓ અને આપનું અનિમિષત્વ કૃતાર્થ કરો. મારા સ્વજનોથી ઇચ્છાવાયોગ્ય આ કન્યાના વિવાહરૂપી કલ્પવૃક્ષ હે દેવ ! તમે સમક્ષ હોવા છતાં પણ હજુ સુધી કેમ ફળતો નથી?' એ પ્રમાણે બોલીને પોતાનાં પગમાં પડતા રાજાને જોઇને તે દેવે તેને ઉભા કર્યા અને પોતાના હસ્તથી તેનું આલિંગન કરીને તુરત બોલ્યા કે-

'હે ભૂપતે! હે નરોત્તમ! તમારા યુક્તિ યુક્ત બોલાયેલા વાક્યવડે હું તુષ્ટમાન થયેલો છું તેથી તમે કહો કે તમારૂં ઇચ્છિત એવું હું શું કરૂં?' રાજાએ જવાબ આપ્યો કે-'હે દેવેન્દ્ર ! તમારા ધર્મિષ્ઠ વાક્યવડે સંસારની અંદર મોહથી સુતેલો મારો આત્મા આજે જાગૃત થયેલો છે, વાસ્તે જો તમારો પુત્ર તમારા વચનથી વધૂયુક્ત બાર વર્ષ પર્યંત આ મારા રાજ્યનું પાલન કરે તો હું વ્રતરૂપી નાવને ગ્રહણ કરીને ભવામ્બુધિને તરી જાઉં. હે સુરોત્તમ! તો હું આશા રાખું છું કે આપ પ્રસ્તુત લગ્ન કરાવી આપશો.' એ પ્રમાણે રાજાથી પ્રાર્થના કરાયેલા દેવે તે અંગીકાર કર્યું અને હર્ષયુક્ત બની ભુવનભાનુકુમાર તથા કર્પૂરમંજરીનો વિવાહ કરાવ્યો. વિવાહનું કાર્ય પૂર્ણ થયું એટલે ભીમદેવની સમક્ષ ભુવનભાનુને રાજ્ય ઉપર બેસાડ્યા અને પોતે ગુરૂ પાસે દીક્ષા લીધી.

**ભીમદેવની ભુવનભાનુને દીક્ષા લેવાની ભલામણ—** ત્યારપછી ભીમદેવ વિક્રમરાજર્ષિને સાથે લઇને રંગશાળાનગરીમાં ભુવનભાનુ પાસે આવ્યા, અને વિકસ્વર લોચનવાળા દેવે કુમારને કહ્યું કે-'હે વત્સ ! તારે બાર વર્ષ પૂર્ણ થાય એટલે જરૂર રાજ્યનો ત્યાગ કરી દીક્ષા ગ્રહણ કરવી' એ પ્રમાણે દેવનું કહેલું કુમારે અંગીકાર કર્યું એટલે તુરત દેવ પોતાના તેજથી આકાશને પ્રકાશિત કરતા સ્વર્ગમાં ગયા.

**ભીમ વિહાર—**પછી ભુવનભાનુરાજાએ પિતાના પુણ્યને માટે નવો ભીમવિહાર કરાવ્યો અને તેમાં વૈડૂર્યમણિની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી તથા સરળ આશયવાળા ભુવનભાનુએ ત્યાં આગળ દિવાકર વિપ્રને પૂજા કરવા રાખ્યો. વસુમતી (પૃથ્વી)ને શાસન કરતા આ રાજાએ પોતાના આત્માને સુમતિ યુક્ત કર્યો અને પ્રજાને વસુમતી(ધન યુક્ત) બનાવી.

**કર્પૂરમંજરીનું ગર્ભ ધારણ તથા તેનો દોહદ—** સ્વલ્પ શ્લેષ્માવાળી થયેલી રાણી કર્પૂરમંજરીએ એકદા પ્રકૃતિ

જેમ સત્ત્વને ધારણ કરે તેમ રાજ્યયોગ્ય ગર્ભને ધારણ કર્યો. તે રાણીને અન્યદા મહેલ ઉપર રહી સૂર્યના બિંબને જોઇ અત્યંત રૂદન કરતી રાજાએ દીઠી. રાજા તેની પાસે આવીને પ્રેમયુક્ત વચન બોલ્યા કે–'અયિ ! દયિતે ! તમારા ચિત્તની અંદર કયું દુઃખ અત્યારે વિદ્યમાન છે?' મંદ ચક્ષુવાળી રાણીએ મંદવાણીથી જવાબ આપ્યો કે-'હે પ્રિયતમ! મને સૂર્યના વિમાનમાં રહેલા જિનેશ્વરને નમસ્કાર કરવાનો દોહદ ઉત્પન્ન થયેલ છે.' તે સાંભળી તુષ્ટમાન હૃદયવાળા રાજા ભુવનભાનુ સ્પષ્ટ વાણીવડે બોલ્યા કે-' હે દેવી! તમારો દોહદ અત્યંત સુંદર છે અને તે હું નિશ્ચયે કરીને પૂર્ણ કરીશ. હે ભામિનિ ! હવે તમે ખેદ કરો નહિ.' એ પ્રમાણે આશ્વાસન આપીને રાજાએ પ્રિયાનું મુખ પોતાના વસ્ત્રના છેડાવડે લુંછી નાખ્યું. એ રીતે પ્રેમરૂપી અમૃતના સિંચનવડે પ્રિયાને પ્રીતિયુક્ત કરીને રાજાએ પોતે ધરણેન્દ્રે અર્પણ કરેલી બે પાદુકા પગમાં પહેરી તથા ધરણેન્દ્રના અર્પણ કરેલા શીત અને આતપનું નિવારણ કરવાવાળા બે વસ્ત્રો શરીરઉપર ધારણ કર્યા. પછી ભુવનભાનુએ હુંકારો કર્યો એટલામાં આતપ તથા શીતથી ક્લાન્ત થયા વિના પાદુકાના પ્રભાવથી આકાશનું આક્રમણ કરીને સૂર્યના વિમાનના દ્વારપાસે આવી પહોંચ્યા.

સૂર્યદેવ તથા ભુવનભાનુનો સંલાપ-ભુવનભાનુ રાજાને દૂરથી આવતા દેખીને સૂર્યદેવ સમીપ ગયા, કારણકે અતિથિ કોને માન્ય થતો નથી ? આવીને પગમાં પડેલા રાજાને ઉભા કરીને સૂર્યે હર્ષથી આલિંગન કર્યું. પછી દિવ્યાસન ઉપર તેને બેસાડીને સૂર્યદેવ કોમળ વાણી બોલ્યા કે–'અહો ! સાહસિક ! જેવી રીતે તમે એકાએક અહિં આવીને મને પ્રમુદિત કરેલ છે તેવી રીતે કાર્યનિવેદન કરીને મને હર્ષિત કરો.' રાજાએ કહ્યું 'હે દેવેન્દ્ર ! આપ જ્ઞાનથી મારૂં સમગ્ર કાર્ય જાણો છો તો મનુષ્ય વ્યવહારને માટે તે મને શું કામ પૂછો છો?' સૂર્યદેવ ક્ષણવાર મૌન ધારણ કરીને બોલ્યા કે–'શું તમારે તમારી પ્રિયાને અહિં

રહેલી જિનેશ્વરની મૂર્તિને નમસ્કાર કરાવવો છે તો હું તેને હમણા અહિં લઈ આવીશ.'

કર્પૂરમંજરીનું સૂર્યવિમાનમાં ગમન--એટલું કહી સૂર્યદેવે દિવ્યશક્તિવડે કર્પૂરમંજરીને તુરત ત્યાં આણી. અકસ્માત્ પોતાની પ્રિયાને ત્યાં આવેલી જોઇને ભુવનભાનુ અત્યંત આશ્ચર્ય પામ્યા. ત્યાં આગળ રહેલા પોતાના ભર્તારને જોઇને કર્પૂરમંજરી પણ અત્યંત હૃષ્ટ ચિત્તવાળી થઈ અને જેટલામાં તેણી વિનયથી સૂર્યદેવને નમસ્કાર કરે છે તેટલામાં સૂર્યની અગ્રમહિષી રત્નાદેવી શીઘ્ર ત્યાં આવી અને તેણીને આલિંગન કર્યું.

સૂર્યવિમાનમાંહેના જૈનપ્રાસાદનું વર્ણન-ત્યારપછી સૂર્યદેવે હર્ષવડે ભુવનભાનુરાજાને પોતાના વિમાનમાં રહેલા જૈનપ્રાસાદમાં પ્રવેશ કરાવ્યો અને ચાર હજાર દેવીઓથી યુક્ત રત્નાદેવી કર્પૂરમંજરીને જૈનપ્રાસાદમાં લઇ ગઈ. રાજાએ ત્યાં આગળ ત્રણ દ્વારમાં રહેલી ચાર ચાર મૂર્તિ અને મધ્ય ભાગમાં રહેલી એકસો ને આઠ મૂર્તિ એટલે એકંદર એકસો વીશ મૂર્તિના તથા ત્રણ દ્વારવાળી પાંચ સભા અને પ્રત્યેક દ્વારમાં રહેલી ચાર ચાર મૂર્તિ એટલે સાઠ મૂર્તિના દર્શન કર્યા પછી રાજાએ તથા રાણીએ સૂર્યદેવની પ્રસન્નતાથી સમગ્ર એકસો એંશી મણિમય શાસ્વતા જિનબિંબોની પૂજા કરી. એ રીતે કર્પૂરમંજરીનો દોહદ પૂર્ણ થયો એટલે રાજા રવિદેવને નમસ્કાર કરવાપૂર્વક સ્તવના કરીને પોતાની નગરીએ આવ્યા.

સુરવલ્લભ પુત્રને રાજ્ય અને ભુવનભાનુ, કર્પૂરમંજરી તથા ગુણાકર વિપ્રનું દીક્ષાગ્રહણ—પછી ક્રમે દરૂપી અમૃતથી પૂર્ણ એવી કર્પૂરમંજરીએ યોગ્ય સમયે અદ્ભુત તેજવાળા પુત્રને જન્મ આપ્યો. રાજાએ તે પુત્રનું નામ સુરવલ્લભ પાડ્યું. ઉપાધ્યાય પાસે અભ્યાસ કરતાં ક્રમે કરીને તે દશ વર્ષનો થયો, એટલે રાજાએ તે પુત્રને રાજ્ય ઉપર બેસાડ્યો અને પોતે પોતાની પ્રિયા સાથે દીક્ષા લીધી તે વખતે ગુણાકર વિપ્રે પણ પોતાના સ્વામી

ભુવનભાનુની સાથે દીક્ષા લીધી. ભુવનભાનુ મુનિએ ક્રમે કરીને સૂરિપદ પ્રાપ્ત કર્યું. ભુવનભાનુ ગુરૂ ભવની વ્યાખ્યા કરવા લાગ્યા તે વખતે ગુણાકર અને કર્પૂરમંજરી બ ન્નેને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું અને આયુષ્ય પૂર્ણ કરી તે બંને મોક્ષમાં ગયા. ભુવનભાનુસૂરિ અંતે અણુસણ કરીને બારમા દેવલોકમાં ગયા. ત્યાં આગળ દેવસંબંધી ભોગો ભોગવીને આયુષ્યને અંતે ત્યાંથી ચ્યવીને આ ગજપુર નગરમાં મહાસેનના પુત્ર વિજયસેન રાજા થયેલ છે એ રીતે વિજયસેનરાજાનો પૂર્વભવનો વૃત્તાંત પૂર્ણ થયો.' હવે પુંડરીકસ્વામી દીવાકર બ્રાહ્મણનો વૃત્તાંત કહે છે—

દિવાકર વિપ્રનું દેવદ્રવ્ય ભક્ષણ—દિવાકર નામનો બ્રાહ્મણ કે જેને ભુવનભાનુએ ભીમવિહારમાં પૂજારી તરીકે રાખ્યો હતો તેણે લાંબા કાળસુધી દેવદ્રવ્યનું ભક્ષણ કર્યા સિવાય જિનપૂજા કરી. તે દિવાકર પોતાના વધતા ભાવથી દિવસે દિવસે અત્યંત મનોહર જિનપૂજા કરવા લાગ્યો. જ્યારે તેનું આયુષ્ય છ માસનું રહ્યું ત્યારે પ્રકૃતિનો વિપર્યય થવાથી તેનો ધર્મભાવ નષ્ટ થઇ ગયો અને ધર્મના અભાવથી. દેવદ્રવ્યનું ભક્ષણ કરવા લાગ્યો. તેનું આયુષ્ય પૂર્ણ થયું એટલે ત્યાંથી મરીને અસંખ્ય ભવોમાં તે ભમ્યો. એ રીતે ભમતાં ભમતાં ક્રમે કરીને તે દિવાકરવિપ્રનો જીવ આ ગજપુર નગરની અંદર શ્વાન થયો, કારણકે દેવદ્રવ્યનું ભક્ષણ કરવાથી નિશ્ચે કરીને ઘણો સંસાર વધે છે એમ આગમમાં કહ્યું છે.

સંબોધ પ્રકરણમાં દેવદ્રવ્યનો ઉલ્લેખ—સંબોધ પ્રકરણમાં કહ્યું છે કે–પુણ્યહીન એવો શ્રાવક જો દેવદ્રવ્યનું ભક્ષણ કરે અથવા દેવદ્રવ્યની ઉપેક્ષા કરે તો તે ઘણા પાપકર્મોથી લેપાય છે. દેવદ્રવ્યની આવક જે માણસ બંધ કરે અથવા કબુલ કરેલું દેવદ્રવ્ય જે આપે નહિ અને નાશ પામતા દેવદ્રવ્યની ઉપેક્ષા કરે તે માણસ સંસારમાં ઘણું પરિભ્રમણ કરે છે. જે મોહિત મતિવાળો માણસ ચૈત્ય અથવા સાધારણદ્રવ્યનો દ્રોહ કરે છે તે

માણસ ધર્મ જાણતો નથી અથવા નરકમાં જવાનો છે એમ સમજવું. દેવદ્રવ્યનો નાશ થતો હોય અથવા કોઇનાથી નાશ કરાવાતો હોય તો તે બંને પ્રકારમાં સાધુ જાણ્યા છતાં જો ઉપેક્ષા કરે તો તે અનંતસંસારી થાય. જિનપ્રવચનની વૃદ્ધિ કરવાવાળાં, જ્ઞાન અને દર્શન ગુણની પુષ્ટિ કરવાવાળાં જિનદ્રવ્યનું રક્ષણ કરવાથી મનુષ્ય અલ્પ સંસારવાળો થાય છે, અને તેની વૃદ્ધિ કરવાથી જીવ તીર્થંકર નામકર્મ બાંધે છે.

**વિજયસેનને ગુણારામ કુતરા ઉપર સ્નેહનું કારણ.**—એ પ્રમાણેનું આગમવચન જાણીને ધર્મિષ્ઠ પુરૂષોએ દેવદ્રવ્યની વૃદ્ધિ કરવામાં સર્વદા પ્રયત્ન કરવો. હે નરેશ્વર! દેવદ્રવ્યના ભોગથી ઉત્પન્ન થયેલા કર્મવડે કરીને દિવાકરનો જીવ કુતરાના ભવમાં આવેલ છે તથા વિજયસેન રાજાને તેના ઉપર અત્યંત સ્નેહ થવામાં પૂર્વજન્મમાં તેની સાથેનો અત્યંત પરિચયજ કારણભૂત છે. હે વિજયસેન રાજન્! તમે જ્યારે જિનેશ્વરની પૂજા કરી તે વખતે પૂર્વભવના અભ્યાસથી આ કુતરો અત્યંત જોઇ રહ્યો. નજીકમાં મોક્ષસુખ મળવાનું છે જેને એવો આ કુતરો જે વખતે શ્રી જિનપૂજનનું તીવ્ર ધ્યાન કરી રહ્યો હતો તે વખતે તેને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું. હે સોમયશા રાજા! એ પ્રમાણે મેં વિજયસેન રાજાનો અને આ કુતરાનો પૂર્વભવ કહ્યો.

**ગુણારામ કુતરાનો પશ્ચાતાપ અને અનશન**— એ પ્રમાણે વૃત્તાંત કહીને પુંડરીકગણધર વિરામ પામ્યા એટલે સંવિગ્ન મનવાળો થયેલો કુતરો આગળ આવીને તેમને પ્રણામ કરવા લાગ્યો. નીચું મુખ રાખીને આ કુતરો લાંબાકાળ સુધી પોતાની પુંછડી ઉછાળવા લાગ્યો, તેથી વિજયસેનરાજાએ પ્રશ્ન કર્યો કે—'હે પ્રભુ! આ કુતરો શું કહી રહ્યો છે?' પુંડરીકસ્વામીએ જવાબ આપ્યો કે'હે ભૂપતે! આ કુતરો પોતાના મનમાં દેવદ્રવ્યના ભક્ષણથી ઉત્પન્ન થયેલા પાપની અત્યંત નિંદા કરે છે. કે—દ્રવ્ય અન્ય ઉપાયોથી પણ પ્રાપ્ત થઇ શકે તેમ હોવા છતાં

દુર્બુદ્ધિ એવા મેં એટલી વાત છે કે દેવદ્રવ્યનું ભક્ષણ કરીને મારો આત્મા દુ:ખની અંદર નાખ્યો. દુ:ખે કરીને પ્રાપ્ત થઇ શકે તેવો મનુષ્યભવ પામ્યા છતાં હા ! હું મોક્ષ પ્રાપ્ત કરી શકયો નહિ. હવે દાન પૂજાદિ કાર્યને અયોગ્ય એવા પશુભવમાં હું શું કરી શકું ? પૂર્વભવમાં મેં પ્રથમ ભાવપૂર્વક જિનેશ્વરની પૂજા કરી તે પુણ્યવડે કરીને મને અત્યારે ગુરૂનો યોગ મળ્યો છે, વાસ્તે અનશન ગ્રહણ કરીને તૃષ્ણારૂપી આતપથી કલાન્ત એવા મારા આત્માને હું સંતોષામૃતના સમુદ્રમાં સ્નાન કરાવું.' એ પ્રમાણે કુતરાએ નિશ્ચય કર્યો એટલે રાજાઓ તેની અત્યંત પ્રશંસા કરવા લાગ્યા અને પુંડરીકમુનિએ તેને અનશન કરાવ્યું. અનશનને ગ્રહણ કરીને તે શ્રેષ્ઠ શ્વાન સભાથી દૂર જઇને પરમેષ્ઠીમંત્રનું સ્મરણ કરતો એક સ્થાને રહ્યો.

**સિદ્ધાચળનો મહિમા-વિજયસેનરાજાનું દીક્ષા ગ્રહણ** —ત્યારપછી ઉત્પન્ન થયું છે જાતિસ્મરણજ્ઞાન જેને એવા વિજયસેનરાજાએ પણ પુંડરીકગણધર પાસે આદરપૂર્વક વ્રતની યાચના કરી. પુંડરીકસ્વામીએ તે વખતે કહ્યું-'હે વિજયસેન રાજન્ ! અમે અત્યારે સિદ્ધાચળપર્વતે જઇએ છીએ. અષ્ટાપદ, સમેતશિખર, અપાપાપુરી ( અત્યારે પાવાપુરીના નામથી પ્રસિદ્ધ છે), ચંપાપુરી અથવા બીજા પુણ્યતીર્થોને વંદન કરવાથી જે ફળ થાય છે તેથી શતગણું ફળ સિદ્ધાચળ તીર્થને વંદન કરવાથી થાય છે.જે સિદ્ધાચળતીર્થના સેવનથી સાધુઓને કેવળજ્ઞાન અને નિર્વાણની પ્રાપ્તિ થાય છે તે તીર્થને વંદન કરવાથી સમગ્ર અન્ય તીર્થોને વંદન થઇ ગયું સમજવું. શત્રુંજયગિરિ ઉપર જે મનુષ્યો ચૈત્યગૃહ કરાવે છે અથવા પ્રતિમાનું સ્થાપન કરે છે તે માણસ આ ભરતક્ષેત્રને છોડીને મોક્ષમાં જાય છે. જિનેશ્વરની પૂજા કરવામાં એકગણું પુણ્ય થાય છે, પ્રતિમા સ્થાપન કરવામાં શતગણું, જિનભુવન કરાવવામાં હજારગણું અને જિર્ણોદ્ધાર કરીને તેનું પાલન કરવામાં અનંતગણું પુણ્ય થાય છે. એક શત્રુંજયગિરિને વંદના કરવાથી સ્વર્ગ

મૃત્યુ અને પાતાળલોકમાં જે કોઇ નામતીર્થ હોય તે સર્વેને વંદના કરવાનું ફળ થાય છે. વળી હે વિજયસેન રાજન્! પૂર્વે ભુવનભાનુના ભવમાં માતંગના કિંકર થઇને દુઃખ સહન કરવાથી અત્યારે તમે નષ્ટપાપવાળા થયેલા છો. વાસ્તે મોહમદિરાથી પૂર્ણ એવા ગૃહસ્થાવાસનો ત્યાગ કરીને હે સુભગ! તમે ચારિત્રરૂપી ગંગામાં સ્નાન કરો.' એ પ્રમાણે ગુરૂના આદેશને પ્રાપ્ત કરીને અત્યંત વૈરાગ્યવાન્ થયેલ વિજયસેનરાજાએ મન વચન અને કાયાની એકાગ્રતાપૂર્વક વ્રત ગ્રહણ કર્યું.

ગુણારામ કુતરાનું પંચત્વ—અનશન પામીને પંચપરમેષ્ઠીના ધ્યાનમાં લીન થયેલ અને પૃથ્વી ઉપર જેનો યશ પ્રસરી રહ્યો છે એવો ગુણારામ કુતરો ત્યાંથી મરણ પામીને પહેલા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો. ગુણારામકુતરાના દેહનો સોમયશા રાજાએ તુરત અગરૂચંદનના અગ્નિથી સંસ્કાર કર્યો.

**ગુણારામ કુતરાના શ્રેયને માટે સત્રાગાર સહિત જિનપ્રાસાદ**— શ્રીમાન્ સોમયશારાજાએ ગુણારામ કુતરાના ગુણોથી સંતુષ્ટ થઇને હર્ષથી તેના શ્રેયને વાસ્તે શ્રી નાભેયજિનેશના બિંબથી અને પુંડરીકસ્વામીના બિંબથી યુક્ત મનોહર ઉજ્વળ અને અત્યંત વિસ્તારવાળો ચાર સત્રાગારથી (દાનશાળાથી) યુક્ત પ્રાસાદ કરાવ્યો. રાજાએ કરાવેલા તે પ્રાસાદની અંદર દેવીઓથી યુક્ત હરિણેગમેષિદેવે સંતુષ્ટ થઇને જિનેશ્વરનું અર્ચન કર્યું તથા સંગીતપૂર્વક ઉત્સવ કર્યો.

**સિદ્ધાચળ તરફ પુંડરીકમુનિનો વિહાર**—પછી જગતના જીવોની દ્રષ્ટિને વિકસિત કરવામાં ઉદ્યુક્ત વચનરૂપી કર્પૂરના કળશ સમાન યુગાદિનાથના પ્રથમ ગણધરવર પુંડરીકમુનિ સિદ્ધાચળ તરફ જવાની અભિલાષાવાળા થયા અને 'પાપથી મુક્ત થયેલા અહો! સાધુઓ! તમે જલદી ચાલો' એ રીતે સમગ્ર શિષ્યવર્ગને તેમણે આદેશ કર્યો.

છઠો સર્ગ સમાપ્ત શ્રી રત્નપ્રભસૂરિરૂપી સૂર્યના કિરણોથી રાત્રિરૂપી દોષોનો ત્યાગ કરીને જાડ્યબુદ્ધિવાળા હોવા છતાં પણ પ્રતિદિવસ તેમની કૃપાવડે અદ્ભુત બુદ્ધિથી જે યુક્ત થયા તે શ્રી કમલપ્રભસૂરિએ રચેલ શ્રી શત્રુંજયના દીપકતુલ્ય પુંડરીકસ્વામીના ચરિત્રનો છઠો સર્ગ સંપૂર્ણ થયો.

इति श्रीपुण्डरीकपुराणे श्रीविजयसेन–गुणारामश्चान-
पूर्वभववर्णनः षष्ठ सर्ग



# સર્ગ સાતમો.

---

## મુનિની દુગંચ્છા, મંદિરની આશાતના અને પ્રાણીઓનો આયુનો વિયોગ કરવાના ફળ પ્રદર્શિત કરનાર વિમળા અને દેવદત્તનું ચરિત્ર.

મથુરામાં ધનશ્રેષ્ઠી અને દેવદત્ત પુત્ર—વિહાર કરતાં કરતાં અત્યંત તેજસ્વી અને સ્થિરતાયુક્ત ચિત્તવાળા શ્રી યુગાદિનાથના મુખ્ય ગણધર પુંડરીકસ્વામી મથુરાપુરીની પાસે આવી પહોંચ્યા તે નગરીની અંદર દાનવાન, દમનશીળ અને દયાયુક્ત ધનનામનો વ્યવહારી રહેતો હતો. પુંડરીકસ્વામીના આગમનના સમાચાર જાણીને તે ધનશેઠ ઘણાં શ્રેષ્ઠ નગરવાસીઓની સાથે સાધુને વંદન કરવા વાસ્તે નગરની બહાર નીકળ્યા. શેઠે તે વખતે રૂપ, યૌવન અને કળાથી યુક્ત પોતાના પુત્ર દેવદત્તને પુંડરીકસ્વામીને વંદન કરાવવા વાસ્તે સાથે લીધો. દેવો તથા સાધુઓથી યુક્ત અને શત્રુંજય પર્વતે જવાની ઇચ્છાવાળા મુનિરાજને ભક્તિપૂર્વક નમસ્કાર કરીને ધનશેઠ હસ્ત જોડી બોલ્યા કે-' હે સદ્ગુરો ! અજ્ઞાનરૂપી વિષથી ઉન્મત્ત થયેલા આ નગરના જીવોને આપ અહિં સ્થિત થઇને અમૃતતુલ્ય વાણીવડે શીઘ્ર ચેતનાથી યુક્ત કરો.' એ પ્રમાણે ધનશેઠનું વાકય સાભળીને પુંડરીકમુનિએ ત્યાં રહેવાનું મન કર્યું. એટલે ભક્તિવાળા હરિણગમેષિદેવે તુરત ત્યાં આગળ મણિપીઠ કરી દીધું.

પુત્રવધુ વિમળાનું દુરભિગંધપણું-- શ્રેષ્ઠ દેવોએ નિર્માણ કરેલા મણિમહેલની અંદર સમગ્ર સાધુઓ સ્થિત થઇ ગયા એટલે વિમળ મણિપીઠ ઉપર બેઠેલા પુંડરીકસ્વામીને ધન વ્યવહારીએ પૂછયું કે-' આ દેવદત્ત નામનો મારો પુત્ર છે. અહિંવસતા વસુભૂતિ નામના શ્રેષ્ઠીની કોમળતા અને લાવણ્યતાની

નિર્મળ મૂર્તિસમાન વિમળા નામની પુત્રી સાથે તેનો વિવાહ થયેલ છે. વિવાહ થયા પછી ચોથે વરસે તે મારી પુત્રવધૂ નિર્મળ કાંતિવાળી અને કોઇપણ જાતના રોગ રહિત હોવા છતાં અત્યંત દુરભિગન્ધ શરીરવાળી થઇ છે. પાપી રાજાની અપકીર્તિ જેમ-વૃદ્ધિ પામે તેવી રીતે ઘણા સુવૈદ્યોએ તેણીના અંગે વિવિધ પ્રકારના ઔષધો લગાડ્યા પણ તેણીનું દુરભિગંધપણું વૃદ્ધિ પામ્યું. ક્રમે કરીને તેનું દુરભિગંધપણું વધતું વધતું સમગ્ર પુરની અંદર પ્રસર્યું અને રાજાના હુકમથી તે સ્ત્રીને અરણ્યમાં એક ધામ બનાવીને રક્ષકથી યુક્ત ત્યારે રાખવી પડે છે. તે દિવસથી આરંભીને મારા પુત્રે અત્યંત દુઃખથી સુંદર શયન, આસન અને ભોજનનો ત્યાગ કરેલ છે અને મ્લાન ઘૂર્ણ નેત્રોવાળો થઇને તેણે આઠ વર્ષ વીતાવ્યા છે. હે અજ્ઞાનરૂપી અંધકારને હરણ કરવામાં સૂર્ય સમાન! આપ કૃપા કરીને કહો કે મારી તે પુત્રવધૂ દુર્ગંધશરીરવાળી કેમ થઈ? અને મારો પુત્ર તેણીના ઉપર અત્યંત સ્નેહવાન્ કેમ છે? એમનું સ્વરૂપ કહીને મારા મનમાં રહેલો સંશય આપ દૂર કરો.'

**વિમળાના દુરભિગંધપણાનું નષ્ટ થવું.**—પુંડરીકસ્વામી ધનશ્રેષ્ઠી પ્રત્યે બોલ્યા કે-'હે વ્યવહારિન્! તમે તે વિમળાને તેનો પૂર્વભવ સાંભળવા અહિં લાવો.' શ્રેષ્ઠીએ જવાબ આપ્યો કે-'અત્યંત દુર્ગંધવાળી તેણીને હું અહિં સભામાં કેવી રીતે લાવું?' શ્રેષ્ઠીનું એ રીતનું બોલવું સાંભળીને હર્ષિત થયેલા હરિણગમેષિદેવે પુંડરીકપ્રભુના ચરણનું પ્રક્ષાલન કરીને શીઘ્ર દિવ્યજળ તેને આપ્યું અને કહ્યું કે-'આ જળથી તમે તમારી પુત્રવધૂને સિંચન કરજો એટલે તેનું દુરભિપણું નાશ પામશે.'

**સુગંધ શરીરવાળી થયેલી વિમળાનું સભામાં આગમન.**—એ પ્રમાણેનું હરિણગમેષિદેવનું કથન સાંભળીને ધનશ્રેષ્ઠી સભામાંથી ચાલ્યા અને પોતાની પુત્રવધૂ વિમળા પાસે આવીને તે જળથી સિંચન કર્યું એટલે તેણી તુરત સુગંધ શરીરવાળી



પુંડરીકસ્વામી મથુરાપુરીમાં પધાર્યા તે વખતે ધનગેહ પોતાના પુત્ર દેવની માટે સ્ત્રી વંદન કરવા આવ્યા ધનગેહ નમ કરે છે કે આ મારા પુત્રની વહુ વિગતા દુર્ગંધીયારેન છે ગણધર મહારાજ તેને લાવવાનું કહે છે એટલે દરિદ્રગંધીરેવ મુનિના ચરણપ્રક્ષાલનનું જળ દુર્ગંધપણું નષ્ટ કરવા આપે છે

થઇ ગઇ. ત્યારપછી ધનશેઠ તેણીને પૂર્વ જન્મનો વૃત્તાંત સાંભળવા વાસ્તે સભામાં લાવ્યા.

## વિમળા અને દેવદત્તનો પૂર્વભવ.

**શંખપુર, મહસેન, વસુમિત્ર, કીર્તિમતિ, વિમળ બુદ્ધિ સુબુદ્ધિ**–નમસ્કાર કરીને હસ્ત જોડી બેઠેલી દુઃખી વિમળાને જોઇને અત્યંત દયાળુ એવા મુનિરાજ પુંડરીકસ્વામી મધુરવાણીવડે બોલ્યા કે–'હે વ્યવહારિન્! તમારી પુત્રવધૂ વિમળાનો અને તમારા પુત્ર દેવદત્તનો પૂર્વભવ પાપ અને પુણ્યના ફળનો નિશ્ચય કરવા માટે સ્થિર મનવાળા થઇને સાંભળો. મહાવિદેહક્ષેત્રની અંદર શંખપુર નગરને વિષે પહેલાં મહસેન નામનો રાજા થયો હતો. તે નગરમાં તે વખતે વસુમિત્ર નામનો નિર્ધન વણિક રહેતો હતો અને તેને કીર્તિમતી નામની સ્ત્રી હતી. તે વણિકના વિમળબુદ્ધિ અને સુબુદ્ધિ નામના બે પુત્રો ભાર્યાસહિત હતા. તે બંને પુત્રો સર્વદા ધનને માટે ઘણો વ્યવસાય કરતાં છતાં નિર્ધન હતા.

**કીર્તિમતીને સ્વપ્ન**––એકદા દરિદ્ર પણ ધર્મમાં અત્યંત રક્ત એવા વસુમિત્રની સ્ત્રી કીર્તિમતીએ રાત્રિને વિષે સ્વપ્નમાં નિર્મળ અત્યંત રૂપવાળો ઐરાવણહસ્તિ જોયો. પ્રાતઃકાળે ઉઠીને કીર્તિમતી પોતાના પતિની પાસે આવીને વિકસ્વર નેત્રવાળી થઇને સ્વપ્નની હકીકત કહેવા જાય છે એટલામાં તેમની પાસે એક છીંક થઇ. તે છીંક સાંભળીને પોતાના ભર્તારની પાસે સ્વપ્નની હકીકત નિવેદન ન કરતાં મનોહર પુષ્પ અને ફળ હસ્તમાં લઇને તેણી સ્વપ્નપાઠક પાસે તુરત ગઇ અને સ્વપ્નપાઠકને સ્વપ્ન જાહેર કર્યું. સ્વપ્નપાઠકે વિચાર કરીને તેણીને કહ્યું કે–' સર્વલોકના લોચનોને આનંદદાયક એવો તને પુત્ર થશે અને તે પુત્ર રાજા થશે.' સ્વપ્નપાઠકનું તે વચન સાંભળીને પ્રમુદિત થયેલી તેણીએ ફરીથી સ્વપ્નપાઠકને પૂછયું કે–'મારા ભર્તારની પાસે હું સ્વપ્ન નિવેદન કરવા ગઇ તે વખતે છીંક થઇ તેનું શું કારણ? તે કહો.'

સ્વપ્નપાઠકે જવાબ આપ્યો-'હે સુંદરી ! તમારી પાસે તે વખતે છીંક થઇ તે એમ સૂચવે છે કે જે વખતે પુત્રને રાજ્યની પ્રાપ્તિ થશે તે વખતે ખેદ ઉપજાવનારૂં તે પુત્રના પિતાનું મૃત્યુ થશે.' સ્વપ્નપાઠકનું કહેલું વૃત્તાંત સાંભળીને હર્ષ તથા ખેદને ધારણ કરતી શ્રેણી પોતાને ઘરે આવી અને સમગ્ર ગર્ભકાળ સુખપૂર્વક પૂર્ણ કર્યો.

**કીર્તિમતીનો પુત્ર ગજ**—કીર્તિમતીએ પૂર્ણ સમયે સોમ,સૌમ્યતા અને સુભગતાથી પરિપૂર્ણ, સુંદર અંગવાળા, અને મનુષ્યના નેત્રને આનંદદાયક પુત્રને અત્યંત ઉચ્ચ મુહૂર્ત્તે જન્મ આપ્યો. તે બાળકના નામને સ્થાપન કરવા ધાત્રીએ ભૂમિ ખોદી એટલે તેમાંથી તુરત સ્વજનને હર્ષ ઉપજાવે તેવો સ્વર્ણથી પૂર્ણ કળશ નીકળ્યો. પછી શેઠના ઘરમાં ધન અને ધાન્યનો સમૂહ વધવા લાગ્યો. ધનશ્રેષ્ઠીએ સ્વપ્ન અનુસારે આ પુત્રનું નામ ગજ પાડ્યું. પૂર્વાચળના શિખર ઉપર રહેલા સૂર્યની જેમ અને મેરૂપર્વત ઉપર રહેલા કલ્પવૃક્ષની જેમ એ બાળક કાંતિ અને શરીરવડે વધવા લાગ્યો.

**ગજનો પ્રતાપ**-સર્વ શાસ્ત્રોમાં વિજ્ઞાનતા અને સમસ્ત સુંદર કળાઓમાં કુશળતાની સાથે સરલ સાધુઓની સંગતી કરવામાં પ્રીતિવાળા કુમારે યૌવન પ્રાપ્ત કર્યું. દાન અને પુણ્યથી જેમ જેમ ગજકુમારનો પ્રતાપ વધવા લાગ્યો તેમ તેમ તેના વિમળબુદ્ધિ અને સુબુદ્ધિ નામના બે મોટા ભાઇઓ જડતાથી તેની ઈર્ષા કરવા લાગ્યા. જેમ ગવાક્ષની અંદર દીપક રહેવાથી ગવાક્ષ મલિનપણું ધારણ કરે છે તેની જેમ સદ્દશાથી યુક્ત નિર્મળ કુળદીપક તુલ્ય આ ગજકુમારને તેના બંને ભાઇઓએ હૃદયમાં ધારણ કર્યો, તેથી તેઓના હૃદયમાં ઉગ્ર મલિનતા ધીમે ધીમે વધવા લાગી

**ગજના પ્રતાપને નહિ સહન કરતા તેના ભાઇઓ**—અન્યદા ગજકુમારના મોટા બે ભાઇઓએ પોતાના પિતાને એકાંતે રોષસહિત કહ્યું કે-'અમે ઘણા શ્રમથી દ્રવ્યને ઉત્પન્ન કરીએ છીએ

અને આ લઘુ ભાઇ ગજ તેનો દુર્વ્યય કરે છે. જે ધનને માટે પંડિત પુરૂષો સમુદ્રની મુસાફરી, સ્વામીની સેવા અને વિકટ માર્ગમાં ગમન કરે છે તે ધનને દુષ્ટ મ ણુસો ફોગટ ગુમાવે છે. જેના વડે બંધુ, રાજા અને મંત્રીઓમાં માન મળે છે, જે ભોગ અને સુભગના નિધાનરૂપ છે, અને જે માઠી અવસ્થામાં આવી પડેલ ના દુઃખનો નાશ કરવામાં સમર્થ છે તે ધનનો વિનાશ કરવો ઉચિત નથી. આ બાળ (ગજ) હમેશાં જેમ જેમ ધનની હાનિ કરતો જાય છે તેમ તેમ હે પિતાજી ! અમારા મનમાં અત્યંત ખેદરૂપી અગ્નિ વધતો જાય છે.' શ્રેષ્ઠીએ જવાબ આપ્યો કે-'હે પુત્રો ! ગજ તમારો લઘુ બંધુ છે અને તે દાન આપવાથી નગરમાં અત્યંત પૂજનિક થયો છે, તે આપણા કુળનું જ પવિત્રપણું છે, તેમ છતાં પણ જો તમારા હૃદયમાં દુઃખ થતું હોય તો તે ગજને જલદી તમાર થી જુદો કરો.' એ પ્રમાણેનું પિતાજીનું કથન સાંભળીને તે બંને મોટા ભાઇએ સમગ્ર ધનના પાંચ વિભાગ કર્યા અને પિતાને પૂછયું કે-'હે તાત ! આપ કોના ઘરમાં રહેશો ?' શ્રેષ્ઠીએ જવાબ આપ્યો કે-'હે ભાઇઓ ! હું તો નાના પુત્ર ગજની સાથે રહીશ.' તે સાંભળી તે બને ભાઇઓએ ગજને, પિતાને અને માતાને ધનના ત્રણ ભાગ આપ્યા.

દ્રવ્યવિભાગનો ત્યાગ અને ગજની ભાવના—ગજકુમારે કહ્યું-'મારે ધનનો ભાગ જોતો નથી તેથી હું તે લઇશ નહિ, કારણ કે મારે પૂર્વ જન્મમાં કરેલું ફક્ત પુણ્યજ હો કે જેનાથી નિર્ધન હોવા છતાં પણ ઘણા દ્રવ્યની પ્રાપ્તિ થાય છે, અન્યથા પોતાના માણસોએ આપેલું એવું ધન ચપળ હોવાથી હસ્તમાંથી પણ ચાલ્યું જાય છે. તમે બંને મારા સગાં બાંધવો છો તો પણ નિરપરાધી એવા મને દૂર કરો છો તો પછી સહેજે ચપળતાથી યુક્ત એવી આ લક્ષ્મી મને કેમ દૂર નહિ કરે ?' એ પ્રમાણે બોલીને ગજે પોતાનું ધન તે બંને ભાઇઓને વહેંચી આપ્યું અને પોતે પિતા અને માતાની સાથે ઉચ્ચ ભાવનાથી પોતાના ઘરમાં રહ્યો. શુદ્ધ

હૃદયવાળો અને દયાળુ ગજ હમેશાં સ્નાન કરીને અને પવિત્ર વસ્ત્રો ધારણ કરીને પ્રાતઃકાળમાં જિનેન્દ્રની પૂજા કરતો અને નવનવા શુભ ભાવનાવાળા કાવ્યોથી પરમાત્માની સ્તુતિ કરતો. કોમળ અંતઃકરણવાળો અને ભવભીરૂ ગજકુમાર ભકિતપૂર્વક મુનિરાજના મુખથી જિનધર્મનું શ્રવણ કરતો અને વિનીત એવો તે સર્વદા માતા પિતાની અત્યંત સેવા કરતો.

**ગજની ધન ઉપાર્જન કરવા પ્રવાસની ઇચ્છા—** એકદા ગજકુમારે પોતાના પિતાને કહ્યું કે–' હે તાત ! આપ મને ધન ઉપાર્જન કરવા પરદેશ ગમન કરવાની રજા આપો, કારણકે યુવાન પુરૂષને પિતાના ધનનો ભોગ અને માતાના ખોળામાં શયન અઘટિત છે' શ્રેષ્ઠીએ જવાબ આપ્યો.–'હે વત્સ! આપણી પાસે ધન છે તે તું દાન દેવાપૂર્વક ભોગવ, કારણકે તું હજુ બાળક છે તેથી નિર્દોષ છે.' ગજે કહ્યું 'હે પિતાજી! ધન ઉપાર્જન કરવા વાસ્તે અવશ્ય હું પ્રવહણવડે સમુદ્ર ગમન કરીશ. દુર્ગમ એવા સમુદ્રમાં જતા એવા મને કદી કાંઇ વિઘ્ન થાય વાસ્તે તમને પ્રિય એવું ધર્મકૃત્ય હું શું કરૂં ? તે આપ હવે કૃપા કરીને કહો હે પિતાજી ! આપની ઇચ્છાપૂર્વક શ્રેષ્ઠ એવું ધર્મકાર્ય કરીને હું સમુદ્રમાં પણ જો ગમન કરૂં તો તમારાં મનમાં મારા જવાથી સુખ થાય અને પરભવમાં પણ તમને ભાતું થાય.'

**જિર્ણોદ્ધાર કરાવવાની પિતાની ઇચ્છા—** એ પ્રમાણે પોતાનો પુત્ર ગજનું વચન સાંભળીને ખુશી થયેલા ધનશેઠ બોલ્યા કે–' હે વત્સ ! તું સાંભળ અહિં મારે સદ્‌ગુણી એવો શ્રીધર નામનો વ્યવહારી મિત્ર હતો. પુત્ર રહિત એવા તેણે શુભ ભાવથી અહીં મનોહર અને વિશાળ જિનમંદિર કરાવ્યું છે. કાળે કરીને-અત્યારે તે જર્જરિત થઇ ગયેલું છે હે વત્સ ! તે મારા મિત્રના યશતુલ્ય પવિત્ર જિનમંદિરનો તું ઉદ્ધાર કર, જેથી કરીને હું મારા સે।મિત્રનો અનૃણી થાઉં અને તું પુણ્યનિધિ

થાય.' એ પ્રમાણે પિતાનું વચન સાંભળીને ગજકુમારે. તે જિનમંદિરનો ઉદ્ધાર કર્યો અને સ્મિત કરના હજારો સુખો હોય તેવા કનકના સુંદર કુંભો ઉચ્ચ ભાગમાં સ્થાપન કર્યા.

**ગજના પિતાનો તપ અને પારણાના ઉત્સવમાં, જ્યેષ્ઠ ભાઇઓનું ગજને ઝેરમિશ્રિત ભોજન આપવું**—શુભ વાસનાથી પવિત્ર મનવાળા વસુમિત્ર શેઠે એકદા આઠ ઉપવાસ કર્યાં અને ગજકુમારે તે આઠે દિવસનો ઉત્સવ કર્યો પારણાને દિવસે ગજે ધર્મિષ્ઠ અને સમગ્ર સ્વજન વર્ગને આમંત્રણ કરીને અત્યંત ભક્તિવડે પોતાના ઘરે તેમને ભોજન કરાવ્યું. પારણાને અવસરે ગજ જ્યારે પોતાના પિતાની સાથે ભોજન કરવા બેઠા ત્યારે અત્યંત રોષવાળા તેના બન્ને જ્યેષ્ઠ ભાઈઓએ ઝેરથી મિશ્રિત એવું ઘોળવું ગજને ખાવા આપ્યું અહો! ગર્વથી જ્ઞાન, કૃપણપણાથી લક્ષ્મી, જુઠું બોલવાથી મહિમા, દંભથી પુણ્યકાર્ય અને અત્યંત જડતાથી રાજાની સેવા દોષપાત્ર બને છે.

**ગજકુમારની મૂર્છા**—ઝેરથી મિશ્રિત ઘોળવું ગજે પીધુ કે તુરત તે મ્લાન ઘૂર્ણિત નેત્ર અને મુખકમળવાળો બની ચેતના રહિત થઇ ગયો સર્વે સ્વજનોના હૃદયોને ખેદ ઉપજાવીને જલદી પરલોક ગમન કરવા ગજ તૈયાર થયો તે વખતે દુઃખી થએલા લોકોનો અત્યંત ખેદજનક શબ્દ પ્રસર્યો. સ્વજનવર્ગ જેટલામાં જાંગુલિક અને માન્ત્રિક વૈદ્યોને ત્યા આગળ બોલાવે છે તેટલામા ચક્ષુઓ જેની બંધ થઇ ગઈ છે એવો ગજ શ્યામ દેહવાળો થઇને પૃથ્વી ઉપર પડયો વિપુળ દુઃખથી કલાન્ત હૃદયવાળા ધનશેઠ પોતાના સ્વજનવર્ગની સાથે જાણે સારભૂત ગજકુમારના ગુણરૂપી રત્નોની શ્રેણિને ગણતા હોય તેમ રૂદન કરવા લાગ્યા કે 'ચારૂતા, ચતુરતા, પ્રશાન્તતા, ધર્મીતા, પ્રણમિતા, પવિત્રતા, ભોગિતા સુભગતા, ગુણજ્ઞતા, દાનિતા, વિગેરે વિગેરે ગુણો હે ગજ! તારા જવાથી તારી સાથે જાય છે.'

**દિવ્ય મયૂરનું આગમન અને ગજનું સચેતન થવું**—એ પ્રમાણે દુઃખી ધનશેઠ તથા સ્વજનવર્ગ ગદ્ ગદ્ વાણી બોલે છે, એટલામાં ચિત્તને ચમત્કાર ઉપજાવનાર અતિ વિચિત્ર એવો એક દિવ્ય મયૂર આકાશથી નીચે ઉતર્યો. વિસ્મયતાવડે મનુષ્યોના નેત્રો એટલા બધા નમ્ર થઇ ગયા કે તેઓના હૃદયમાંથી શોક અત્યંત ગાઢ હોવા છતાં પણ એકાએક ચાલ્યો ગયો. સુવર્ણભૂષણોથી ભૂષિત કંઠવાળા અને વિસ્તારેલી પાંખવાળા તે મયૂરે ઝેરથી મૂર્છિત થયેલા ગજના શરીર ઉપર દિવ્ય નીરના કણિયાનો વરસાદ કર્યો. વિસ્મયતાથી વિકસ્વર થયેલી ચક્ષુવડે આતુરતાપૂર્વક જોવાના તે હિતબુદ્ધિવાળા દિવ્ય મયૂરે તુરત ગજને દિવ્ય જળવડે સિંચન કરીને નિર્વિષ કરી દીધો. એટલે બગાસું ખાતો, સ્મિત નેત્રવાળો ગજ ઉઠયો એટલે પિતાના પારણા નિમિત્તે થઇ રહેલો ઉત્સવ વાદળાથી રહિત થયેલો સૂર્ય જેમ વધારે શોભે તેમ સ્વજનના હર્ષથી અત્યંત દીપવા લાગ્યો. તે વખતે મનુષ્યોના હૃદયમાં સંશય ઉત્પન્ન થયો કે-'આ ગજ ઝેરથી કેવીરીતે વ્યાપ્ત થયો ? આ મયૂર કોણ છે? અને અહિં કેમ આવેલ છે? અને ગજનું વિષમ એવું વિષ તેણે કેવી રીતે દૂર કર્યું ?'

**દિવ્ય મયૂરનો વૃત્તાંત**—તે વખતે તે નગરના રાજા મહસેનને જાગૃત કરતી, નિર્મળ નીતિના માર્ગને બતાવતી, અસુરોના ભયને વિસ્તારતી આકાશમાંથી વાણી થઇ કે—'હે મહસેન રાજન્ ! તમે શાસન કરવાવાળા હોવા છતાં નીતિનો લોપ થયો છે તેથી હું શીઘ્ર તમારા નગરમાંથી જાઉં છું, કારણકે તે પાપ જોવાને હું સમર્થ નથી.' ત્રણ વખત બોલાયેલા તે વાક્યને સાંભળીને ગર્વથી રહિત અંતઃકરણવાળા થયેલા રાજાએ સ્નાન કરીને સ્વચ્છ વસ્ત્રો ધારણ કર્યા અને નગરના સમગ્ર મુખ્ય પુરૂષોને બોલાવ્યા. સર્વે નગરવાસીઓની સાથે કરકમળ ઉપર મયૂરને રાખીને ગજકુમાર પણ રાજસભામાં આવ્યો અને દ્વારપાળથી બતાવાતો માર્ગ છે જેને એવા તેણે રાજા પાસે આવીને નમસ્કાર કર્યો.

રાજાએ જ્યારે 'આ મયૂર કોણ છે' એમ ગજને પૂછ્યું ત્યારે ગજે જવાબ આપ્યો કે-'આ મયૂર મને હળાહળ વિષથી મુક્ત કરનાર અને મારા બંધુ વર્ગને હર્ષ ઉપજાવનાર છે એટલું હું જાણું છું, તે સિવાય બીજું કાંઇ જાણતો નથી.'

**મહસેન રાજા અને સર્વે નગરજનોનું યક્ષમંદિરે ગમન–** એ પ્રમાણેનું ગજનું કહેલું સાંભળીને રાજાએ નગરજનોને પોતાના નગરના અધિપ મહેશ્વર યક્ષની ભક્તિપૂર્વક પૂજા કરવા માટે પોતાની સાથે ચાલવા કહ્યું અને સર્વે નગરવાસીઓની સાથે રાજા અશ્વ ઉપર બેસીને મહેશ્વરયક્ષના મંદિરે આવ્યા. તે યક્ષરાજની પૂજા કરીને રાજા હસ્ત જોડીને વિજ્ઞપ્તિ કરવા લાગ્યા કે-'હે યક્ષરાજ ! હે મારા નગરના સ્વામી ! આપ કૃપા કરીને કહો કે મારા નગરની અંદર કયા પ્રકારની અનીતિ થયેલી છે ?'

**યક્ષવાણી**—રાજાની વાણી સાંભળીને મુગટમાં તેજ યુક્ત છે મણિ જેને અને દેદિપ્યમાન કુંડળથી ઝળહળતો છે ગંડ પ્રદેશ જેનો તથા મનોહર હારથી શોભિત છે હૃદયપ્રદેશ જેનો એવો હાસ્ય અને વિલાસયુકત યક્ષ પ્રગટ થયો અને તુરત રાજાપ્રત્યે બોલ્યો કે-'હે નરેન્દ્ર ! હું કહું તે સર્વ તમે સાંભળો.

**શ્રીધર વ્યવહારીનો જીવ રૂપચંદ્ર ખેચરરાજ**—જ્યારે હું વૈતાઢ્યપર્વત ઉપર ગયો હતો. ત્યારે ત્યાં મેં એક કેવળીને વંદન કર્યું હતું. તે વખતે રૂપચંદ્ર નામના ખેચરરાજ ત્યાં આવ્યા અને તેમણે યતિવરને નમસ્કાર કરીને પૂછ્યું કે—'મને કયા અદ્ભુત પુણ્યથી આ વૈતાઢ્યપર્વતનું સ્વામીપણું પ્રાપ્ત થયેલ છે.' સાધુએ જવાબ આપ્યો કે-'તમે પૂર્વભવમાં શંખપુર નગરમાં શ્રીધરનામના વ્યવહારી હતા તે ભવમાં તમે શંખપુર નગરમાં જિનમંદિર કરાવ્યું હતું, તે પુણ્યથી તમને આવી ઉંચા પ્રકારની પ્રભુતા પ્રાપ્ત થઇ છે.' ક્રમે કરીને જીર્ણ થયેલ તે જિનમંદિરનો તમારા મિત્ર ધનશેઠના પુત્ર ગજે પોતાના ધનનો વ્યય કરીને વિધિપૂર્વક ઉદ્ધાર કર્યો છે. હા ! અત્યંત ખેદની વાત છે કે સુકૃતી એવો તે

ગજ અત્યંત આકરા વિષથી આજે હણાયેલો છે, કારણ આકે જગતમાં પ્રાયે કરીને સુંદર વસ્તુઓમાં વિઘ્ન સંભવે છે પણ કુવસ્તુમાં વિઘ્ન સંભવતું નથી.'

**ગજનું વિષ હરવા રૂપચંદ્ર ખેચરરાજનું મયૂરને મોકલવું**– એ પ્રમાણેનું કેવળીનું વાક્ય સાભળીને સુંદર આશયવાળા રૂપચંદ્ર ખેચરરાજ બોલ્યા કે–'જિનમંદિરનો ઉદ્ધાર કરવાથી ખરેખર તે ગજ મારો બંધુજ છે. હે મુનિરાજ ! વિજયાદેવીએ તુષ્ટમાન થઇને વિષનું હરણ કરવાવાળો એક મયૂર મને આપેલો છે, તે મયૂરને હું જલદી ગજના વિષનો નાશ કરવા વાસ્તે મોકલું છું. એ પ્રમાણે કહીને તે ખેચરરાજે પોતના દિવ્ય મયૂરને અહિં મોકલ્યો અને તે દિવ્ય મયૂરે શીઘ્ર અહિં આવીને ગજનું વિષ દૂર કર્યુ.'

**ગજને વિષ દેવાવાળા તેના બે મોટા બંધુઓ**—ત્યાર પછી યક્ષરાજે કહ્યુ કે 'હે રાજન્ ! મેં તે કેવળી ભગવાનને પૂછ્યું કે 'ગજને કોણે વિષ આપ્યું છે?' સાધુએ જવાબમાં કહ્યું કે—'તેના બે જ્યેષ્ઠ બંધુઓએ કોપથી તેને ઝેર આપ્યું છે.' એ પ્રમાણે મુનિનું કથન સાભળીને અત્યંત રોષયુક્ત બનેલો હું તે બંને પાપીઓની કદર્થના કરવા વાસ્તે અને ગજનું રક્ષણ કરવા વાસ્તે તુરત અહિં આવ્યો. હે ભૂમિનાથ ! હે ભાસુરાશય! પુણ્યશાળી એવા પોતાના નાનાભાઇનો અપરાધ કરનારા વિમળબુદ્ધિ ને સુબુદ્ધિ નામના તેના મોટા ભાઇઓનો વિનાશ કરો જેથી કરીને તમારા તેજનો સમૂહ નિર્મળ થાય.'

**ગજની ઉદાર વૃત્તિ**—એ પ્રમાણે બોલીને યક્ષરાજ મૌન થયા અને રાજા રોષથી વ્યાકુળ નેત્રવાળા થયા. તેથી સાહસિક અને ધર્મવાન્ એવો ગજ તુરત હસીને બોલ્યો કે– હે યક્ષરાજ! આ જગતની અંદર જીવોને જે ઉગ્ર દુઃખો પ્રાપ્ત થાય છે તે તેના પૂર્વજન્મમાં કરેલાં પાપરૂપી વૃક્ષનાં ફળોજ છે. કહ્યું છે કે–

सर्वदायिनि जने सुखदेये सर्वदाऽप्यपुरुषाः पुरुषास्ते ।
येऽपि दुःखजनने कुजने स्युस्ते वहन्ति पुरुषोत्तमता ते ॥ १ ॥

'સર્વ પ્રકારની સામગ્રી મેળવી આપી સુખ દેવાવાળા પરોપકારી મનુષ્યો તરફ જેઓ તેનો બદલો વાળવામાં પુરૂષાર્થ કરતા નથી તેઓ અપુરૂષો છે, પણ દુઃખ ઉત્પન્ન કરવાવાળા કુજન મનુષ્યોપ્રત્યે તેનો બદલો વાળવામાં જેઓ પુરૂષાર્થ ફેરવતા નથી તેઓ તો ખરેખર પુરૂષોત્તમ છે.'

વાસ્તે હે કૃપાળુ, સુકૃતમાં આદરવાળા અને જીવોની રક્ષા કરવામાં વિચક્ષણ એવા યક્ષરાજ! જો આપ અત્યારે મારા ઉપર પ્રસન્ન હૃદયવાળા હો તો કૃપા કરીને બંને મારા સહોદરોની રક્ષા કરો. હે સુરેન્દ્ર! તમારા જેવા દેવ અને મહસેન જેવા રાજા-અત્યારે જ્યારે મારા ઉપર તુષ્ટમાન થયા છે ત્યારે જો હું બાંધવોની રક્ષા કરી ન શકું તો પછી કયારે કરી શકું?' એ પ્રમાણે કહીને ગજ મૌન થયો એટલે પ્રમુદિત થયેલ રાજા હૃદયની વાણી બોલ્યા કે-'સર્વ લોકને સંતોષ ઉપજાવનારી એવી નિર્મળ સજ્જનવૃત્તિ જયવંતી વર્તે છે. હેમન્તઋતુની અંદર જળ, વસંતસમયની અંદર અગ્નિ અને વિયોગની અંદર મનોહર ચંદન તથા પ્રફુલ્લિત ચંદ્રના કિરણો સુખ આપનારા થતાં નથી પણ સંતપુરૂષો તો પોતાના સંગથી શીતળ, સ્નેહથી યુક્ત, યશવડે સુરભિ અને મધુરતામાં શ્રેષ્ઠ એવું સુખ સર્વદા એકીસાથે આપે છે. ચિત્તરૂપી કપિને બાંધવામાં દોરડા સમાન, ધર્મબુદ્ધિને વિલાસ કરવામાં સુંદર આવાસ તુલ્ય, સર્વદા મિષ્ટ વાણીથી યુક્ત અને પરોપકાર કરવામાં પરાયણ એવા સજ્જનો જયવંતા વર્તે છે. હે ગજ! સજ્જન એવા તમારા ઉપરોધથી અત્યંત દુર્જન એવા તમારા બંને બંધુઓને હું હણીશ નહિ; પરંતુ પાપી એવા તેઓએ મારો સમગ્ર દેશ છોડીને ચાલ્યા જવું.' એ પ્રમાણેનો રાજાનો આદેશ સાંભળીને નગરના કોટવાળે બંધાયેલા પડેલા અને સમગ્ર લોકોથી નિંદા કરાતા વિમળબુદ્ધિ અને સુબુદ્ધિને ત્યાંથી કાઢી મૂક્યા.

રૂપચંદ્રખેચરનું પોતાની બહેન પ્રિયમિત્રાનું ગજને આપવું—તે સમયે કર્ણરૂપી વ છડાઓને મુદિત કરવામાં કોમળ ઘરોસમાન, અને ચિત્તરૂપી ભ્રમરને હર્ષ ઉપજાવવામાં મનોહર કમળસમાન સુંદર એવો કિંકિણીનો ધ્વનિ આકાશમાં નજીક થતો સર્વેએ સાંભળ્યો. 'આ શ્રેષ્ઠ કિંકિણીનો અવાજ ક્યાંથી આવે છે.' એ પ્રમાણે જેટલામાં મહસેનરાજા બોલે છે તેટલામાં ઝળહળતા સુંદર વિમાનો આકાશમાં પ્રગટ થયેલા જોવામાં આવ્યા. એક મોટા વિમાનમાંથી ખેચરરાજ રૂપચંદ્ર જલદી ક્ષિતિતળ ઉપર આવીને મહસેનરાજાને ભેટીને બોલ્યા કે–'હે ભૂપતી મારા બનાવેલા જિનભુવનનો જીર્ણોદ્ધાર કરવાથી આ ગજ મારા ઉપર ઉપકાર કરવાવાળો થયો છે. તેથી હું મારી પ્રિયમિત્રા નામની બહેન તેને આપવા વાસ્તે અહિં આવેલો છું.' તે સાંભળી રાજાએ 'એ પ્રમાણે હો.' એમ કહ્યું એટલે રાજાની અનુમતિથી પ્રમુદિત થયેલ ખેચરપતિએ સ્ત્રીઓના મંગળગાનપૂર્વક તે બંનેનો શુભ વિવાહમહોત્સવ કર્યો. વિવાહ પૂર્ણ થયો એટલે સુવર્ણ આવાસની અંદર એને દંપતિને રાખીને રૂપચંદ્ર ખેચરરાજે તેમને અક્ષયનિધિ અર્પણ કર્યો અને પોતે વૈતાઢ્યપર્વત ઉપર પોતાને નગરે ગયા. પછી લીલાવડે રીતે પ્રાપ્ત કરી છે નિર્મળ કળાઓ જેણે એવા તથા પાપરહિત અને સુંદર દેહવાળા ગજરાજ સુખમાં કાળ નિર્ગમન કરવા લાગ્યા.

ગજના પિતાનું મૃત્યુ—ત્યારપછી વસંતસમયમાં એક [illegible]ળાકાર અત્યંત હર્ષથી નવા સુગંધી પુષ્પોની એક માળા લઇને [illegible] [illegible]ામે આવ્યો. ગજરાજે તે પુષ્પની માળા માળાકરના ગજકુમાર [illegible] [illegible]ને રહેલા પોતાના વસુમિત્ર પિતાને અર્પણ હસ્તમાંથી લઇને પા[illegible] [illegible] કરી. પોતાના પુત્રે વિનયથી અ[illegible]પંણ કરેલી પુષ્પની માળા જેવામાં તે પોતાના હસ્તમાં લઇને હર્ષપૂર્વક સુ[illegible]ઘે છે તેટલામાં તે પુષ્પની માળામાં લીન થઇને રહેલો રાજિલ જાતિ[illegible] અત્યંત ઝેરી સ[illegible] વસુમિત્ર શ્રેષ્ઠીને તુરંત નાસિકાસ્થાને દૈવયોગે ડસ્યો. એ રીતે

સર્પના ડંશથી મરણવશ થયેલા પિતાને જોઈને ગજરાજ જાણે વજ્રથી હૃદયમાં હણાયા હોય તેમ અત્યંત દુઃખિત થઈને 'હા ખરેખર મેંજ કુસુમમાળા અર્પણ કરીને પિતાનો દ્રોહ કર્યો છે.' એમ આક્રંદ કરીને પોતાના દેહનો નાશ કરવા તૈયાર થયા. તેમની માતાએ તેનો અનરોધ કરીને કહ્યું કે–' હે તનય ! ભાવી હોય તે મન્યા વગર રહેતું નથી. પૂર્વે જ્ઞાનીએ પણ મને કહ્યું હતું કે ' તારા પતિના મરણ પછી તારા પુત્રનો ઉદય થશે ' એ પ્રમાણે જનનીના કોમળ વચનો સાંભળીને ગજરાજ શોક રહિત થયા, કારણ કે વાયુવડે જેમ ચંદ્ર વાદળા રહિત બને છે તેમ કોમળ વચનોવડે મનુષ્ય શોક રહિત થાય છે. પછી ગજરાજે પોતાના પિતાનું ઉત્તરકાર્ય કર્યું.

સુતા. રાજા કોમળ શય્યાના સુખનો અનુભવ કરીને રાત્રિના ચોથા પ્રહરે ઉઠ્યા અને વૈરાગ્યવડે વિચાર કરવા લાગ્યા કે–'દૈવના વશથકી મારે પુત્ર છે નહિ અને વૃદ્ધાવસ્થારૂપી વાર્ધિ (સમુદ્ર) મને બુડાડી રહ્યો છે. મારા ગોત્રમાં પણ સર્વે નિર્બળ છે અને અયોગ્ય પુરૂષ રાજ્યનું રક્ષણ કરી શકતા નથી. કહ્યું છે કે—

भूपता मसुद्गताश्रितचित्ते, मन्त्रितामनयिनि श्रुतहीने ।
यस्तपस्त्रिगुरुतामनृताढ्ये, स्थापयेत् स लभतेऽनुलदु:खम् ॥ १ ॥

'જે માણસ પાપથી મલીન ચિત્તવાળાને રાજા તરીકે સ્થાપન કરે છે, મૂર્ખ અને નીતિથી પરાઙ્મુખ માણસને મંત્રી તરીકે સ્થાપન કરે છે અને અસત્ય બોલનારને તપસ્વી ગુરૂ તરીકે સ્થાપન કરે છે તે માણસ અતુલ દુ:ખ પામે છે.'

રાજા જેવા ગુણવાળો હોય છે તેવા ગુણવાળું વિમળ એવું તેનું રાજ્ય પણ થાય છે, કારણકે જે સ્થાનનો નિર્મળ એવું સ્ફટિક આશ્રય કરે છે, તે સ્થાનના રંગવાળો તે સ્ફટિક બને છે. તો હવે પૃથ્વીરૂપી કુળવધુના મુકુટમાં ધર્મવડે નિર્મળ એવા કયા નરરત્નને સ્થાપન કરૂં ? કે જેથી કરીને હું સારા સુવર્ણકારની કીર્તિ મેળવી શકું.'

*ગજકુમારને રાજ્ય—મહસેન રાજાની દીક્ષા*—મહસેન રાજા એ પ્રમાણે વિચાર કરે છે તેવામાં તેમને ખ્યાલ આવ્યો કે 'અરે ! ખરેખર મારા પુત્રતુલ્ય ગજકુમાર રાજ્યને યોગ્ય છે તેને મારા રાજ્ય ઉપર સ્થાપન કરીને દીક્ષા અંગીકાર કરી હું હવે મારા ભવને નિર્મળ કરૂં.' પવિત્ર દેહ અને મનવાળા રાજાએ પોતાના ભાવિત મનની અંદર એ પ્રમાણે નિશ્ચય કર્યો એટલામાં સૂર્યે પોતાના કિરણોવડે રાત્રિનો નાશ કરી દિવસનો ઉદય કર્યો. પ્રાત:કાળમાંજ મહસેનરાજાએ યોગ્ય એવા ગજકુમારને ઉત્સવપૂર્વક પોતાના રાજ્યે અભિષેક કર્યો અને પોતે જિનેશ્વરે બતાવેલા મુક્તિમાર્ગનો આશ્રય કર્યો.

**કીર્તિમતી શ્રેષ્ઠિનીની મુક્તિ**—સર્વદા ભવસ્થિતિના વિવિધ ભાવોને ભાવતી ગજરાજની માતા કીર્તિમતીએ તપવડે કર્મોનો ક્ષય કરીને આયુષ્યને અંતે મુક્તિપદ પ્રાપ્ત કર્યું.

**ગ્રીષ્મકાળમાં ગજરાજની જળક્રીડા**—નીતિવડે નિર્મળ મનવાળા અને સર્વદા જુદા જુદા પ્રકારની ભાવનાથી વાસિત ગજરાજ અત્યંત પુણ્યવડે પ્રાપ્ત થયેલા રાજ્યને સમ્યક્ પ્રકારે પાળવા લાગ્યા. એકદા ગ્રીષ્મઋતુની અંદર સૂર્યના તાપથી વ્યાકુળ બનેલા ગજરાજ ક્રીડા કરવાના જળસ્થાને જઇને સ્ત્રીથી યુક્ત જળક્રીડા કરવા લાગ્યા તે નિર્મળ જળથી યુક્ત સરોવરમાં ચક્રવાકના યુગ્મને જોઇને રસિક એવા નરનાથ પ્રમુદિત થઇને પોતાની પ્રિયા પ્રિયમિત્રા પ્રત્યે બોલ્યા કે-' હે પ્રિયા ! તારા વક્ષસ્થળમાં સુદૃઢપણે રહેલા કુચયુગ્મની લક્ષ્મી(શોભા)ને હરણ કરીને તારી દેખતા ચાલ્યા જતા આ ચક્રવાકના યુગ્મને મેં થોભી રાખ્યું છે. વાસ્તે હવે તારે શું કહેવું છે?' એ પ્રમાણે બોલીને જળમાં દૃષ્ટિ છે જેની એવા અને જળ તરવામાં કુશળ એવા ગજરાજે કમળ સરખા કોમળ હસ્તમાં ચક્રવાકના યુગળને પકડી રાખ્યું.

**ચક્રવાક અને ચક્રવાકીનો વિયોગ**—પછી રાણીએ રાજા પાસેથી ચક્રવાકીને પોતાના હસ્તમાં લીધી અને રાજાએ ચક્રવાકને પોતાના હસ્તમાં રાખ્યો. બંને જણા એ પ્રમાણે પ્રથક્ પ્રથક્ પક્ષીને રાખીને સરોવરની બહાર નીકળ્યા. વિયોગજન્ય કષ્ટના આરાવથી દીન બનેલા તે પક્ષીના જોડલાને રાજાએ કુતુહળને માટે જુદા જુદા પાંજરામાં રાખીને દુઃખી કર્યાં.

**મુનિરાજનો મેળાપ અને રાણીએ કરેલી દુર્ગંચ્છા**—ગ્રીષ્મકાળને યોગ્ય એ રીતે જળક્રીડા કરીને રાજા વનની અંદર સુંદર પુષ્પો લેવાને ફરવા લાગ્યા. જૈનમુનિઓથકી જેમ ભવ્યજીવ પુણ્યકીર્તિથી યુક્ત સુંદર અને કોમળ વચનો મેળવે તેમ રાજાએ વૃક્ષો ઉપરથી સુરભિ અને કોમળ કુસુમો ગ્રહણ કર્યા. સુંદર મનવાળા તે ગજરાજ પોતાના હસ્તે મનોજ્ઞ કુસુમોને લેતા

હતા, તે વખતે તેમણે જ્ઞાનરૂપી ગંગાજળથી ઉત્પન્ન થયેલા હંસ સદૃશ એક મુનિરાજને દીઠા. અત્યંત સ્થિરતાવાળા તે ક્ષમાપતિ (રાજા)એ અનંતભાવના જાણનાર ક્ષમાપતિ (મુનિ)ને ભૂતળ ઉપર પોતાના મણિનો મુકુટ લગાડવાપૂર્વક ઉત્કૃષ્ટ સ્નેહયુક્ત બની નમસ્કાર કર્યો. પછી રાજા તેમની પાસે બેસીને પોતાના મનની અંદર વિચાર કરવા લાગ્યા કે-' ખરેખર પુણ્યશાળી એવા આ મુનિરાજ આ ભવોદધીને તરવાવાળા છે.' સ્નેહના ઉપર લાગેલી ધૂળીથી મલિન અંગવાળા તે મુનિને કુન્દસ હૃદયવાળી રાણી પ્રિયમિત્રાએ પ્રણામ કર્યો અને તુરતજ મુનિની મલીનતાથી થૂ કાર કર્યો.

સાધુનો ઉપદેશ—વિયોગથી દીન બનેલા ચક્રવાકના મિથુનની દીનતાજનક આરાટી સાંભળીને નષ્ટ થઇ છે સમાધિ જેની એવા સૌમ્ય સાધુએ વસુધાધિપને કહ્યું કે-' હે નરનાથ! આ પક્ષીનું યુગ્મ નાથ વિનાનું હોય તેવી રીતે ઉંચે સ્વરે કેમ રૂદન કરે છે? અને કોપના આટોપથી પોતાની ભાષામાં તમારા પ્રત્યે વિરસ આરાટિ કેમ કરે છે ?' ભૂપતિએ જવાબ આપ્યો 'હે મુનિરાજ ! મેં મારા હસ્તે ચક્રવાકનું મિથુન ગ્રહણ કર્યું અને કૌતુકવડે તેને પૃથક્ પૃથક્ પાંજરામાં રાખવાથી વિરસ શબ્દ કરે છે.' સાધુએ કહ્યું-' હે નૃપ ! કૌતુકથી પણ પ્રાણીઓને દુઃખ ઉપજાવવું તે યોગ્ય નથી; કારણકે હસતાં હસતાં બાંધેલું કર્મ પરલોકમાં અત્યંત રૂદન કરાવનારૂં થાય છે. વાસ્તે જલદી તેમને છોડી મૂકો અને પોતાની મરજી પ્રમાણે ઇચ્છિત ભૂમિએ તેમને જવા દ્યો; કારણકે આ સ્થિતિમાં તેમને એક પહર દુસ્તર દુઃખ રૂપ હોવાથી એક હજાર વર્ષ જેવો થાય છે ' એ પ્રમાણે મુનિનો ઉપદેશ સાંભળીને ચક્રવાકના મિથુનને રાજાએ પાંજરામાંથી મુક્ત કરી દીધું. ત્યાર પછી કોમળ અંતઃકરણવાળા રાજાએ ત્યાં બેસીને મુનિની દેશના સાંભળી. ધર્મતત્ત્વનું રહસ્ય સમજીને અને મુનિરાજને નમસ્કાર કરીને પછી રાજા પોતાના નગરમાં ગયા અને ઘણો કાળ રાજ્ય પાળ્યું.

**રજસ્વલા પ્રિયમિત્રાનું જિનમંદિરમાં જવું**—એકદા વીતરાગના ભુવનની અંદર ગજરાજને નૃત્ય કરતા જાણીને પ્રિયમિત્રારાણી રજસ્વલાવડે અપવિત્ર હોવા છતાં પણ પવિત્ર વસ્ત્ર ધારણ કરીને જિનભુવનની અંદર ગઈ. જિનગૃહની અંદર અપવિત્ર શરીરવાળી તેણી આઠ ઘડીસુધી રહી અને પછી પ્રશમથી પૂર્ણ ચિત્તવાળી તેણી વિચાર કરવા લાગી કે-' હા ! હું જિનમંદિરની અંદર અશુચિ અવસ્થામાં આવી તે ખરેખર અવિવેકજન્ય મારૂં ચેષ્ટિત નિંદનીય છે.' એ રીતે આત્મસાખે હૃદયમાં પશ્ચાત્તાપ કરીને વિષાદપૂર્વક ત્યાંથી તુરત તે નીકળી ગઈ.

**ગજરાજનું વ્રતગ્રહણ અને પ્રેતવનમાં ધ્યાન**—ત્યારપછી શુભ ભાવનાથી વાસિત થયેલા ગજરાજે પ્રિયમિત્રારાણીથી ઉત્પન્ન થયેલા શ્રીપતિ નામના પુત્રને પોતાના રાજ્ય ઉપર સ્થાપન કરીને વર્ધમાન ગુરૂની પાસે પ્રિયમિત્રા રાણી સાથે દીક્ષા અંગીકાર કરી. અન્યદા પોતાના ગુરૂને પ્રણામ કરીને વધતા શુભ ધ્યાનથી ઉજ્વળ આશયવાળા તે ગજમુનિ સ્મશાનમાં ગયા અને સત્સમાધિ ધારણ કરીને ત્યાં રહ્યા

**ગજમુનિને ઉપસર્ગ**—વિમલબુદ્ધિ અને સુબુદ્ધિ નામના બે ભાઈઓ જેમને મહસેનરાજાએ દેવના વચનથી દેશનિકાલ કર્યા હતા તેઓ અત્યંત શોકપૂર્વક મરણ પામીને તેજ સ્મશાનમાં અયત્ંત પાપ કરવાવાળા ગીધ (હિંસકપક્ષી)પણે ઉત્પન્ન થયા હતા. ગજમુનિને સમાધિયુક્ત ત્યાં રહેલા દેખીને પૂર્વભવના વૈરથકી ક્રોધવાળા થયેલા તેઓ રાક્ષસતુલ્ય બન્યા. તેઓએ પોતાની કઠીણ ચાંચવડે ગજમુનિના હૃદય તથા શરીરને ફાડી ખાવા માંડયું અને દેહ ઉપર મમત્વવિનાના મુનીશ્વરે મહાન ઉપસર્ગ સહન કર્યો.

**ગજનો જીવ દેવદત્ત અને પ્રિયમિત્રાનો જીવ વિમળા**—તે ગજમુનિ પાપવિકાનો નાશ કરીને ત્યાંથી કાળ કરી હે મતશેઠ ! તમારા દેવદત્ત નામના પુત્રપણે ઉત્પન્ન થયેલ છે, જે અહિં પાસે બેઠેલા છે. સતત પશ્ચાત્તાપવાળી અને મૃદુ ચિત્તવાળી

સાધ્વી પ્રિયમિત્રા અનશનયુક્ત સમાધિપૂર્વક મરણ પામીને તમારા ઘરમાં તમારા પુત્ર દેવદત્તની વિગળા નામની સ્ત્રીપણે થઇ છે. પૂર્વ જન્મની અંદર કરેલી સાધુની દુગંચ્છાથી તેણી આ ભવમાં દુર્ગંધ શરીરવાળી થઇ છે વળી પૂર્વ ભવમાં આઠ ઘડી સુધી ચક્રવાક અને ચક્રવાકીને વિરહ કરાવ્યો હતો તેથી તમારા પુત્રને અને સ્ત્રીને આઠ વર્ષનો વિયોગ થયો. રજસ્વલાવડે અશુચિ કાયાવાળી તમારી પુત્રવધૂ પૂર્વભવમાં આઠ ઘડી સુધી જિનમંદિરમાં રહી હતી તેથી તેણી આઠ વર્ષ પર્યંત અપવિત્ર અને દુર્ગંધવાળી રહી.'

જિનપૂજા વિષે પુંડરીકગણધરનો ઉપદેશ—પુંડરીક સ્વામીએ એ પ્રમાણે વૃત્તાંત કહીને ઉપદેશ કર્યો કે–' પુણ્યશાળી અને પૂજન કરવાની ઇચ્છાવાળા એવા દેહધારીઓએ સર્વદા સારી રીતે શરીર પવિત્ર કર્યા પછી જિનમંદિરમાં સુંદર પુષ્પ, ફળ આદિ હસ્તમાં લઇને જવું. એ રીતના ચંદ્રના શીતળ તેજતુલ્ય પુંડરીકમુનિના વચનો સાંભળીને સર્વ ભવ્ય સત્ત્વોના સુંદર મનમાંથી અજ્ઞાનરૂપી અંધકાર નષ્ટ થઇ ગયો.

દેવદત્તનો વૈરાગ્ય—ગણધરમહારાજે કહેલા પોતાના પૂર્વભવના વૃત્તાંતથી નિર્મળ ચિત્તવાળા અને અત્યંત પ્રફુલ્લિત હૃદયવાળા દેવદત્તે મુનિરાજને નમસ્કાર કરીને કહ્યું કે–'પુણ્યને વિસ્તારતા કૃપાવાન્ પૂજ્ય એવા આપે મારો પૂર્વભવ કહીને મને ખરેખર મોહ રહિત કર્યો છે હવે મને માતા, પિતા, બંધુ અને કલત્ર આદિમાં બીલકુલ મોહ નથી. તો હે ભગવન્! આપ કૃપા કરીને સર્વદા હિતકારી એવી જૈનદીક્ષા મને આપો.' પુંડરીકઋષિરાજ બોલ્યા–'હે સુધીમાન્ ! અત્યારે અમે યુગાદિ જિનરાજના આદેશથી સિદ્ધિપદ પ્રાપ્ત કરવા નિમિત્તે સિદ્ધાચલ પ્રત્યે જઇએ છીએ. તો તમે જલદી ભવ ઉત્પત્તિના કારણ રૂપ સંબંધોને તજી દઇને દીક્ષા અંગીકાર કરી નિર્મળ થાઓ અને અમારી સાથે સિદ્ધાચળની સમીપે આવીને સમગ્ર ઉગ્ર પાપોનો નાશ કરો.

આગળ જતાં વરાણુસીપુરી આવશે જ્યાંથી સિદ્ધાચળના દર્શન થવાથી ભવ્યજીવોને અત્યંત પ્રમોદ થશે માટે તમારે અત્યારે વ્રત ગ્રહણ કરવાનો યોગ્ય સમય છે.

**શત્રુંજયનું વર્ણન**—શત્રુંજયના દર્શન અને પૂજા કરવાથી એક માસના ઉપવાસનું ફળ પ્રાપ્ત થાય છે. તળાટીમાં એક પહોર સુધી રાત્રિજાગરણ કરવાથી છ માસના ઉપવાસનું ફળ થાય છે. પ્રત્યાખ્યાન, સદ્ગુરૂને વંદન, પ્રતિક્રમણ અને ગુણીજનોની પ્રશંસા, તેનું ધ્યાન તથા તેને વંદન આદિ કરનારો, બાળ વૃદ્ધ એવા સાધુઓની વિશ્રામણા કરતો, અત્યંત હર્ષથી રોમાંચિત થઇને સર્વજીવોને અભય આપતો, માર્ગમાં પણ જિનમૂર્તિને દેખીને 'જય જય' શબ્દ કરતો અને જિનમૂર્તિને ભક્તિપૂર્વક પૂજન કરનો અનંત સંસારનો ક્ષય કરે છે શત્રુંજયને રસ્તે જતાં માર્ગમાં તે ગિરિને દેખીને વંદન કરતાં કદિ આયુષ્ય પૂર્ણ થાય તો ઉત્કૃષ્ટ અને જઘન્યથી વૈમાનિક દેવ થાય. આ ગિરિને વંદન કર્યો પછી જો ચિત્તની શુદ્ધિ થઇ હોય તો આઠ ભવની અંદર તેની સિદ્ધિ થાય છે. પવિત્ર એવા શત્રુંજયને માર્ગમાં દેખવાથી સમ્યકત્વની પ્રાપ્તિ થાય છે. અને તેનું મરણ થાય તો તેનો શ્રેષ્ઠ કુળની અંદર જન્મ થાય છે. શત્રુંજયને ત્રણ, પાંચ કે સાત વખત જો વંદન કરે તો તે જીવ ત્રીજે ભવે મોક્ષે જાય એમ જિનવરોએ કહેલું છે. એક વખત પણ ભાવ સહિત અલ્પ અથવા બહુ કાળ સુધી એ ગિરિને વંદન કર્યું હોય તો ત્રણ ભુવનમાં જઘન્ય અને ઉત્કૃષ્ટથી સિદ્ધિપદ પણ પામે છે.

**દેવદત્ત અને વિમળાનું દીક્ષાગ્રહણ**—એ રીતે સિદ્ધાચળનું વર્ણન કરીને પુંડરીકસ્વામીએ દેવદત્તને કહ્યું કે-' ભારતપૃથ્વી ઉપર પવિત્ર અને મહાન્ સિદ્ધાચળતીર્થ પામીને સ્વહિત ઇચ્છતા એવા તમે દીક્ષા અંગીકાર કરી આ જન્મ સફળ કરો.' એવી મુનિનાથની દેશના સાંભળીને અતિ હર્ષિત ચિત્તવાળા થઇને દેવદત્ત ત્રીશ હજાર વણિકોની સાથે સાધુ થયા. તે વખતે વિનીત

એવી દેવદત્તની સ્ત્રી વિમળાએ પણ મોહનો ત્યાગ કરીને પુંડરીકમુનિને નમસ્કાર કર્યો. અને વૈરાગ્યથી વાસિત વચનો બોલી કે-' આ સંસારની અંદર જીવો ફક્ત પોતાના દેહના પોષણ માટે ખેદની વાત છે કે, અનેક જન્તુઓને હણે છે. અને પોતાના દેહને નિર્મળ કરવાને બદલે મલિન કરે છે. વળી પોતાના રૂપથી અત્યંત ગર્વિષ્ઠ બનીને ગુરૂઓની મલીનતાને હસે છે અને પોતાના દેહ ઉપરના મોહવડે ઉત્પન્ન કરેલા દુરિતોથી અન્ય ભવોમાં કદર્થના પામે છે હે પ્રભો ! દરેક ભવમાં શરીરની પ્રાપ્તિ થવાથીજ માઠા દુરિતો બંધાય છે, માટે અશરીરીપણું પ્રાપ્ત થવા સારૂં મને અનશન ગ્રહણ કરાવો.' પુંડરીકસ્વામીએ જવાબ આપ્યો-' હે વત્સે ! તારે હજુ એક લાખ પૂર્વ આયુષ્ય બાકી છે, અત્યારે તારૂં શરીર અનશન યોગ્ય નથી, વાસ્તે તું દુસ્તર એવા તપનું આચરણ કર ' તે સાંભળી વિમળાએ ગણધર પાસે દીક્ષા લીધી અને કર્મક્ષય કરવાવાળા તપને તપવા લાગી.

ભરતરાજાના સંઘની સાથે યુગાદિનાથના આગમનના ખબર—ત્યારપછી પુંડરીકસ્વામી વિમળાચળ પ્રત્યે જવાને તૈયાર થયા એટલે તુરત હરિણૈગમેષિ દેવે નમસ્કાર કરીને સમાચાર આપ્યા કે-' હે ભગવન ! ભરતમહારાજે સિદ્ધાચળની યાત્રાનો સંઘ કાઢ્યો છે, અને તે સંઘની સાથે શ્રી યુગાદિ જગદીશ્વર આવીને થોડા વખતમાં આ ભૂમિને પાવન કરશે. ' એ પ્રમાણે સાંભળીને યતિઓ અને દેવોથી આશ્રિત પુંડરીકસ્વામી ત્યાં મથુરાપુરીમાં રહ્યા. ગણધર મહારાજને ત્યાં સ્થિત થયેલા જાણીને સર્વ દિશામાંથી રાજા મહારાજાઓ વંદન માટે આવવા લાગ્યા. પુંડરીકમુનિની દેશના સાંભળીને કેટલાકે સમ્યક્ત્વ ગ્રહણ કરી જૈનભુવનો કરાવ્યા, કેટલાકોએ બારવ્રતો ગ્રહણ કર્યા, કેટલાકે સરળ હૃદયવાળા થઇને બ્રહ્મચર્ય ધારણ કર્યું અને કેટલાકે દીક્ષા લીધી. જેઓના પાપો નષ્ટ થઇ ગયા છે અને જેઓએ ગ્રહસ્થધર્મનો અંગીકાર કર્યો છે એવા ધર્મિષ્ઠ અને પુણ્યશાળી

રાજાઓ અન્ય વ્યવસાયનો ત્યાગ કરીને સ્ફુટપણે સુકૃતરૂપી કર્પૂરના કળશ સમાન શ્રીમદ્ ગણધરવરની આસેવના કરવા લાગ્યા.

સાતમો સર્ગ સંપૂર્ણ--શ્રી રત્નપ્રભસૂરિરૂપી સૂર્યના કિરણોથી રાત્રિરૂપી દોષોનો ત્યાગ કરીને જડબુદ્ધિવાળા હોવા છતાં પણ પ્રતિદિવસ તેમની કૃપાવડે અદ્ભુત બુદ્ધિથી જે યુક્ત થવા તે શ્રી કમલપ્રભસૂરિએ રચેલા શ્રી શત્રુંજયના દીપકતુલ્ય પુંડરીકસ્વામીના ચરિત્રનો સાતમો સર્ગ સંપૂર્ણ થયો.

इति रत्नप्रभसूरिशिष्य कमलप्रभसूरि विरचिते
श्रीपुण्डरीकचरित्रे देवदत्तपूर्वभव-वसुधन-
दीक्षाग्रहणो नाम सप्तमः सर्गः

—:○•○:—



# સર્ગ આઠમો.

## પ્રથમ-સંઘપતિ શ્રી ભરતચક્રવર્તી અને શત્રુંજયનો મહિમા.

**ભરતરાજાની વિમળાચળ યાત્રા**—એકદા પુણ્યસૌરભમાં રક્ત એવા ભરતરાજાએ સ્ફટિકાચળ પર્વત ઉપર આદિજિનની સાથે રહેલા યતિઓને ભક્તિપૂર્વક વંદન કરતાં પ્રથમ ગણધર પુંડરીકસ્વામીને દેખ્યા નહિ તે વખતે આદિનાથને પ્રશ્ન કર્યો કે—'હે ભગવન્! અત્યંત તેજસ્વી, પવિત્ર ચારિત્રમાં રક્ત અને કુમાર્ગને છેદનારા એવા આપના મુખ્ય ગણધર અત્યારે કઈ ભૂમિને અલંકૃત કરે છે?' પ્રથમ તીર્થપતિએ જવાબ આપ્યો કે-'હે ચક્રનાયક! સાંભળો. એ શ્રેષ્ઠ ગણધર દરેક ઠેકાણે ભવ્યજીવોનો ઉદ્ધાર કરતા કરતા અત્યારે વિમળાચળ પ્રત્યે ગમન કરી રહ્યા છે. મારા ઉપદેશથી વિમળાચળ પ્રત્યે જતા એવા તે પુંડરીકગણધરને વિમળાચળ પ્રાપ્ત કરવાથી સ્ફુટ એવું કેવળજ્ઞાન ઉત્પન્ન થશે. મારી સાથે રહેલા યતિઓ પુંડરીકસ્વામીના કેવળજ્ઞાન ઉત્સવની વિધિને જોવાની ઇચ્છાવાળા હોવાથી અમે અત્યારે વિમળાચળ પ્રત્યે જવાને ઉદ્યમવાળા થયેલા છીએ.' એ પ્રમાણે પ્રથમ તીર્થપતિનું પુણ્યને પુષ્ટિ કરનારૂં વચન સાંભળીને અત્યંત પ્રમોદયુક્ત બનેલા ભરતરાજા બોલ્યા કે-'હે ભગવન્! આપ કૃપા કરીને પુણ્યના કારણભૂત વિહાર કરો. અને સ્વજન કુટુંબ યુક્ત હું આપની સાથે વિમળાચળ આવીને મારા દેહને પવિત્ર કરૂં.' એ રીતના વચનોથી ચક્રવર્તીના હૃદયને અત્યંત પવિત્ર જાણીને તેમજ વિઘ્નનો નાશ કરવાવાળા પ્રથમ જિનપતિ મનુષ્યોને ઘણા પુણ્યના લાભનું કારણ સમજીને વિમળાચળ જવા સ્ફટિકાચળથી નીકળ્યા.

**યાત્રાને માટે ઘોષણા**—ત્યારપછી ભરતમહારાજાએ તુરત પોતાની અયોધ્યા નગરીમાં આવીને સ્વજન, બંધુવર્ગ તથા પુરના

મુખ્યજનો વિગેરે જેને વિમળાચળ જવાની ઇચ્છા હોય તેમને તૈયાર થઇ સાથે આવવા ઘોષણા કરાવી.

**યાત્રા મહોત્સવ**—બૃહસ્પતિએ કહેલા શુભ દિવસે ગંગાદેવીએ ભરતરાજાને સ્નાન કરાવ્યું, રોહિણી આદિ સોળ દેવીઓએ માંગલિકય કર્યું, ઇંદ્રે મસ્તક ઉપર તિલક કર્યું, અને દેવીઓએ ધવળમંગળ ગીત ગાયા ભરતરાજાએ તે વખતે ઇંદ્રે આપેલા જિનબિંબનુ પૂજન કર્યું, શુભ ભાવનાથી ઇંદ્રે તે વખતે જિનબિંબને સારી રીતે રાખવાને મણિના દેવાલયથી યુક્ત પોતાનો રથ સંઘપતિ ભરતને અર્પણ કર્યો રાજાએ જિનબિંબની પૂજા કરી તે બિંબને રથ ઉપરના દેવમંદિરમાં સ્થાપન કર્યો. તે વખતે નક્ષત્રગણના સ્વામી ચંદ્ર ભક્તિના રંગથી પોતાના અશ્વોને લઇને આવ્યા અને હસ્ત જોડીને ભરતરાજા પ્રત્યે બોલ્યા કે—'હે ચક્રભૃત! હે પ્રથમ સંઘપતે! તમે જય પામો. હે પ્રિય સહધર્મિબંધુ! આ મારા અશ્વોને જિનેંદ્રના રથમાં જોડીને તીર્થયાત્રામાં લઇ જઇ મારા ઉપર અનુગ્રહ કરો.' એ પ્રમાણે ચંદ્રદેવથી આગ્રહ કરાયેલા ભરતરાજાએ ઇંદ્રના હરિતવર્ણના અશ્વોને છોડી દઇને ચંદ્રદેવના કુમુદ અને મોગરાની કાન્તિવાળા અશ્વો રથને જોડ્યા. અત્યંત કાંતિવાળી યમુનાદેવી અને ગંગાદેવી પોતાના અંગ ઉપર આભૂષણો ધારણ કરીને રથ ઉપરના જિનમંદિરના અગ્રભાગમાં ચામર ધારણ કરીને ઉભી રહી. બે ડાબા હસ્તમાં વરદાન અને જપમાળા તથા બે જમણા હસ્તમાં બીજોરાને અને પાસને ધારણ કરીને હસ્તિ ઉપર રહેલો ગોમુખદેવ રથની આગળ રહ્યો પુણ્યના માર્ગમાં રહેલા ભવ્યજીવોના વિઘ્નને હરવાવાળી, જિનરાજના શાસનને દીપાવનારી એવી ચક્રેશ્વરીદેવી ગરૂડવાહન ઉપર રહેલી અને સુવર્ણના સરખી કાંતિવાળી પોતાના ચાર ડાબા હસ્તમાં શર, પાશ, ચક્ર અને વરદાનને તથા ચાર જમણા હસ્તમાં ધનુષ્ય, અંકુશ, વજ્ર અને ચક્રને ધારણ કરીને રથના આગળના ભાગમાં રહી.

યાત્રા નિમંત્રણા અને પ્રયાણ—ત્યારપછી લક્ષ દેવોથી યુક્ત ઐરાવણ હસ્તિ ઉપર રહેલા ઇંદ્રની સાથે હજારો રાજાઓથી યુક્ત ચક્રવર્તી જિનેશ્વરના રથની પાછળ રહ્યા. તે વખતે આકાશ પંચ શબ્દ વાજીંત્રોથી વ્યાપ્ત થયું, બ્રાહ્મણો જયજયારવ કરવા લાગ્યા. દેવીઓના ગીત નૃત્ય અને વિલાસ જોઇ જગતના મનુષ્યોના હાસ્યથી સર્વત્ર તેની કાંતિ ફેલાણી. ચક્રવર્તીએ તથા ઇંદ્રે તે વખતે એકી સાથે દ્રવ્યના મહાન દાનવડે જગતને દરિદ્રતા રહિત કરી દીધું અને પછી જિનનાથનો રથ પ્રથમ ચાલ્યો. હિત સમજનારી અને સુકૃતમાં રક્ત એવી સુભદ્રા આદિ ભરતેશ્વરની સ્ત્રીઓ ઇંદ્રાણીઓની સાથે વિમાનો ઉપર આરૂઢ થઇ. પ્રથમ સંઘપતિ શ્રી ભરતમહારાજના જગતની અંદર શ્રેષ્ઠતા ધારણ કરતા એવા અનેક પવિત્ર ગુણો પ્રમદાઓની સાથે અમરીગણ ગાવા લાગ્યો. જે વખતે આ પ્રકારનો મહોત્સવ અયોધ્યામાં થઇ રહ્યો હતો તે વખતે તે અયોધ્યા નગરી સુવર્ણમય, દિવ્ય વસ્ત્રમય, સુરગીતમય, સુકૃતમય, જગતનું હિત કરવાવાળી અને અત્યંત પૂજનીક બની હતી. ચોરાઓમાં, ત્રિક ( ત્રણ રસ્તા ભેળા થાય તે )માં, ચતુષ્ક (ચાર રસ્તા ભેળા થાય તે)માં અને મોટા રસ્તાઓ ઉપર વિવિધ પ્રકારના ગીત અને નૃત્યોથી ભવિકજનોને પ્રમુદિત કરતા ભરતમહારાજે પોતાનો રથ ચલાવ્યો. અયોધ્યા નગરીના સમીપ ભાગમાં આવેલા શકટાનનવનમાં પુણ્યશાળી અને પંડિત એવા ભરતમહારાજે પોતાનો રથ થોભાવ્યો.

ભરતક્ષેત્રના રાજાઓને નિમંત્રણા અને રાજાઓનો ઉલ્લાસ—પછી વિમળાચળ પ્રત્યે જવાની ઇચ્છાવાળા ભરતસંઘપતિએ દેવોની સહાયતાથી ભરતક્ષેત્રમાં રહેલા સઘળા રાજાઓને પુણ્યના લાભને માટે સાથે આવવા નિમંત્રણા કરી. શુભકાર્યમાં પરાયણ એવા ભરતરાજાનો સંદેશો સાંભળીને સર્વે રાજાઓ પોતાના હૃદયમાં ઉલ્લાસયમાન થયા અને નિર્મળ આત્માવાળા થઇને મનોહર ભાવના ભાવવા લાગ્યા કે—'આ ભરતની

અંદર શું ઘણાઓ સ્વામી નથી થતા ? આ જગતમાં શું ઘણુ ઓ જય નથી પામતા ? લક્ષ્મી શું ગમે તે પુરૂષનો આશ્રય નથી કરતી ? અને શું કાંઈ જગતમાં દાનેશ્વરીઓ પણ નથી ? એ સઘળું તો છે, પણ ભરતરાજાની પ્રભુતા શમ અને ન્યાય યુક્ત છે, તેનો વિજય પોતાના પરાક્રમથી પવિત્ર અને રાજક્રમવાળો છે, તેની લક્ષ્મી મદરૂપી કલંકના મળ - હિત છે અને તેનું દાન સુગતિના નિદાનરૂપ છે. વાસ્તે અલ્પબળવાળા એવા અમને ભરતરાજાએ જીત્યા તેથી અમે અમારૂં અહોભાગ્ય સમજીએ છીએ. એ પ્રભુના અમે અનુજીવિ (આજ્ઞા ઉઠાવનારા) બન્યા તે પણ ઠીક થયું, કારણકે તેમના પ્રતાપથી અમે અત્યારે પુણ્યકાર્યમાં ઉદ્યમવાળા થયા ? એ પ્રમાણે ભાવિત ચિત્તવાળા સઘળા રાજાઓ વિમળાચળ પ્રત્યે જવાની સહૃદય ઇચ્છાવાળા થઈ ભરતરાજાની પાસે આવ્યા.

**આદિજિનનો સ્ફટિકાચળથી વિહાર**—આદિજિને ચક્રવર્તીની પ્રાર્થના અનુસાર ત્યારપછી પોતાના ચાશી ગણધરો તથા એક હજાર સાધુઓના પરિવાર સહિત સ્ફટિકાચળથી ચાલવા કનકકમળ ઉપર પોતાના ચરણો મૂક્યા. પ્રભુ ચાલ્યા તે વખતે તેમના ઉદાર શરીરના પરિમલથી સમગ્ર વૃક્ષોના પુષ્પો સુગંધી થયા. નિર્મળ દીપકની જેમ તેમના તેજથી એકાએક ભૂમિ અને આકાશ પ્રકાશિત થયા. ભક્તિપૂર્વક દેવોએ પ્રભુને ચામર વીંજવા માંડ્યા તથા મણિ, રત્ન અને મોતીના સુંદર મોટા છત્રોનું ત્રિક તેમના મસ્તક ઉપર ધારણ કર્યું, તેથી પ્રભુ સમગ્ર જગતના સ્વામી છે એવું જાહેર થયું. ધર્મચક્ર, મહાધ્વજ, સિંહાસન આકાશમાં પ્રભુની સાથે ચાલ્યા. દેવદુંદુભિ વાગવા લાગી અને વાયુ અનુકૂળ ફરકવા લાગ્યો. પૃથ્વી ઉપર સુગંધી જળ અને કુસુમોની વૃષ્ટિ થવા લાગી. અને મારી મરકી આદિના ભયો નષ્ટ થયા તથા સકળ ઇંદ્રિયોને સુખરૂપ ઋતુ વર્તવા લાગી. એ રીતે પૃથ્વી સર્વ પ્રકારે સુખરૂપ થઇ રહી અને કોડો દેવો ઉલ્લાસથી પગલે પગલે વિજયધ્વનિ કરવા લાગ્યા, એ રીતે મહાન્ અતિશયવાળા

અને પવિત્ર આશયવાળા પ્રભુએ વિમળાચળ જવાને વિહાર કર્યો.

**ભરતસંઘપતિનું પ્રભુ સાથે પ્રયાણ અને મથુરામાં આગમન**—યુગાદિનાથના આવ્યાના સમાચાર જાણીને ભરતસંઘપતિએ તેમને હર્ષવડે નમસ્કાર કર્યો અને પ્રભુની પછવાડે પોતાનો જિનાલયવાળો રથ ચલાવ્યો. તે રથની પાછળ ચક્રવર્તીની સાથે આવેલા બીજા બત્રીશ હજાર રાજાઓએ ઉલ્લાસથી પોતાના જિનરથો ચલાવ્યા, કારણકે પુણ્યશાળી અને પંડિતોનો વિનય પ્રશંસનિય હોય છે. જે વખતે અનુકૂળ, શીતળ અને સુગંધી વાયુ ક્ષિતિતળ સાફ કરી રહ્યો હતો તથા મેઘો શુભ ગંધોદકની વૃષ્ટિ કરીને ભૂમિને શીતળ કરી રહ્યા હતા, તે વખતે રૂચીર જળવાળા બત્રીશ હજાર સરોવરો અને અનેક દાનશાળાઓથી યુક્ત હોય તેવો જણાતો તથા દિવ્ય ફળ અને પુષ્પવાળા ઉત્તમ વૃક્ષોથી પરવરેલો ભરતસંઘપતિનો પવિત્ર સંઘ અત્યંત દાનથી પૃથ્વીને દરિદ્રતા રહિત કરતો અને પુણ્યથી જગતને પવિત્ર કરતો મથુરાપુરી પાસે આવી પહોંચ્યો.

**પુંડરીકસ્વામીનો સમાગમ**—મથુરાના પરિસરમાં પ્રથમ જિનનાથને આવેલા જાણીને પુંડરીકગણધર પોતાના પરિવારની સાથે તેમની પાસે આવ્યા અને વિનયપૂર્વક પ્રભુને વંદન કર્યું. ચદ્રનો યોગ થવાથી જેમ તેના તેજવડે બહસ્પતિ વધારે તેજવાળો થઇને જગતના દુરિતનો નાશ કરવાવાળો થાય છે, તેવી રીતે પ્રથમ જિનપતિની પ્રીતિયુક્ત દૃષ્ટિની પ્રભાવડે પુંડરીકમુનિ વિશેષ કાન્તિવાળા થયા. તે વખતે ક્રોડો યતિઓથી પરવરેલા પુંડરીકગણધરને જોઇને ભરતમહારાજે અત્યંત પ્રમોદ અને ભક્તિથી ભૂતળ ઉપર મુકુટ લગાડીને તેમને નમસ્કાર કર્યો. જેવી રીતે પ્રથમ જિનરાજને નમસ્કાર કરવાના પ્રમોદથી પુંડરીકગણધરના દુરિતો દૂર થયા તેવી રીતે પુંડરીકસ્વામીને નમસ્કાર કરવાથી ભરતરાજાના દુરિતો નાશ પામ્યા.

**વણારસીપુરીમાં સંઘને વિમળાચળનું દર્શન**—

ત્યારપછી પુણ્યવાન, ઉત્તરોત્તર ઉત્તમ કાર્યો કરવાથી અત્યંત પવિત્ર, ત્રણ લોકના મનુષ્યોને આનંદ ઉપજાવનારો અને જેનો વિસ્તાર વધતો જાય છે એવો ધર્મિષ્ઠ પુરૂષોથી યુક્ત ચતુર્વિધ સંઘ મથુરા નગરીમાંથી વિદાય થયો. પ્રચૂર પુણ્યથી સમગ્ર પૃથ્વીને પાવન કરતો તે સંઘ દેવનગરી સમાન અત્યંત વિસ્તારવાળી એવી વરાણુસીપુરીમાં આવ્યો. ઘણા કાળથી અભિલાષા કરાતા અને યુગાદિનાથના વાક્યરસથી હૃદયની અંદર લખાયેલા અને સિદ્ધગિરિ તરીકે વર્ણન કરાતા એવા વિમળાચળના સર્વ મનુષ્યોએ સૌમ્ય દૃષ્ટિવડે ત્યાં પૂર્ણ હૃદયથી દર્શન કર્યાં સમગ્ર દેવોની સાથે શ્રેષ્ઠ એવી વરાણુસીપુરીમાં આવેલા પ્રથમ સંઘપતિ વિમળાચળના પ્રથમ દર્શનથી મુદિત થયા ત્યાં આગળ ઇંદ્ર તથા સંઘપતિના ભક્તિપૂર્વક આગ્રહથી આદિનાથે મણિ, હેમ, અને રૂપાના શ્રેષ્ઠ ત્રણ ગઢવાળા સમવસરણમાં *મણિપીઠ ( સિંહાસન )* નો આશ્રય કર્યો અને વિમળાચળ પર્વતના મહિમાનું યોજન પ્રમાણ ફેલાતી પવિત્ર વાણીવડે વર્ણન કરીને સર્વ જીવના હૃદયો વિકસ્વર કર્યાં. પ્રભુની તે દેશનાથી દશ હજાર ભવ્ય જીવોએ તે વખતે સર્વ કર્મમળ રહિત થઇને કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું.

**વિમળાચળના પ્રથમ દર્શનનો મહિમા**—વરાણુસીનગરીમાં તે વખતે વિધિ અને વિવેકમાં કુશળ એવા દેવોએ કેવળજ્ઞાનીઓનો વિવિધ પ્રકારનો મહોત્સવ કર્યો અને ભરતરાજાએ વિમળાચળના પ્રથમ દર્શનનો મહોત્સવ કર્યો ભરતરાજાએ જિનેશ્વરની મૂર્તિનું પૂજન કરીને એક હજાર મૂઢક પ્રમાણ ચઉનો લોટ ઘી અને સાકર નોકળા કર્યો. પછી તેમણે સમગ્ર દેવોની સાથે સ્વધર્મી એવા ઇંદ્રને ભોજનને વાસ્તે ઘણા આગ્રહથી નિમંત્રણા કરી. ઇંદ્રે તે વખતે નિષ્પાપ એવા પોતાના મનવડે મહાન્ હિતનું કારણ સમજીને ભરતરાજાનું આમંત્રણ સ્વીકાર્યું, કારણકે મોટા પુરૂષોની મતિ સુકૃતને વૃદ્ધિ કરનારી હોય છે. ત્યારપછી સંઘપતિએ સમગ્ર પુણ્યવાન્ રાજાઓને નિમંત્રણા કરીને સ્થપતિ રત્ન

પાસે એક લાખ મણિ અને રત્નના આવાસો તૈયાર કરાવ્યા. પ્રાતઃકાળે સુરપતિ અને દેવોને કનકાસન ઉપર બેસાડી સંઘપતિએ વિવિધ જાતના શ્રેષ્ઠ ભાજનોને અત્યંત ભક્તિથી મૂકાવી તેમાં અદ્વિતીય રસથી યુકત વિવિધ પ્રકારના ભોજનો પીરસાવ્યા અને સ્વપરિવારની સાથે ઇંદ્રે ત્યાં સ્વધર્મી બંધુ ભરતરાજાને ઘરે લોકોને આનંદ ઉપજાવવાની ખાતર કવળ આહાર કર્યો. મધ્યાહ્ને સંઘપતિએ સર્વે રાજાઓને પરિવાર સાથે સરસ એવી રસવતીનું ભોજન કરાવ્યું. પછી ભરતરાજાએ ધર્મકાર્યમાં રક્ત એવા ઇંદ્રોને અને રાજાઓને બહુમાનપૂર્વક વસ્ત્રો અને આભરણોનું દાન દીધું.

**અતિમુક્તક તીર્થ વિશ્વનાથ મંદિર**—અહિં વરાણસીપુરીમાં જેમને કેવળજ્ઞાન થયું હતું તે સર્વે મહાપુરૂષોએ પવિત્ર એવું અનશન કરીને અજરામર પદ પ્રાપ્ત કર્યું. જે સ્થાને આ મહાનુભાવ યતિઓ ભવની ઉત્પત્તિ કરવાવાળા કર્મનો ક્ષય કરીને મુક્તિપદ પામ્યા તે સ્થળ ત્યારપછી પવિત્ર એવા અતિમુક્તક તીર્થના નામથી પ્રસિદ્ધ થયું. ત્યાં આગળ મુનિવેકીમાં શ્રેષ્ઠ એવા ભરતરાજાએ મણિમય જિનમૂર્તિથી યુકત અત્યંત વિશાળ અને ઉંચું વિશ્વનાથ નામનું જિનમંદિર કરાવ્યું. તે જિનમંદિરની ફરતા ભરતસંઘપતિએ પુણ્યકાર્યને માટે દશ હજાર પૌષધગૃહો કરાવ્યા, ત્યાં આગળ ધર્મમાં રકત વિરતિ અને અવિરતિ મળીને એક લાખ ભવ્ય પુરૂષો કાકિણિરત્નથી ત્રણ રેખા કરાયેલા રહેવા લાગ્યા. ભરતરાજાએ આ વરાણસીપુરીને ઉંચા સુંદર કિલ્લાથી વેષ્ટિત કરી તથા ધન અને ધાન્યથી અત્યંત ભરી દીધી તેથી લોકો તેને ભુવનથી અન્ય નગરી અથવા સ્વર્ગની પુરી માનવા લાગ્યા.

*સંઘનું વિમળાચળ પર્વત ઉપર જવું*—પછી પુંડરીકગણધરના આગ્રહથી જગતના દુરિતનો નાશ કરવાવાળા આદિનાથ વિમળાચળ તરફ આવ્યા અને પુંડરીકસ્વામી તથા સંઘપતિ આદિ પણ તેમની પાછળ આવ્યા. વિમળાચળના પ્રથમ દર્શનથી

ચક્રવર્તી અને ઇંદ્રને હર્ષથી પૂર્ણ હૃદયવાળા જોઇને હરિવિક્રમમેવિ દેવ ભાવસહિત નીચે પ્રમાણે સ્તુતિ બોલ્યા—

**સિદ્ધાચળની નામ પૂર્વક સ્તુતિ**—કલ્પવૃક્ષની ઉડેલી પરાગ વડે કરીને જેને તિલક થયેલ છે એવો શ્રી સિદ્ધાદ્રિ જે પોતાના શિખરથી પ્રગટેલા અક્ષત સરખા વિમળ કિરણો ત્યાં આવતા એવા ભવિકજન ઉપર ફેંકે છે તે સેંકડો મંગળ વિસ્તારો. પૃથ્વીના રાજા સરખો નીલવર્ણના ઉંચા શિખરવાળો આ ત્રિશૃંગ નામનો પર્વત સૂર્યના ઘોડાઓનું આકર્ષણ કરે છે અને તે ઘોડાઓને પોતાની આકાશમાં જતી કાંતીથી ભૂષિત કરે છે. સમીપમાં મહાન્ ભૂમિગૃહ નામનું સિદ્ધાદ્રિનું શિખર વર્તે છે જે પોતાના અનુશૃંગવડે અરૂણના ચિત્તમાં બીજા અરૂણોદયની શંકા ઉત્પન્ન કરે છે. સકળ કળાવાળાઓને સેવવા યોગ્ય, કનકની ખાણ, રસકુપિકા અને વિવિધ ઔષધિઓથી યુક્ત એવા કદમ્બ નામના આ હિતકારી મહાન્ ગિરિના દર્શન કરો. અહિંથી નજીક નિર્મળ ધામરૂપ આ તાલધ્વજ નામનો ક્ષિતિધર છે, જેની ગુફાઓમાં સદ્ ઔષધીથી સિદ્ધ શરીરવાળા થયા થકા અનેક સિદ્ધપુરૂષો સમાધિમાં અત્યંત દૃઢ થઈને રહે છે વળી સમીપમાં વિમળશૈલરાજના કુમાર સરખો રૈવતક પર્વત શોભે છે અને તેના સુવર્ણ શિખરની કાંતિથી પીતવર્ણના થયેલા છે કિરણો જેના એવો ચંદ્ર પણ રાત્રિની અંદર કમળને પોતાની સિદ્ધિનો ભ્રમ ઉત્પન્ન કરે છે. મણિઓવડે પવિત્રિત અને નૂતન આમ્રવૃક્ષથી શોભિત ભૂમિતળ છે જેનું તથા રસ યુક્ત પવિત્ર સરોવરમાં ઉત્પન્ન થયેલા શ્રેષ્ઠ કમળોની સુગંધી પરાગથી મનોહર અને સંપૂર્ણ રીતે વિકસિત કમળોની શ્રેણિરૂપ મનોહર દેવગૃહોથી વ્યાપ્ત એવા આ વિમલગિરિને શ્રેષ્ઠ એવા કિન્નરો કદી છોડતા નથી. આ ગિરિરાજના સંગમથી રંજીત થયેલી એવી કિન્નરબાલિકા હાસ્ય અને વિસ્મયયુક્ત બનીને રંગપૂર્વક સુંદર નૃત્ય કરે છે અને હાસ્ય અને વિસ્મયથી ચપળ નયનકમળવાળી તે કિન્નરબાલિકાઓ ગિરિરાજના સંગમથી

રંજીત થયેલા મનવડે સમગ્ર કળાથી યુક્ત પોતાને માને છે. અંગના હાવભાવ સહિત નાચતા એવા કિન્નરોની સાથે બાળાઓ નિર્મળ નાચ કરતી હોવાથી કામદેવનો કામરસ ત્યાં આગળ નિરસ થઇ જાય છે. શશિમંડળ સરખા મુખમંડળવાળી અને કુંડળને ધારણ કરવાવાળી કિન્નરબાળાઓ નીરંતર આકાશને અત્યંત પ્રભાયુક્ત કરે છે. વળી નિર્દંભ હર્ષયુક્ત અને શૃંગારવડે પુષ્ટ વાણી છે જેની એવી નિર્દંભ રંભાઓ સંસારને સાર યુક્ત અને આનંદકારી બનાવીને દુઃખના સમૂહથી રક્ષણ કરે છે,-તેમજ મનમાં ધીરજ ઉપજાવી પ્રમોદ ઉત્પન્ન કરે છે. રંભાના મર્મ જેવી કાંતિવાળી રંભાઓ સ્વચ્છંદ અને મંદરીતે આમોદને ફેલાવતી લજ્જાપૂર્વક અનંત એવા ગગનને વિષે શોભે છે. વળી કુચઘટની સાથે અથડાતા છે હારો જેમના એવી આ રંભાઓ જગતના શોકને દૂર કરવા વાસ્તે આકાશમાં ક્રીડા કરી રહી છે. ઇત્યાદિ ચોરાશી શિખરોથી યુક્ત એવો અને યુગાદિદેવના મુખકમળમાંથી જેનો ઉચ્ચ પ્રભાવ વર્ણવાયેલો છે એવો શત્રુંજયગિરિ આ જગતની અંદર જયવંતો વર્તે છે.

**આદિજિન દેશના**—તે વખતે મુદિત થયેલા એવા ચારે નિકાયના દેવોએ જિનેશ્વરને માટે ત્યાં સમવસરણ રચ્યું, કારણકે દેવોનું નિર્મળ વિબુધપણું એજ સુવિવેકનો નિધિ છે. આદિજિને ત્યાં આગળ રહીને ચતુર્મુખદેશના આપી અને પહેલી પૌરૂષી પૂર્ણ કરીને વિરામ પામ્યા. ત્યારપછી પ્રભુના પાદપીઠનો પુંડરીક ગણધરે આશ્રય કર્યો અને પોતાની દેશનાવડે ભવ્યજીવોને બોધ આપી પોતાના ગુરૂની ઉન્નતિ કરી. બીજી પૌરૂષી પૂર્ણ થઈ એટલે પુંડરીકસ્વામીએ પણ દેશના પૂર્ણ કરી.

**પુંડરીકસ્વામીની સંલેખના**—સંસારના ભયથી ભીરૂ હૃદયવાળા ગણધરમહારાજ પોતે બીજે દિવસે-'પ્રભુએ જે ગિરિના પસાયથી મને કેવળજ્ઞાન ઉત્પન્ન થવાનું કહ્યું હતું તેજ આ ગિરિ છે.' એવો મનમાં વિચાર કરીને પોતે પાંચ ક્રોડ યતિઓની



ચૈત્ર માસના શુક્લ પક્ષની પૂનમ પર્વને દિવસે પુંડરિકસ્વામી પાંચ ક્રોડ મુનિઓની સાથે શત્રુંજયગિરિ ઉપર મોક્ષે ગયા

સાથે સંલેખના અંગીકાર કરી.

**સંલેખનાનું સ્વરૂપ**—દેહના સર્વ ઉન્માદરૂપી મહારોગનું સંપૂર્ણપણે નિદાન કરીને સર્વ ધાતુઓનું શોષણ કરવું તે દ્રવ્ય સંલેખના કહેવાય છે અને સ્વાભાવિક શત્રુરૂપ રાગ, દ્વેષ, મોહ આદિ કષાયોનો છેદ કરવો તે ભાવ સંલેખના કહેલી છે.

**અનશન યુક્ત પુંડરીકસ્વામીને કેવળજ્ઞાન**— પાંચ ક્રોડ સાધુઓથી પરવરેલા પુંડરીકસ્વામીએ રોષ, તોષ, અને રાગનો છેદ કરીને તથા પોતાના દેહનું પણ શોષણ કરીને અનશન અંગીકાર કર્યું. પછી એકદા આદીશ્વરભગવાને પોતાના ગણધરને કેવળજ્ઞાનની ઉત્પત્તિના હેતુથી મનુષ્યની બુદ્ધિમાં આવી ન શકે તેવા વિમળાચળના મહિમાનુ સભામાં વર્ણન કર્યું. ભવમોહના સંશયરૂપી અંધકારને નષ્ટ કરવાવાળા અને શુદ્ધ મુક્તિપદને દર્શાવનારા પ્રભુના વાક્યે થી નિશ્ચળ એવા પુંડરીકસ્વામીને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. પ્રભુએ કેવળજ્ઞાનાવરણના હેતુઓનું એવી રીતે વિવેચન કર્યું કે પુંડરીકસ્વામીની સાથે રહેલા પાંચ ક્રોડ મુનિઓએ પણ સમગ્ર કર્મનો ક્ષય કરીને તે વખતે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. પાંચ ક્રોડ મુનિઓએ પ્રભુનું પવિત્ર અને પાપોને છેદવાવાળું વચન સર્વથા પ્રકારે ખરેખર અવધાર્યું કે જેથી કરીને તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું.

**પુંડરીકસ્વામીનું પાંચ ક્રોડ મુનિઓ સાથે નિર્વાણ**—પછી ચૈત્ર માસના શુકલપક્ષની ઉત્તમ પૂર્ણિમાને દિવસે પુંડરીકગણધરે પ્રથમ પોતાને વશ એવી શિવશ્રીનો આશ્રય કર્યો (મોક્ષ પદ પામ્યા) અને પછી તેમની સાથેના પાંચ ક્રોડ મુનિઓ તેમને અનુસર્યા. જે વખતે પાંચ ક્રોડ યતિવર્ગની સાથે પુંડરીકસ્વામી મોક્ષમાં ગયા તે વખતે દેવો તથા ભરત પ્રમુખ રાજાઓ સર્વે અત્યંત દુઃખિત હૃદયવાળા થયા. દેવોએ સમગ્ર મુનિઓનું પવિત્ર જળથી સ્નાત્ર કરીને અને સુગંધી દ્રવ્યોથી વિલેપન કરીને ચંદનના કાષ્ટોથી અગ્નિ સંસ્કાર કર્યો. ત્યારપછી દેવોએ દિવ્ય

સુગંધી જળની અત્યંત વૃષ્ટિ કરીને વિમળાચળને નિર્મળ કર્યો. તે વખતે ત્યાં આગળ મહાન્ ઉત્સવ થઈ રહ્યો.

**ભરતરાજાએ કરાવેલું મંદિર**—રચના કરવામાં ચતુર એવા ભરતમહારાજે રૂચિર વાસનાવડે શત્રુંજયગિરિ ઉપર સુવર્ણના કિલ્લાથી વેષ્ટિત વિશાળ અને મનોહર જિનમંદિર કરાવ્યું. તે જિન મંદિરની પીઠિકા મરકતમણિની કરાવી અને ગભગૃહ જળકાન્ત રત્નમય કરાવ્યો. વિવિધ પ્રકારના ઇંદ્રનીલમણિના શિખર ઉપર વિલાસ કરતા હીરાઓથી યુક્ત કળશો મૂકયા. પવિત્ર વજાના દંડથી અને મહધ્વજાથી તેમજ વિવિધ પ્રકારના તોરણોથી તેને શોભિત કર્યું. મૂળમંદિરની ફરતા બીજા બાવીશ દેવગૃહો બનાવીને આ મંદિર અત્યંત સુશોભિત કર્યું. મૂળમંદિરના ગર્ભગૃહમાં ભરતરાજાએ પ્રથમપ્રભુ ઋષભદેવની તથા પુંડરીકગણધરની મૂર્તિઓ સ્થાપન કરી તથા ફરતા બાવીશ જિનાલયની અંદર ઋષભદેવની આજ્ઞાનુસાર નેમિનાથ સિવાયના અજિતનાથ પ્રમુખ બાવીશ તીર્થંકરોની મૂર્તિઓની સ્થાપના કરી.

**જિનપ્રતિમાની નીચે નવગ્રહનું સ્થાપન**—તે વખતે રવિ, ચંદ્ર, ભૌમ, બુધ, ગુરૂ, શુક્ર, રાહુ, શનિ, અને કેતુ એ પ્રમાણે નવગ્રહોએ અંજલિ જોડીને પ્રથમ સંઘપતિ ભરતેશ્વરને કહ્યું કે-'સંઘપતિઓમાં પ્રથમ એવા હે ભરતમહારાજા ! તમે વિજય પામો ! આપ કૃપા કરીને સમગ્ર જૈનમૂર્તિઓના ચરણકમળની નીચે અમારી સુંદર મૂર્તિઓ રચીને અમારો જન્મ સફળ કરો.' એ રીતનો તેમનો આગ્રહ જોઈને ભરતરાજાએ પ્રણામ કરીને પ્રભુને પૂછ્યું કે-'હે પ્રભો ! શું આ ગ્રહદેવો કહે છે તે પ્રમાણે તેમની મૂર્તિઓ પરમાત્માની મૂર્તિઓની નીચે કરાવવી ?' તે સાંભળી પ્રભુએ જવાબ દીધો કે 'હે સંઘપતિ ! સાંભળો. આ જગતની અંદર ધર્મકર્મમાં રક્ત એવા ભરતકગ્રહ પ્રમુખનો લાંબાકાળે ઉદય હોવાથી સામાન્ય મનુષ્યો તેમને જાણતા નથી, પણ આ નવગ્રહો તો પૂર્વની જિનમૂર્તિઓની નીચે પણ

હોય છે તેથી તેમની ઇચ્છાનુસાર તેમની પ્રતિમાઓને રચીને ઉચિત એવી પૂર્વની રીતિને તમે અનુસરો.' પ્રભુના વાક્યથી જગતની આ ઊ પરંપરાની સ્થિતિ જાણીને સમગ્ર અરીહંતોની પ્રતિમાના ચરણકમળની નીચે નવગ્રહોની પ્રતિમાઓ કરાવી દીધી.

**કપર્દિયક્ષના વિઘ્નો દૂર કરવા શત્રુંજયગિરિ ઉપર રહેવા અભિગ્રહ**—તે વખતે કોઠ સાગરોપના આયુષ્યવાળા બીજા દેવલોકની અંદર ઉત્પન્ન થયેલા કપર્દિ નામના દેવે પ્રથમપ્રભુને નમસ્કાર કરીને હર્ષપૂર્વક કહ્યું કે-'હે ભગવન્! હવે હું આ સિદ્ધગિરિ ઉપર રહીને અહિં આવતા એવા ભક્ત યાત્રિકજનના દુષ્ટ દેવોથી કરાયેલા વિઘ્નોને મારા જીવિતના અવધિસુધી દૂર કરૂં.' પ્રભુએ જવાબ આપ્યો કે-'હે કપર્દિદેવ! પુણ્યશાળીઓને સુખરૂપ એવો તમારો અભિગ્રહ લાંબા કાળસુધી વૃદ્ધિ પામો અને અહિં તમારી જગ્યાએ ઉત્તરોત્તર ઘણા કપર્દિદેવો થાઓ.'

**ખેચરોનો અભિગ્રહ**--ત્યારપછી દશલાખ ખેચરોએ સુવાસનાવડે પ્રભુને નમસ્કાર કરીને 'અમે અહિં સર્વદા જિનપૂજન કરશું' એવો અભિગ્રહ ધારણ કર્યો.

**જાહ્નવીનું શત્રુંજયીનું ઉત્પન્ન કરવું**—જાહ્નવીદેવીએ તીર્થભૂમિ ઉપર ભરતરાજાના કરાવેલા વિશાળ જિનાલયને જોઇને તે ગિરિ (શત્રુંજય)ના નામવાળી શત્રુંજયી નદીને ત્યાં આગળ અત્યંત શુભ ભાવથી પ્રગટ કરી.

**સિદ્ધગિરિથી ઉતરવું અને ચમચકારપુરમાં પ્રભુની દેશના**—એ પ્રમાણે ભાવથી દેવોએ મનુષ્યોએ અને ખેચરોએ સકળ ધર્મકાર્ય પૂર્ણ કર્યા ત્યારે ભરતરાજા અને ઇંદ્રની સાથે પ્રથમજિન તે શત્રુંજયગિરિથી નીચે ઉતર્યા. તે ગિરિની નીચે ચમચકારપુરની સમીપમાં આવીને સુવર્ણના સરખી મનોહર દેહની કાંતિવાળા આદિનાથ પુંડરીકગણધરના વિરહથી ઉત્પન્ન થયેલા ચક્રવર્તીના મહાન્ખેદને છેદવા વાસ્તે સમવસર્યા. પછી દુઃખ

ધારણ કરતા ભરતપ્રત્યે પ્રભુ બોલ્યા કે–' હે ભરત ! સુતના વિરહનું દુઃખ તમે કેમ ધારણ કરો છો ? તમારા પુત્ર પુંડરીકગણધર મોક્ષે ગયા અને પરમ સૌખ્ય પામ્યા તે પુંડરીકમુનિના વિરહથી તમારી જેવા દુઃખ કેમ ધારણ કરી શકે ? ઉગ્ર પાપના સમૂહરૂપ અને વિવિધ પ્રકારના દુઃખોના સમૂહથી વ્યાપ્ત આ સંસારને છોડીને યતિઓ જ્યારે મોક્ષ મેળવે છે, ત્યારે મુનિઓ તે અવસરને મહાન્ ઉત્સવનું કારણ માને છે. તે દિવસ પણ પરમ પવિત્ર ગણાય છે, તો તે વખતે પંડિત એવા ભવ્યજનોએ ખેદ ધારણ કરવો એ ઉચિત નથી. વાસ્તે હે ભરત ! પોતાના પુત્રના શોકને દૂર કરીને તમે ધર્મકર્મ કરો અને નિર્મળ હૃદયવાળા થાઓ. શ્રેષ્ઠ જનો પોતાના હૃદયના રંગથી આવા પુણ્યરૂપ વખતે સ્વજનોની અંદર મહાન્ ઉત્સવ કરે છે.'

ભરતરાજાનું નગરનું વસાવવું—એ પ્રમાણેનું પ્રથમ જિનપતિનું વચન સાંભળીને શમ યુક્ત બનેલા ચક્રવર્તીએ ત્યાં આગળ પાંચ ક્રોડ ઘરો કરીને નવું નગર વસાવ્યું. રાજાએ તે સકળ ઘરો ધન અને ધાન્યોવડે સંપૂર્ણ ભરી દીધા અને પાપમતિથી રહિત અને ધર્મમાં અત્યંત રક્ત એવા પવિત્ર બ્રાહ્મણો ને ત્યાં આગળ રાખ્યા. પછી ભરતમહારાજે મુદિત થઇને સ્થપતિ રત્નપાસે પૌષધગ્રહોથી યુક્ત પચીશ લાખ જિનમંદિરો કરાવ્યા. પે તે બનાવેલા એવા તે નગરને ઘણું સુંદર જોઇને અત્યંત હર્ષવાળા થયેલા ભરતરાજાએ જિનમંદિરોને વિષે જિનોનું પૂજન કરીને મહાન્ ઉત્સવ કર્યો. તે નગર તે વખતે [1] અર્હદાસન, [2] આદિપુર, [3] સુબૃહત્પુર, [4] ચમત્કારપુર એ નામોથી ક્ષિતિતળ ઉપર પ્રખ્યાત થયું. કહ્યું છે કે 'ભરતરાજાએ શત્રુંજયની તળાટીમાં બાવીશ યોજનના વિસ્તારવાળું રત્નાગારથી યુક્ત નગર વસાવ્યું. તે નગરની અંદર પચીશ લાખ જિનમંદિરો અને પાંચ લાખ પૌષધશાળાઓ કરી અને તે નગરની અંદર પાંચ ક્રોડ બ્રાહ્મણશ્રાવકોને વસાવ્યા. આ મહાન્ નગરના નામો અર્હદાસન, આનંદપુર, આદિપુર, અને

ચમચકારપુર પડ્યા. ભરતરાજાએ આ નગરને દાનશાળાઓ અને શ્રેષ્ઠ સરોવરથી સંપૂર્ણ રીતે ભૂષિત કરી દીધું.

**ભરતરાજાનું અયોધ્યા તરફ ગમન**—પછી વિહાર કરતા પ્રભુને અનુસરતા ભરતરાજા સકળ સંઘથી યુક્ત પોતાની અયોધ્યા નગરી તરફ જવા ચાલ્યા. પૃથ્વી ઉપર વિવેકી પુરૂષોનું બહુમાન કરતા અને અવિવેકીનો નિગ્રહ કરતા, તે ભરતસંઘપતિ પોતાના ધનનો વ્યય કરી સુકૃતોને વૃદ્ધિ પમાડતા અને પાપોનો ક્ષય કરતા રસ્તામાં સમગ્ર નગરોને જિનધામથી ભૂષિત કરતા પોતાની અયોધ્યા નગરીની પાસે આવી પહોંચ્યા. દેવતાઓથી સેવાતા છે ચરણકમળ જેમના એવા જિનપતિ ત્યાં સકટાનન વનમાં સમવસર્યા અને ત્યાં પ્રભુને વંદના કરીને ભરતરાજાએ અયોધ્યા નગરમાં પ્રવેશ કર્યો. જે વખતે ગજરાજ ઉપર આરૂઢ થઇને ઐરાવણ હસ્તિ ઉપર રહેલા ઇંદ્રની સાથે ભરતરાજા નગરના મહાપથમાં થઇને ચાલ્યા તે વખતે પ્રમદાઓ અત્યંત ઉત્સુકતા વાળી થઇ કે–' પોતાના ધાવતા એવાં બાળકોને છોડી દઇને બારીના જાળીયામાં આવેલી કેટલીક સુવાસિની સ્ત્રીઓએ દેવોએ કરેલી પુષ્પવૃષ્ટિની સાથે દુધ વરસાવ્યું, હારને ગુંથતી એવી મોતીઓથી ભરેલી મુષ્ટિવાળી કેટલીક સ્ત્રીઓ પોતાની સખીઓને આવતા એવા રાજાને બતાવતી વખતે વીરલ અંગુલીવાળી હોવાથી મોતીઓથી વધાવતી હતી, કોઇ સખી કહેતી કે 'હે ભોળી ! જોવાને વાસ્તે ઘણે દૂર સુધી નજર કરીને મહેનત શું કામ કરે છે ? તારા હારમાં રહેલા મોટા ચકદામાં પ્રતિબિંબિત પૃથ્વીપતિને કેમ જોતી નથી ?' કેટલીક સ્ત્રીઓએ કુતુહળથી, કેટલીકે સર્વ સંઘનું આગમન જોવાના પુણ્યના લોભથી અને કેટલીકે સંઘપતિના સૈભાગ્યથી ગવાક્ષોને ભૂષિત કર્યા હતા. ગુરૂજનથી બોલાતા આશીર્વચનોની સાથે, સ્ત્રીઓથી કરાતા માંગળિકોની સાથે અને બન્દિઓથી બોલાતા જયારવની સાથે ભરતચક્રવર્તિએ રાજમહેલમાં પ્રવેશ કર્યો. ત્યાં 'આગળ

ઇંદ્રોએ અને નરેન્દ્રોએ ભરતસંઘપતિનો મહાન્ અભિષેક કર્યો અને અત્યંત હર્ષથી આઠ વર્ષનો મોટો મહોત્સવ કર્યો. પછી સમગ્ર દેવો અને રાજાઓ સ્નેહપૂર્વક શ્રી સંઘપતિની શ્લાઘા કરીને જેવી રીતે આવ્યા હતા તેવી રીતે પુણ્યથી યુક્ત થઇને હર્ષપૂર્વક પોતપોતાને સ્થાને ગયા.

**આદિજિનનો પરિવાર**—ભૂમિતળ ઉપર વિહાર કરતા એવા યુગાદિનાથને ચોરાશી હજાર સાધુઓની સંખ્યા થઇ અને બ્રાહ્મી, સુંદરી આદિ ત્રણ લાખ સાધ્વીઓ થઇ. શ્રાવકો સાડાત્રણ લાખ થયા, શ્રાવિકાઓ પાંચ લાખ ચોપન હજાર થઇ. અવધિજ્ઞાનને ધારણ કરવાવાળા નવ હજાર મુનિઓ થયા. નિર્મળ એવા કેવળજ્ઞાનને ધારણ કરવાવાળા વીશહજાર મુનીંદ્ર થયા. વીશ હજાર અને છસો વૈક્રિય લબ્ધિવાળા થયા. બાર હજાર છસો ને પચાસ વાદીઓ થયા. બાર હજાર છસો ને પચાસ મનઃપર્યવજ્ઞાની થયા. બાવીશ હજાર સાધુઓ કાળ કરીને અનુત્તર વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા. પ્રભુને શ્રી પુંડરીક પ્રમુખ ચોરાશી ગણધરો થયા. એ પ્રમાણે સુર અને અસુરથી સેવાતા છે ચરણકમળ જેમના એવા પ્રભુનો પરિવાર થયો.

**અષ્ટાપદ ઉપર આદિનાથનું નિર્વાણ અને ભરતરાજાનું આગમન**-આદિનાથપ્રભુએ એક લાખ પૂર્વ સુધી વ્રતનું પાલણ કરીને અષ્ટાપદના શિખર ઉપર જઇ દશ હજાર મુનિઓની સાથે પાદોપગમ અનશન કર્યું. આ વાતની ગિરિરાજના પાલકોએ જેવી ચક્રીને ખબર આપી કે તુરત પિતાના દર્શનની અભિલાષાવાળા તે શીઘ્ર પગે ચાલતા અષ્ટાપદ પર્વત ઉપર આવ્યા. પ્રભુને પર્યંકાસને રહેલા જોઇને ભરતરાજાને તે વખતે અત્યંત શોક ઉત્પન્ન થયો. તે વખતે સમગ્ર ઇંદ્રોના આસનો કંપ્યા અને અવધિજ્ઞાનથી જિનરાજના નિર્વાણનો સમય જાણીને જલદી ત્યાં આવી પહોંચ્યા. અવસર્પિણિ કાળના ત્રીજા આરાના જ્યારે નેવાશી પખવાડીઆ બાકી રહ્યા ત્યારે માઘ માસના



આદીશ્વર ભગવાન અષ્ટાપદ પર્વત ઉપર દશ હજાર મુનિઓની સાથે મુક્તિ પદ પામ્યા.

કૃષ્ણ પક્ષની તેરશને દિવસે અભિચિ નક્ષત્રમાં ચંદ્રનો યોગ આવ્યો ત્યારે પર્યંકાસને બેઠેલા પ્રભુએ આદરપૂર્વક બાદર કાય યોગમાં રહી વાણી અને ચિત્તના યોગોનો સમ્યક્ પ્રકારે રોધ કર્યો. પછી શરીરના સુક્ષ્મ યોગવડે બાદર કાયયોગનો પણ રોધ કરીને સૂક્ષ્મક્રીયા નામના ધ્યાનનો આશ્રય કર્યો. સૂક્ષ્મ શરીરના યોગને પણ સાધીને છિન્નક્રિયા નામનું ચોથુ ધ્યાન જે પાચ હ્રસ્વ અક્ષર પ્રમાણ કાળવાળુ છે તેનો પ્રથમ જિનરાજે આશ્રય કર્યો; તે ધ્યાનને અંતે એરંડિકાના ફળની જેમ ઋજુ એવા જિનેન્દ્ર ગતબંધનવાળા થઈને મોક્ષે ગયા. પ્રભુની સાથે અનશનને અંગીકાર કરેલા દશહજાર યતિઓ પણ તુરત તેમની સાથે મોક્ષે ગયા. તે વખતે સર્વ લોકને સુખ થયું અને નારકીના જીવને પણ તે અવસર સુખરૂપ થયો, કારણ સન્ત પુરૂષો પોતાની સર્વ અવસ્થાને વિષે સમગ્ર વિશ્વના સુખને માટે હોય તેમા આશ્ચર્ય શુ?

**ભરતરાજાને રૂદનનું શિક્ષણ અને પ્રભુ તથા યતિઓ દેહનો અગ્નિસંસ્કાર**—તે વખતે સરળ બુદ્ધિવાળા ભરતમહારાજને દુ:ખવડે સપૂર્ણ હૃદયવાળા જોઈને ઇંદ્રે તેમને ગળે વળગીને અપૂર્વ (રૂદન કોઈને આવડતું નહિ હોવાથી અપૂર્વ) એવું રૂદન શીખવ્યું ભરતચક્રવર્તી કે જે સર્વદા નિર્મળ મગળિકના શબ્દો સાભળીને તુષ્ટમાન રહેતા તેને અત્યારે શોક વિડબણા કરીને રોવરાવે છે તેથી અહો! આ ભવ ખરેખર કષ્ટરૂપ છે! પછી ઇંદ્રના બોધથી ચક્રવર્તી તુરત શોક રહિત થયા અને ઇંદ્રની આજ્ઞાથી આભિયોગિક દેવોએ ગોશીર્ષના કાષ્ઠો આણ્યા. દેવોએ પૂર્વ દિશામાં પ્રભુને વાસ્તે ગોળ ચિતા કરી, દક્ષિણ દિશામા ઇક્ષ્વાકુવંશના મહર્ષિને વાસ્તે ત્રણ ખુણાવાળી ચિતા કરી અને પશ્ચિમ દિશામા અન્ય મહર્ષિઓને માટે ચાર ખુણાવાળી ચિતા કરી. પછી ક્ષીરસમુદ્રના જળથી જિનરાજના દેહને સ્નાન કરાવીને તથા ઉત્તમ દેવદુષ્ય વસ્ત્ર ધારણ કરાવીને અને મણિના આભુષણોથી ભૂષિત કરીને ઇંદ્રે પ્રભુના ચરણકમળમાં,

નમસ્કાર કર્યો પછી પ્રભુના દેહને ઇંદ્રે પોતે પોતાના મસ્તક ઉપર ધારણ કરીને પાલખીમા સ્થાપન કર્યો અને બીજા દેવોએ અન્ય મુનિઓના દેહોને બીજી પાલખીઓમા સ્થાપન કર્યા પ્રભુની પાલખીને ઇંદ્રે પોતે ઉપાડી અને બીજી પાલખીઓને અન્ય દેવોએ ઉપાડી લીધી તથા દેવીઓ આગળ ચાલી સંગીત કરવા લાગી. સર્વ દેવ અને દેવીઓ વિવિધ પ્રકારના નાટાર ભક્ત્રી ગ્યા હતા, તે વખતે ઇંદ્રે સમગ્ર પાલખીઓને ચિતાની સમીપમા આણી, ત્ય આગળ ઇંદ્રના આદેશથી અગ્નિકુમારના દેવોએ અગ્નિ પ્રગટ કર્યો અને વાયુકુમારના દેવોએ ચોતરફ વાયુ વિકૂર્વ્યો ત્યા દેવો ચિતામાં અનેક ભાર પ્રમાણ કર્પૂરના સમૂહો તથા ઘી અને મધના અનેક કુભો નાખવા લાગ્યા. છેવટે મેઘકુમાર દેવોએ ક્ષીરસમુદ્રના જળથી અગ્નિ શાન્ત કર્યો પછી પ્રભુની ઉર્ધ્વ જમણી દાઢા પ્રમોદયુક્ત થઇને સૌધર્મપતિએ ગ્રહણ કરી અને ઇશાન ઇંદ્રે ઉપરની ડાબી દાઢા ગ્રહણ કરી અત્યત હર્ષિત થયા નીચેની જમણી દાઢાને ચમરેન્દ્રે લીધી અને બીજી ડાબી દાઢ બલીંદ્રે લીધી બીજા ઇંદ્રોએ દાંતો ગ્રહણ કર્યા તથા દેવોએ અસ્થિ લીધાં યાચના કરતા એવા સુશ્રાવકોને ઇંદ્રે ત્રણે કુડમાથી અગ્નિ આપ્યો તેથી તેઓ અગ્નિહોત્રવાળા થઇને પૃથ્વી ઉપર અત્યત શુદ્ધ એવા બ્રાહ્મણો થયા કેટલાક શ્રાવકોએ નિર્મળ ચિત્તના રાગથી પ્રભુના દેહની ભસ્મને વદન કર્યુ અને શરીર ઉપર જળ રહિત ભસ્મ ચોળી પવિત્રતા સમજનારા તેઓ તાપસો થઇને ભૂમિ ઉપર વિચરવા લાગ્યા ત્રણ ચિતાસ્થાને દેવોએ અત્યત ઉંચા રત્નમય ત્રણ સ્તુપો કર્યા પછી નદીશ્વરે અષ્ટાહિક ઉત્સવ કરીને સર્વ દેવો પોતપોતાને સ્થાને ગયા જિનેન્દ્રની ચારે દાઢાઓને પોતાના માણવકસ્તભમા રાખીને ચારે ઇંદ્રો ભક્તિવડે એક ચિત્તવાળા થઇને કલ્પવૃક્ષના પુષ્પથી હમેશા પૂજવા લાગ્યા

અષ્ટાપદ ઉપર જિનપ્રાસાદ—પછી ચક્રીએ પોતાના વર્ધકિરત્નની પાસે અષ્ટાપદ પર્વત ઉપર એક યોજનના વિસ્તા-

રવાળું અને ત્રણ ગાઉની ઉંચાઇવાળું જિનમંદિર કરાવ્યું. સિંહ-નિષદ્યાથી યુક્ત તે મંદિરના મધ્ય ભાગમાં મહાન્ મણિપીઠિકાઓ કરાવી અને તેની ઉપર મણિ અને રત્નમય વિશાળ દેવછંદાનો પટ કરાવ્યો. પછી પોતપોતાના દેહના પ્રમાણ, આકૃતિ અને વર્ણવાળી યુગાદિદેવ આદિ ચોવીશ જિનેશ્વરોની સુંદર રત્નમય મૂર્તિઓ તેના પર સ્થાપન કરી. તે ચોવીશ પ્રતિમાઓની પાસે ચોવીશ રત્નના દીપકો તથા ચોવીશ ઘંટાઓ અને સુંદરમણિના અષ્ટમંગળિકો સ્થાપન કર્યા, તેમાં મંડપ તથા સોળ તોરણોથી યુક્ત ચાર દ્વારો કર્યા. સુખમંડપોમાં સ્વર્ણ કુંભોની સાથે અષ્ટમંગળિકો સ્થાપન કર્યાં, ચારે સુખમંડપોમાં વલ્લરી મંડપો કર્યા અને તેની અંદર પ્રેક્ષામંડપ કરીને મધ્યભાગમા વજ્રરૂપ ઇક્ષુવાટક કર્યા. મંડપના અગ્રભાગમાં મણિપીઠિકાથી યુક્ત સિંહાસનો કર્યા અને તેની ઉપરના ભાગમાં પવિત્ર રત્નોના ચાર શુભો મણિપીઠિકાથી યુક્ત કર્યા. પછી તે પ્રત્યેકમાં સો ધનુષ્યની ઉંચાઇવાળી શાશ્વતા જિનેશ્વર શ્રી વર્ધમાન, ઋષભ, વારિષેણ અને ચંદ્રાનનની શશિકાન્તમણિની પ્રતિમાઓ સ્થાપન કરી તેમની પાસે ચૈત્યવૃક્ષો અને પીઠિકા યુક્ત ઇંદ્રધ્વજાઓ કર્યા તથા ત્રણ પગથીયાવાળી જળથી યુક્ત ત્યાં આગળ નંદા નામની વાપીઓ કરી ચૈત્યના ઉર્ધ્વ ભાગમાં પદ્મરાગમણિના કળશો અને સુવર્ણના દંડો કર્યા તથા ધ્વજાથી યુક્ત ચંદનના હાથી કિલ્લાની ફરતા કર્યા. ભરતરાજાએ પોતાના નવાણુ ભાઇઓની રત્નની પ્રતિમાઓ કરાવી અને તેમની પાસે હસ્ત જોડીને રહેલી પોતાની મૂર્તિ કરાવી. ચૈત્યની બહાર પોતાના નવાણું બાંધવોના શુભ (પગલા)થી યુક્ત જિનરાજના પગલા કર્યાં. અને ચતુર એવા તેણે ત્યાં આગળ લોહના રક્ષકો સ્થાપન કર્યાં. ત્યારપછી પુણ્યબુદ્ધિવાળા ચક્રવર્તીએ પોતાના દંડરત્નવડે તે ગિરિને ખોદીને મનુષ્યોથી ગમન થઇ ન શકે તેવા એક એક જોજન પ્રમાણ ઉંચા આઠ પગથિયા કર્યા એ રીતે ચૈત્ય તૈયાર કરાવીને જિનોક્ત વિધિ અને મંત્રોવડે પ્રતિષ્ઠા કરી વિવેકી રાજા ભરતે સ્નાન

કરીને અને શ્વેતવસ્ત્રો ધારણ કરીને તે મંદિરને ત્રણ પ્રદક્ષિણા દીધી. પછી અમૃતના પૂરથી જિનબિંબોનું સ્નાત્ર કરીને તથા ઉત્તમ દેવદુષ્ય વસ્ત્રોવડે ભક્તિપૂર્વક સાફ કરીને જિનેંદ્રની મૂર્તિઓને ઉંચા ચંદનવડે વિલેપન કર્યું અને દિવ્ય પુષ્પોવડે તેમની પૂજા કરી. પછી સુવાસનાવાળા ભરતરાજાએ ભૂષણોવડે પ્રતિમાઓને ભૂષિત કરી અને ધૂપ કર્યો તથા કર્પૂરના પૂરવડે આરાત્રિક અને મંગળદીપક ઉતાર્યો છેવટે ભરતરાજાએ જિનેશ્વરની પાસે રહીને હર્ષિત મનવાળા થઇ ચોવીશ તીર્થનાથોની સાક્ષાત્ પણે સભાવના કરીને ભાવપૂર્વક સ્તવના કરી.

**અષ્ટાપદથી ભરતરાજાનું અયોધ્યામાં ગમન—** રૂચિર મણિગણથી નિર્મિત અને પંચવર્ણવાળા કાંતિના સમૂહથી આકાશમાં સતત્ ઇંદ્રધનુષ્યને કરતા એવા તે વિશાળ પ્રાસાદને શ્રીમાન્ ભરતચક્રવર્તી પાછું વાળીને જોતા જોતા અર્હદ્ભક્તિથી સંપૂર્ણ ચિત્તવાળા થઈને અષ્ટાપદ પર્વત ઉપરથી નીચે ઉતર્યા. પછી વિવેકરૂપી સૂર્યના તેજથી વિકસ્વર અને અજ્ઞાનરૂપી અંધકાર નષ્ટ થઇ ગયો છે જેમાંથી એવા હૃદયકમળમા સુવર્ણના હંસરૂપ વિભુને ધારણ કરીને પોતાની કીર્તિના સમૂહથી બ્રહ્માંડના ઉદરને અતુલ કર્પૂરના કલશસમાન કરતા ભરતરાજા અયોધ્યામા આવ્યા.

**આઠમો સર્ગ સંપૂર્ણ**—શ્રી રત્નપ્રભસૂરિરૂપી સૂર્યના કિરણોથી રાત્રરૂપી દોષોનો ત્યાગ કરીને જાડ્યબુદ્ધિવાળા હોવા છતાં પણ પ્રતિદિવસ તેમની કૃપાવડે અદ્દભુત બુદ્ધિથી જે યુક્ત થયા તે શ્રી કમલપ્રભસૂરિએ રચેલા શ્રી શત્રુંજયના દીપકતુલ્ય પુંડરીકસ્વામીના ચરિત્રનો આઠમો સર્ગ સંપૂર્ણ થયો.

॥ इति श्री भरतसंघपतिपदप्राप्ति–शत्रुंजयप्रकाशन–श्रीयुगादिनाथनिर्वाण–
अष्टापदप्रासादवर्णनो नाम अष्टम सर्ग. ॥

# કાવ્ય સમાપ્તિ.

## ભરતરાજાનું અવશેષ ચરિત્ર.

**આદિ જિનના વિરહથી શોકયુક્ત ભરતરાજા—** અયોધ્યા નગરીમાં આવ્યા પછી ભરતમહારાજા ત્રિભુવનને પૂજ્ય એવા યુગાદિનાથનું નિત્ય સ્મરણ કરવા લાગ્યા. પંડિત પુરૂષોનોસંગ કરવા લાગ્યા અને નાટક આદિમાં પોતાના મનનો રંગ છોડી દીધો. પોતાના દેહને પણ શોકથી તૃણની જેમ માનવા લાગ્યા. પોતાના માયા રહિત હૃદયમાં રહેલા ફક્ત આદિનાથનુંજ ધ્યાન ધરતા ભરતરાજાને કોમળ શય્યામાં શયન કરતાં છતાં નિદ્રા આવતી નહિ, રસ યુક્ત ભોજન કરતાં છતાં સુસ્વાદના સુખને પામતા નહિ, અને મનોહર એવી સ્ત્રીઓ સાથે પણ રમતા નહિ; પિતાજી આદિદેવના વિયોગ દુઃખથી ભરતરાજા સમગ્ર સાંસારિક વિષયોને વિષતુલ્ય માનવા લાગ્યા. તે વખતે ઇંદ્રચ ક્રવર્તી પાસે આવ્યા અને વિવિધ પ્રકારની રમતોથી ઉત્પન્ન થયેલા કૌતુકવડે તેમને શોક રહિત કર્યો. વળી ઇંદ્રે બૃહસ્પતિના મુખકમળમાંથી નીકળેલા સુકૃતના સમૂહથી યુક્ત પ્રચૂર ચરિત્રને દર્શાવનારા યુગાદિનાથના ભવ્ય નવીન કાવ્યો સભામાં બેઠેલા ભરતરાજાને સંભળાવ્યા. અમુક વખત સુંદર સૂક્તોવડે, અમુક વખત દિવ્ય ગીતોવડે અને અમુક વખત દેવીઓના જુદા જુદા પ્રકારના નૃત્યોવડે ભરતરાજાને વિનોદ કરાવીને સૌધર્મપતિ પોતાને સ્થાને ગયા. ત્યારપછી મંદ મંદ રીતે મંત્રીઓથી સાંત્વન અપાયેલા શુદ્ધ સોહાર્દશાળી રાજા સારભૂત શૃંગારરંગથી યુક્ત થઈ સમગ્ર પૃથ્વીનું લીલાપૂર્વક પાલન કરતા અતુલ સુખ ભોગવવા લાગ્યાં.

**શોક રહિત થયેલા ભરતરાજાની જળક્રીડા—** મંદ મંદ રીતે શોક રહિત થયેલા અત્યંત તેજવાળા નિષ્પાપ ભરત-

રાજા કોઇ એક દિવસે પોતાની સ્ત્રીઓની સાથે પવિત્ર અને સુરભિ જળની અંદર ક્રીડા કરવાની ઇચ્છાવાળા થવાથી વાપિકાએ જવા ચાલ્યા. નવીન કમળની શ્રેણીમાં લીન થયેલા ભ્રમરોની પંક્તિના શબ્દોવડે જાણે સંગમ કરવાની ઇચ્છાથી પ્રિય બોલતી સ્ત્રી હોય તેવી અને સુંદર રીતે ઉછાળા મારતા જળના તરંગોથી યુક્ત વાપી પાસે ભરતરાજા કામક્રીડા કરવા આવ્યા. રાજાના મુખરૂપી ચંદ્રની કાંતિવડે ભ્રમિત થઇને ચક્રવાકે ( રાત્રિના ભયની આશંકા કરીને ) પોતાની પ્રિયાને આલિંગન કર્યું, ચકોર પક્ષીઓ પ્રમુદિત થયા અને ભ્રમરો પદ્મોને છોડીને કુવલય ( ચંદ્રવિકાસી કમળ ) પ્રત્યે દોડ્યા. વિકસ્વર પુષ્પોના આભુષણોથી યુક્ત ભરતરાજા સરોવરની અંદર ગયા તેવખતે ધર્મને અનુસરીને જેમ સંપદાઓ ઘરમા પેસે તેમ વિભ્રમથી યુક્ત રમ્ય શૃંગારવાળી સ્ત્રીઓ સુવર્ણની પીચકારીઓ લઇને ગળાની પાછળ જળમાં પેઠી. જળમાં ફરતી એવી સ્ત્રીઓના મનોહર નુપૂરના શબ્દોવડે ઉત્પન્ન થતું કર્ણનું સુખ ઘણો વખત અનુભવીને વક્ર ગ્રીવાવડે જોતા જોતા રાજહંસો કુતુહળથી વિકસિત નેત્રોવાળા થઇને ગગન તરફ દોડ્યા. સુવર્ણકમળની રેણુથી અને નીલવર્ણના કમળોથી તે સરોવરના જળ ઉપર જાણે નવીન ઉત્તરપટ પથરાયેલો હોય તેવું દેખાતું હતું. તે જળમાં સુભદ્રા સ્ત્રીરત્ન સહિત રહેલા ભરતરાજા જાણે વિરહિજનના દુઃખી ચિત્તથી અને વિયોગાગ્નિથી તપ્ત થવાથી નાશી આવીને રતિ અને રતિનાથ અહિં સુખે રહેલા હોય તેવું દેખાતું હતું. વળી શંકરના ત્રીજા નેત્રમાં રહેલ અગ્નિથી નિત્ય ભીરૂ એવો કામદેવ જે સ્વભાવિક રીતે જળમાં રહે છે અને સૂર્ય તથા ચંદ્ર તે કામદેવના કમળ અને કુવલય નામના શસ્ત્રના સમૂહને સર્વદા ઓપ્યા કરે છે તે વાતનું હિગ્દર્શન થતું હતું. વીર અને શૃંગારરસના રાજા ભરતમહારાજે જળના પૂરમાં પ્રવેશ કરીને લીલાપૂર્વક સ્ત્રીઓની સાથે ક્રીડા કરી. પ્રમુદિત થયેલી સ્ત્રીઓએ સુવર્ણની પીચકારીઓથી મૂકેલી

અને ચક્રીના શરીર ઉપર પડતી સરલ જળધારાઓ જાણે કામદેવના ધનુષ્યથકી મૂકાયેલી રૂપાના બાણની શ્રેણીઓ હોય તેમ શોભતી હતી. ચારે બાજુથી એકી સાથે સ્ત્રીઓ ભરતપતિ અને સુભદ્રા ઉપર જળની પીચકારીઓ ફેંકતી હતી તેથી તેઓ બંને રૂપાના મંડપની નીચે રહેલા જાણે રતિ અને રતિનાથ હોય તેમ શોભના લાગ્યા. વિવિધ પ્રકારના સ્ત્રીઓના હસ્તના આભૂષણોની કાંતિવડે થયેલા ઇંદ્રધનુષ્યમાંથી નીકળતી કામદેવના બાણની શ્રેણીરૂપ વિપુળ જળની ધારાઓથી જાણે ભય પામેલા હોય તેમ ભરતમહારાજે તેનું વારણ કરવા વાસ્તે વિશાળ પદ્મ આડું રાખ્યું. પછી મેઘરૂપ ભરતરાજાએ સ્ત્રીઓના ચિત્તરૂપી ભૂમિ ઉપર પ્રરૂઢ થયેલા નવા કામવૃક્ષના અંકુરની શ્રેણીને કમળપત્રના પુટમાં જળ ભરીને ફેંકવાવડે સીંચન કરીને વૃદ્ધિ પમાડ્યા ભરતરાજાથી મૂકાયેલી નિર્મળ જળની ધારાઓ ચકિત થઇને વાંકી વળેલી સ્ત્રીઓના કેશની શ્રેણીમાં પડતી હતી તેથી જાણે આકાશગંગાઓ યમુનાઓની સાથે મળીને બ્રાહ્મણરૂપ કામદેવના પુણ્યને સ્નાનવડે વધારતી હોય તેમ દેખાતી હતી, અર્થાત્ કામ સતેજ થતો હતો. ભરતરાજાએ ફેંકેલા જળના સમૂહથી અંકિત થયેલા સ્ત્રીઓના નયનનો સમૂહ જાણે પોતપોતાના હૃદયમાં ઉત્પન્ન થયેલ કામદેવના ધ્વજમાં રહેલ ચંચળ મીનનો (માછલાનો) સમૂહ હોય તેમ શોભતો હતો. પ્રબળ એવા ભરતરાજાના હસ્તથી પડતા જળના સમૂહની સાથે સ્ત્રીઓના દૃઢ કુચપ્રદેશના અથડાવાથી ઉછળતા જળના કણીઆઓવડે કરીને રાજાની સ્ત્રીઓના મુખરૂપ ચંદ્રો જાણે ચારે તરફથી તારાઓથી વેષ્ટિત હોય તેમ શોભવા લાગ્યા. ભરતરાજા એ પ્રમાણે સર્વ સ્ત્રીઓને લાંબા કાળ સુધી જળમાં રમાડીને પછી કોમળ અંગવાળી એવી સ્ત્રીઓને શિથિળ ભાવવાળી જાણી જળક્રીડાથી વિરામ પામ્યા. પછી પોતાના કેશના સમૂહને સુવર્ણકમળના નાળવડે બાંધીને સ્વર્ણકાંતિવાળા ભરતરાજા સરોવરના તીરે ઉભા રહ્યા, તેથી વિદ્યુતથી યુક્ત નવા

શ્યામમેઘને ધારણ કરીને રહેલા મેરૂપર્વતની જેવા શોભવા લાગ્યા. ત્યારપછી સરોવરમાંથી કમળોને લઇને નીકળતી અત્યંત રૂપવાળી રાણીઓ જાણે અંગવિનાના કામદેવની અવગણના કરીને અસ્ત્રોને લઇને ઘણા રૂપવાળી રતિ જગતને જીતવા ચાલી હોય તેવી શોભવા લાગી. સરોવરમાંથી રાજા બહાર નીકળ્યા પછી બરાસ, કેસર અને કસ્તુરીનો લેપ જળમાં પડી રહેવાથી શ્વેત, લાલ અને શ્યામ કાંતિવાળા જળથી યુક્ત થયેલું સરોવર જાણે સંધ્યાકાળે સૂર્યના અસ્ત થયા પછીના સમયે રાહુથી અર્ધ ગ્રસાયેલા ચંદ્રથી યુક્ત આદિ અને અંતવાળું ગગન હોય તેવું શોભતું હતું. પછી ભરતરાજાએ આર્દ્ર વસ્ત્રોનો ત્યાગ કરીને દિવ્ય શ્વેત વસ્ત્રો ધારણ કર્યાં તેથી અત્યંત વરસતા એવા વર્ષાકાળના મેઘનો ત્યાગ કરીને શરદના શ્વેત મેઘોથી યુક્ત જાણે સૂર્ય હોય તેવા જણાવા લાગ્યા.

**ભરતરાજાનો શૃંગાર**—ત્યારપછી ભરતરાજા પોતાની સમગ્ર અંતઃપુરની સ્ત્રીઓની સાથે વિશાળ ચિત્રશાળામાં ગયા. નવનિધિપતિએ અર્પણ કરેલા ભરતરાજાના આભૂષણો ત્યાં એક મોજર સુંદર કરંડીયામાં લાવ્યો. નિધિપતિઓએ ભરતરાજાની ભક્તિવડે દેવમણિથી નિર્મિત એવા અન્ય ભૂષણો પ્રમુદિત થયેલી સ્ત્રીઓના દેહને ભૂષિત કરવાવાસ્તે ચેટીઓની સાથે મોકલ્યા.

**ભરતમહારાજાને અરિસાભુવનમાં કેવળજ્ઞાન**—ત્યારપછી ચંદન, બરાસ આદિ સુગંધી દ્રવ્યોનો અત્યંત લેપ કરીને સ્ત્રીઓના પ્રેમથી પૂર્ણ એવા ભરતમહારાજ અવિકળ એવું પોતાનું રૂપ જોવાને અત્યંત મનોહર એવા અરિસાભુવનની અંદર ગયા. ત્યાં જઇને નિર્મળ અરિસાની ભિંતમાં રંગયુક્ત થયેલા ભરતરાજા પોતાનું સુંદર કાંતિવાળું સ્વરૂપ દરેક અંગોપાંગ નિહાળવા પૂર્વક જોવા લાગ્યા, પણ તે વખતે તેમણે એક કનિષ્ટ અંગુલિને નષ્ટ કાંતિવાળી અને સમગ્ર અંગુલિઓમાં તે જાણે દીનતાને ભજતી હોય તેવી દીઠી. 'મારી સમગ્ર અંગુલિઓમાં

મૂળ પાનું ૩૦૪ ભાષાંતર પાનું ૨૯૬



ભરતચક્રવર્તી અરિસાભુવનમાં રહેલા છે તે વખતે મુદ્રિકા પડી જવાથી નેિષ્ટ આંગુલીને નિષ્પ્રભ જોઇ ભાવનામાં લીન થયા છે.

આ એક કનિષ્ઠ અંગુલિ અત્યંત શોભાથી રહિત કેમ દેખાય છે?' એ રીતે ચકિત થઇને જેટલામાં રાજા વિચાર કરે છે તેટલામાં ભૂષણ ઉપર અરૂચીવાળા થયેલા તેમણે તે અંગુલિની મુદ્રિકા ભૂમિ ઉપર પડી જવાથી વિરૂપ થવાનું કારણ જાણ્યું. 'વિવિધ પ્રકારના આભૂષણોથી ભૂષિત મારા સર્વ અંગો છે, તેમાં એક આ કનિષ્ટ અંગુલિની મુદ્રિકા દૂર થવાથી જો તે અંગુલિ અત્યંત નિસ્તેજ દેખાય છે તો પછી આ મારા દેહની અત્યંત કાંતિ જે હું માનું છું તે નિશ્ચયે કરીને મિથ્યા છે.' એ રીતે મનમા વિચાર કરીને આશ્ચર્યતાથી ભરતરાજાએ રત્નના ભૂષણો ત્યાગ કરવા માંડ્યા. જે જે અંગ પરથી અલંકારોનો ત્યાગ કર્યો તે તે અંગો સૂર્યના તેજથી રહિત થયેલા સુવર્ણકમળની જેવા કૃશ અને નિસ્તેજ દેખાવા લાગ્યા. 'આ જગતનો રાજા મોહ પોતાના સંસારરૂપી ઘરની અંદર દુરિતરૂપી જળથી પૂર્ણ રાજ્યકુંભ સ્થાપવાને વાસ્તે દાસરૂપ બનેલા મારા મસ્તક ઉપર તેને નિત્ય મુગટરૂપે રાખે છે તેથી તે મને કષ્ટરૂપ હોવાથી દૂર કરૂં.' એવો વિચાર લાવી મુગટને દૂર કર્યો. 'હવે આ મારા ભાલતળમા તિલક રહેલું છે તે પણ શા કામનું છે? કારણકે પૂજ્યપાદને પ્રણામ કરતી વખતે ક્ષિતિતલની રેણુને સ્પર્શ કરવાના પુણ્યમાં તે અંતરાય કરે છે. તથા શ્રવણ યુગળમાં રહેલા આ બે કુંડળો પણ શું કામના છે ? ભવને તરવાની ઇચ્છાવાળાને તે પણ શસ્ત્રરૂપ છે.' એવો વિચાર કરી તિલક તથા કુંડળોનો પણ ત્યાગ કર્યો સુકૃતવડે કરીને મધુર અને સત્ય ભાષાથી યુક્ત જો કંઠ ન હોય તો તે લલચાવનારા ચળકાવાળા હારથી કાંઇ અલંકૃત થતો નથી. જો હૃદય મણિના સમૂહરૂપ દેવછંદાવડે ભૂષિત ન હોય તો તે ઇંદ્રછંદ નામના હૃદયના અલંકારથી શોભિત થતું નથી. જો કદિ હૃદયની અંદર ભવરૂપી તિમિરને હરણ કરવાવાળું નિર્મળ જ્ઞાનતેજ પ્રાપ્ત થયુ હોય તો પછી વિજયછંદ નામના હારથી હૃદયને શોભાવવાનું ક્યાં રહે છે? જો જિનપતિની પૂજારૂપ અલંકારોથી હસ્તકમળ

અલંકૃત થયેલ હોય તો પછી સુવર્ણના વલયની ક્યાં જરૂર રહે છે ?' ચાતુર્યવર્ય એવા ભરતમહારાજાએ એ રીતની ભાવના ભાવતાં સમગ્ર શરીરની શોભાને વાસ્તે દેખાવમાત્રથી રમ્ય લાગતા એવા સમગ્ર અલંકારોનો ત્યાગ કરીને 'ધર્મ' રહિત એવો દેહ પાપનીજ પુષ્ટિ કરવવાળો છે' એમ સમજી હૃદયમાં સત્ય એવી ભાવના ભાવવા લાગ્યા કે–' અત્યંત કોમળ વસ્ત્રો અને સુવર્ણ તથા રત્ન આદિ રૂચિર વસ્તુઓ જે દેહનો આશ્રય કરવાથી મલિન થાય છે, તે દેહના દાસ થવાવડે કરીને અહહ ! મેં મોક્ષસુખના કારણભૂત અત્યંત કિંમતી એવું આયુષ્ય નિરર્થક ગુમાવ્યું. આ દેહ અશુચિ અને અરમ્ય પદાર્થોથી ઉત્પન્ન થયેલ છે અને જે શુચિ અને મનોજ્ઞ પદાર્થો છે તેને મલિન બનાવે છે. વળી જે ( સપ્ત ) ધાતુથી આ શરીર બનેલું છે તે ધાતુ આત્માના મિત્રવર્ગ ( જ્ઞાન દર્શન અને ચારિત્ર ) ને લઘુ કરે છે અને કામ ક્રોધ આદિ મહા શત્રુઓને પુષ્ટ કરે છે. હે પરમાત્મન્ ! આ શરીર દુઃખને દેવાવાળા પાપોનું સેવન કરે છે પણ દેહના બંધનને નાશ કરવાવાળા અને સુખરૂપ પુણ્યનું સેવન કરવાથી વિમુખ રહે છે, તેથી ખરેખર ધૂર્ત છે. વળી હે આત્મા ! તું પણ અત્યંત ભોળો છે કે જેથી પોતાના કાર્યમાં પ્રમાદવાળો રહે છે. રાજાના ભવથી ઉત્પન્ન થતા ઘણા પાપથી વ્યાપ્ત તને જોઇને અત્યંત દુઃખાકુળ થયેલી કનિષ્ટ અંગુલીએ મુદ્રાનો ત્યાગ કરીને તારા ઉપર ઘણોજ ઉપકાર કર્યો છે. વસ્ત્ર અને સુવર્ણનાં આળવીઓએ અને સોનીઓએ વાર વાર વસ્ત્ર અને અલંકારો બનાવીને આ દેહને શોભિત કર્યો પણ નિમેષમાત્રમાં નિર્મળ એવો આ દર્પણ ફક્ત સામીપ્યપણાથી તે સમગ્ર દેહના અલંકારોના મોહને ત્યાગ કરાવવામાં પ્રબળ સાધનભૂત થયો, તેથી તેની જેમ હે આત્મા ! તું નિર્મળ થઇને સુયતિઓના સચ્ચરિત્રોનું સ્મરણ કર અને ગૃહસ્થપણામા રહેલો એવો તું ઉપાર્જન કરેલા પાપોના સમૂહને નાશ કરવાને યતિની જેમ શક્તિ ફોરવ. વિવિધ પ્રકારના સુખોવડે

પ્રસન્ન થયેલ આ શરીરે જે કર્મબંધ કરેલ છે તેને હે આત્મા! તારે ભોગવવો પડશે; તો હવે તારૂં હિત વિચારીને આ દેહવડે એવું કરી લે કે જેથી તે શરીર ફરી પ્રાપ્ત થાય નહી. જો કદી સંસારના સુખરૂપ જગતનું સ્વામીપણું પ્રાપ્ત થયું, જો કદી કામને માટે પ્રીતિયુક્ત સુંદર નારીઓ પ્રાપ્ત થઇ અને જો કદી વિવિધ પ્રકારના અલંકારોથી આ શરીર શોભિત થયું, તો તેથી શું કાંઇપણ આત્મહિત થયું ? જેમણે વિષયસુખને વિષસમાન ગણીને તથા ભવભયથી ભીરૂ થઇને બંધુના પ્રેમની અવગણના કરી અને પ્રભુ પાસે જઇને ઉગ્ર વ્રતો ધારણ કર્યાં તે મારા બાંધવોને ધન્ય છે. દેવો, ઇંદ્રો તથા રાજાઓને શરણ કરવા યોગ્ય યુગાદિનાથ, ઋષભસેન ( પુંડરીક સ્વામી ) અને સાધુ એવા મારા ભાઇઓ તથા મારા બળમદને હણનાર બાહુબલિ આદિ સમગ્ર કુટુંબ મોક્ષે ગયું અને હા ! ખેદની વાત છે કે હું હજુ અહિં પડી રહેલો છું. આ સંસારની અંદર ઘણા દેવો, ઇંદ્રો, રાજાઓ અને જિનેન્દ્રો થઈ ગયા અને થશે તેવા અનાદિ અનંત આ સંસારમાં બુદ્‌બુદ પાણીના સરખો હું આકાશના પુષ્પની જેમ નિત્યતા માનીને હજુ બેઠેલો છું. સત્ય અને અસત્ય વચન બોલીને, ઔદારિકાદિ શરીર પ્રાપ્ત કરીને અને અનંતીવાર વિવિધ પ્રકારના મનપ્રણામ કરીને માત્ર સમગ્ર લોકાકાશના પુદ્‌ગળોને એકઠા કરવાના પ્રયાસ-વડે પાપનેજ એકઠું કર્યું. વિષસમાન ગર્ભનું દુઃખ, ભોગથી ઉત્પન્ન થતા રોગો, જરા મૃત્યુ અને નારકીના દુઃખો હસીને અ-થવા રૂદન કરીને તું એકલોજ ભોગવે છે. વિચાર કર કે તેમાં કોઇ પણ કુટુંબી ભાગીદાર થતો નથી. હે આત્મા ! તું તો નિર્મળ પરમ તેજવાળો એકલોજ છે અને સાત ધાતુના સ્વરૂપવાળો મળથી વ્યાપ્ત દેહ વિસદૃશ ભાવવાળો હોવાથી અન્ય છે, તો ધન આદિ અન્ય હોય તેમા તો કહેવુંજ શું ? રસ, રૂધિર, મેદ, માંસ, મજ્જા, અસ્થિ અને ચામડી યુક્ત અશુચિથી વ્યાપ્ત અંગવાળી અને શ્રવતા છિદ્રાવાળી નારીઓનું મોહ થકી મૂઢ બની સેવન કરતો

હે આર્ય ! હે આત્મન્! અંધ ચિત્તવાળો થઇને નરકમાં કેમ પડે છે ?' એ રીતે થયો છે આત્મબોધ જેને એવા ભરતરાજા જિનેશ્વરના વચનોનું સ્મરણ કરતાં મોહ રહિત થયા અને ક્ષપકશ્રેણીએ ચડીને સર્વે ઘાતી કર્મોનો ક્ષય કર્યો પ્રથમ જિનેશ્વરના વચનોને યાદ કરવાથી જ્ઞાનવાન થયેલા, મુનિના કૃત્યો જાણવાથી સમ્યગ્ દર્શનથી યુકત થયેલા અને શિવમાર્ગમાં રહેલા ભરતરાજાને સચ્ચરિત્રવડે તત્કાળ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું.

**ભરતમહારાજનો કેવળજ્ઞાનનો મહોત્સવ**—ભરતમહારાજને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું એમ જાણીને ઇંદ્ર તુરત હર્ષપૂર્વક તેમની પાસે આવ્યા. કારણકે સાધર્મિકની ઋદ્ધિ જોઇને કયા સધર્મીને હર્ષ ન થાય ? 'હે ત્રણ જગતને વંદનિક ! આપ જય પામો ! જય પામો '! એમ બોલતા દેવોથી યુકત નીતિવિજ્ઞ ઇંદ્ર હાથ જોડીને ભરતમહારાજ પ્રત્યે બોલ્યા–'ભાવચારિત્રવાળા આપને કેવળજ્ઞાન પ્રાપ્ત થયેલ છે અને મોક્ષ પ્રત્યે જવાવાળા પરમાત્મસ્વરૂપ આપ થયા છો. હવે આપ શુદ્ધ ચારિત્રનો વેષ ધારણ કરો, કારણકે અરીહંતોનું તેવા પ્રકારનું કથન છે.' વળી ઇંદ્રે કહ્યું કે–'પ્રથમ જિનેશ્વરના અભાવ થયા પછી ચારિત્રધર્મ રાજાએ પૃથ્વી ઉપ મદન, મદ અને મોહ આદિ બંધનોથી યુકત એવા તેમના પુ તમને જોઇને બંધન રહિત કરવા ભવવિરાગ નામના પોતાન મિત્રને તમારી પાસે મોકલ્યો. પછી તે ભવવિરાગે મોહના બંધન રૂપ આભૂષણોથી ઢાંકેલા શરીરમાં અલંકાર રહિત થયેલી કનિ અગુલિને આશ્રિત થયેલ તમારા દૃષ્ટિદ્વારથી અંતઃકરણમાં પેસીને ભાવરૂપી ખડ્ગવડે મોહરાજાને હણી નાખ્યો. પછી મૈત્રી, પ્રમોદ આદિ સુભટોએ મોહના સૈન્યનો પરાભવ કર્યો અને મંત્રીરૂપ મનને હણીને ભાવચારિત્રરાજ તમારા દેહરૂપ નગરની અંદર પેઠો. પછી તુરત રત્ન અને રજતના ઘટમાં રહેલા શુક્લધ્યાનરૂપી નીરવડે જ્ઞાનયુક્ત એવા તમને સિંચન કરીને ચારિત્રરાજે તમારા પિતાના આણે કરેલા ઉપકારને સંભારતો હોય તેમ તમને શીવપુરના

માર્ગમાં મૂકયા છે. તમારો પરમાત્મા હવે કેવળજ્ઞાન રૂપ રાજ્ય-ઉપર બિરાજે છે, તેથી હવે તમે મનને અપ્રધાન કર્યું છે, કારણકે નીતિવિજ્ઞો શત્રુના ગણને મળેલા એવા પોતાના સેવકને જાણ્યા પછી બહુમાન આપતા નથી. ગૃહસ્થના વેષને ધારણ કરેલા એવા તમારા ઉપર ચારિત્રરાજે ગુપ્ત રીતે અત્યંત મોટો ઉપકાર કરેલ છે. આપ હવે પ્રગટ નિર્મળ મુનિવેષને ધારણ કરો. આપ મહાત્મા છો, કૃતજ્ઞ છો, અને આપજ ખરેખરા ચક્રવર્તી છો.'

**ભરતરાજાનું મુનિવેષનું ગ્રહણ કરવું**— એ પ્રમાણે ઇંદ્રના વાકયથી કેવળજ્ઞાનવાન્ એવા ભરતમહારાજે લોચ કરીને વંદનિક એવો મુનિવેષ ધારણ કર્યો. કારણકે જો જ્ઞાનવાન અને મહાન્ પુરૂષો વ્યવહારના વિધિનું અનુકરણ કરે નહિ તો પૃથ્વી ઉપર ખરેખરૂં મહત્વ જાણી શકાય નહિ, અર્થાત્ વસ્તુસ્વરૂપનું બરોબર ભાન થાય નહિ.

**ભરતનાપુત્ર આદિત્યયશાને રાજ્ય**—પછી ઇંદ્રે ભરત-મહારાજના મોટા પુત્ર આદિત્યયશાને રાજ્યસિંહાસન ઉપર બેસાડીને હર્ષથી પોતાના હસ્તે તેને તિલક કર્યું અને રાજ્યભાર સોંપ્યો.

**ભરતમુનિનો વિહાર**—ભરતમુનિરાજ પછી પોતાના સાધુ-સમુદાયની સાથે કેવળજ્ઞાનથી ત્રિભુવનના ભાવોને જાણતા થકા નિત્ય સદુપદેશથી ભવ્યજીવોના મોહનો નાશ કરતા પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા. ધરિત્રી (પૃથ્વીરૂપી સ્ત્રી) ઘણા પુણ્યથી પામવા યોગ્ય ભરતમુનિના ચરણકમળના સ્પર્શનું પવિત્ર એવું સૌભાગ્ય પામીને પોતાના પતિના વિરહવાળી થયેલી સમગ્ર સ્ત્રીઓ કરતાં પોતાને અધિક માનવા લાગી. ભરતમુનિરૂપી ચંદ્રે પૃથ્વીવલયને વિક-સ્વર કરતાં અને ભવિકજનરૂપી ચકોરોને હર્ષ ઉપજાવતા પૂર્વલક્ષ વર્ષો પર્યંત વિહાર કર્યો.

**ભરતમુનિનો મોક્ષ**—પછી ભરતમુનિ પોતાના સાધુઓથી યુક્ત અષ્ટાપદપર્વત ઉપર ગયા અને એક માસોપવાસને અંતે

કાળ કરીને પોતાના પિતાના સ્થાનને(મોક્ષને) પામ્યા. ભરતરાજાએ સત્યોતેર પૂર્વલક્ષ વર્ષો કુમાર અવસ્થામાં કાઢ્યા. એક હજાર વર્ષો છ ખંડ સાધવામાં ગયા, અને છ લાખ પૂર્વમાં એક હજાર વર્ષ ન્યૂન ચક્રીપણામાં કાઢ્યા. એક લાખપૂર્વ યતિવેષ ધારણ કરીને કેવળજ્ઞાનથી યુક્ત થઇને વિચર્યા. એ રીતે ચોરાશી લાખ પૂર્વનું આયુષ્ય ભરતમહારાજે પૂર્ણ કર્યું. ઇંદ્રે અને ભરતમહારાજના પુત્ર આદિત્યયશાએ ભરતમુનિનો દેહસંસ્કાર અષ્ટાપદ ઉપર કર્યો અને મેઘકુમારના દેવોએ પછી સુગંધી જળની વૃષ્ટિ કરી.

અષ્ટાપદ ઉપર અને સિદ્ધાચળ ઉપર ભરતવિહાર- પછી ભરતરાજાના પુત્ર આદિત્યયશાએ અમૂલ્ય એવું કનકમય મંદિર અષ્ટાપદપર્વત ઉપર ઋષભદેવની મૂર્તિની દક્ષિણ દિશાએ કરાવ્યું અને તેમાં ભરતમહારાજની મૂર્તિ સ્થાપન કરી. પછી ઇંદ્ર ગયા અને પોતે અયોધ્યામાં આવ્યા. પુણ્યકાર્ય કરતા અને અર્ધભરતને શાસન કરતા એવા સૂર્યયશારાજાએ શત્રુંજયપર્વત ઉપર પણ વિશાળ એવું ભરતવિહાર કરાવ્યું.

એ પ્રમાણે આ જગતના અદ્ભુત ઉદયને કરનાર શ્રીમદ્ યુગાદિપ્રભુના હસ્તકમળથી ઉત્પન્ન થયેલા મતવડે સુગંધિત થયેલા ઇંદ્રોને માન્ય એવા મુખ્ય ગણધર પુંડરીકપ્રભુ જે સિદ્ધાચળ ઉપર સિદ્ધિપદ પામ્યા તેમનું અત્યંત આનંદકારી અને માંગળિક એવું આ ચરિત્ર સંપૂર્ણ થયું.

इति श्रीपुण्डरीकचरित्रम्.